Registered No. B. 43



પુસ્તક ૬૪ મું ] [ અંક ૧ લો

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

## જાન્યુઆરિ, સને ૧૯૨૫

કેળવણીખાતાનાં હુકમથી

તંત્રી અને પ્રકાશક (જાન્યુઆરિ ૧૯૨૪ થી)
કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M. Ed., I. E.S.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ



સૂર્યપ્રકાશ પ્રિં૦ પ્રેસમાં, મુળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું—
ઠેકાણું—પાનકોર નાકા—અમદાવાદ

## જાહેરખબરના ભાવ

| મુદ્દત | પેજ | | |
|---|---|---|---|
| | આખું | અર્ધું | પા |
| આખું વર્ષ | રૂ. ૧૦૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| ૭ માસ | રૂ. ૬૦ | રૂ. ૪૦ | રૂ. ૩૦ |
| ત્રણ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |

આ પત્ર સાથે કોઈ પણ હેંડ-બીલ વહેંચવામાં આવશે નહિ.

## સૂચના

૧. આ માસિકમાં—છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતાપણું હોવું જોઈએ એમ વાચકોએ માનવું નહિ.

૨. પત્ર સબંધી લખાણ-'મેનેજર, શાળાપત્ર' ઉપર મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસંદ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે.

૩. લેખકને ઉત્તેજન-વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

૪. લવાજમ-વરસ એકનો રૂ. ૧-૮-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉથી વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦; છુટક-અંકના રૂા. ૦-૨-૬; પોસ્ટેજ ૦-૦-૬ જુદું.

૫. મનિઑર્ડર-કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઓફિસ તરફથી અપાએલાં સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

૬. શાળાપત્રમાં-આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતુ નથી. માટે દરેક મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૭. શાળાપત્રનું વરસ-જાન્યુઆરીથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

તંત્રી.

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૪મું, જાન્યુઆરિ સને ૧૯૨૫, અંક ૧ લો

## ટૂંક સમયમાં લોકલબોર્ડ અને મ્યુનિસિપાલિટિને પ્રાથમિક શાળાઓ સોંપવાની હોવાથી નીચેના ઠરાવો શિક્ષકોની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

૧૦ મી ઑક્ટોબર ૧૯૨૪ ના કેળવણીખાતાના સરકારી ઠરાવ—
નં. ૨૫૩૪ નું અનુસંધાન

સરકારી ઠરાવ　　　　કેળવણીખાતુ

બંદરે મુંબઈ, ૧૦ મી ઑક્ટોબર ૧૯૨૪.

નં. ૨૫૩૪ મુંબઈ ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ ઍક્ટ, ૧૯૦૧, ની કલમ ૫૮ માં જણાવેલી શરત પ્રમાણે (મુંબઈ ઍક્ટ (૧) સ્થાનિક મંડળો ૩, ૧૯૦૧) અને મુંબઈ ગ્રામ્ય પંચાયત ઍક્ટ, અને કેળવણીખાતાના ૧૯૨૦, ની કલમ ૨૦ ની પેટા કલમ (૨) કેળવણીની બાબતમાં (મુંબઈ ઍક્ટ ૯, ૧૯૨૦ ના આધારે અને

સંબંધ દર્શાવનાર નિ-યમોને લગતો ૭ મી જાન્યુઆરિ ૧૮૮૫ ના રેવિન્યુ ખાતાના સર-કારી ઠરાવ નં. ૭૮ નો ભાગ.

(૨) ૧૮મી એપ્રિલ ૧૯૨૧ નો કેળવણી-ખાતાનો સરકારી ઠરાવ નં. ૨૦૩૩, અને

(૩) ૨૯મી મે ૧૯૨૨-નો સામાન્ય ખાતાનો સરકારી ઠરાવ નં. ૫૫-અ.

મુંબઈ પ્રાથમિક કેળવણી ઍક્ટ, ૧૯૨૩, ની કલમ ૨૭ ની પેટા કલમ (૧) (મુંબઈ ના ઍક્ટ ૪, ૧૯૨૩) ના આધારે અને લોકલ બોર્ડ ઍક્ટ, ૧૯૨૩, ની કલમ ૧૩૩ ના પેટા વિભાગ (b) (મુંબઈ ઍક્ટ ૬, ૧૯૨૩) પ્રમાણે આપવામાં આવેલી સત્તાના આધારે હાંસિયામાં બનાવેલા સરકારી ઠરાવો રદ કરીને કેળવણીની બાબતમાં મ્યુનિસિપાલિટિઓ અને જિલ્લા ને તાલુકા લોકલ બોર્ડોની સ્વતંત્ર સત્તા કેટલી છે તેની હદ નક્કી કરવાને અને તેમનો સરકારી કેળવણીખાતા સાથે કેવો સંબંધ છે અને તેમનો એક બીજા સાથે કેળવણીની બાબતમાં કેવો સંબંધ છે, અને ગ્રામ્ય શાળાઓની દેખ-રેખ રાખવાનું ગ્રામ્ય પંચાયતનું કામ કેટલે દરજ્જે રહેલું છે તે નક્કી કરવાને અને મુંબઈ પ્રાથમિક કેળવણી ઍક્ટ ૧૯૨૩ ની કલમ ૨૭ ની પેટા કલમ (૧) મુજબ નક્કી કરવાની નીચે જણાવેલી બાબતોને નિયમિત ધારણથી ચલાવવાને મુંબઈ સરકારે નીચેના કાનુનો ઘડ્યા છે.

---

## પ્રકરણ ૧લું

---

### સ્થાનિક સત્તાધીશ મંડળોની સત્તા અને ફરજ

મુંબઈ લોકલબોર્ડ ઍક્ટ, ૧૯૨૩, કલમ ૫૦ (૩)

સ્થાનિક મંડળોને તેમની પાસે છૂટ હશે તે પ્રમાણે તેમની સત્તા નીચે આવેલી હદમાં દરેકને પ્રાથમિક શાળાઓ રાખવાનું, તેમની મુલાકાત લેવાનું અને તેમના માટે યોગ્ય મકાનો પુરાં પાડવાનું કામ ફરજિઆત રહેશે, અને જરૂર પડે પ્રાથમિક શાળાઓ માટે લાયકાત

[ ટીપઃ— છાપેલો ભાગ જોવાને અનુકૂળ પડે તેટલા માટે યોગ્ય ઍક્ટમાંથી ઉતારવામાં આવેલ છે. ]

ધરાવનાર શિક્ષકો થવા માટે જે મનુષ્યો શિક્ષણ લેતા હોય તેમને લાયકાત મેળવાનું શિક્ષણ લે તે મુદત દરમિઆન સ્કોલરશિપો આપવી પડશે, અને પ્રાથમિક કેળવણીમાં સામાન્ય પ્રગતિ અને વૃદ્ધિ કરવાની ફરજ રહેશે.

મુંબઈ ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ ઍક્ટ, ૧૯૦૧, કલમ ૫૪ (પી). પ્રાથમિક શાળાઓ સ્થાપવા માટે અને તેમને નભાવવા માટે યોગ્ય બંદોબસ્ત કરવાનું કામ દરેક મ્યુનિસિપાલિટિને ફરજિઆત રહેશે.

મુંબઈ પ્રાથમિક કેળવણી ઍક્ટ, ૧૯૨૩, કલમ ૨ (વ્યાખ્યાઓ). સ્થાનિક સત્તાનો અર્થ કોઈ પણ જિલ્લા સ્થાનિક મંડળ અગર મ્યુનિસિપાલિટિ જેને સરકારે તેની શાળાઓનો વહીવટ કરવાની સત્તા આપી હોય તેને લાગુ પડે છે. અને એડનની બાબતમાં એડનના કારોબારી મંડળનો તેમાં સમાવેશ થાય છે.

કલમ ૪ (૩). સ્કૂલબોર્ડ વાર્ષિક બજેટ અને તેને લગતા ફેરફારો સ્થાનિક સત્તાધીશ મંડળ આગળ મંજુરી માટે રજુ કરશે.

કલમ ૮ (૧). દરેક સ્થાનિક સત્તાધીશ મંડળ નામદાર સરકારના હુકમ પ્રમાણે સરકારી કેળવણીખાતામાં કામ કરના પ્રાથમિક શાળાઓના શિક્ષકોને સરકારી કેળવણી માનામાં જે શરતો અને કોલકરારોએ તેમને રાખવામાં આવેલા હોય તે શરતો અને કોલકરારો પ્રમાણે રાખી લેશે અને નોકરીમાં રાખશે.

કલમ ૮ (૨). આ શિક્ષકો સંબંધી હાલ અને ભવિષ્ય માટે નામદાર સરકારના જે હકો રહેલા છે અને જે જવાબદારી, ફરજ અને સત્તા રહેલી છે તે હવે સ્થાનિક સત્તાધીશ મંડળના હાથમાં રહેશે અને તેનો ઉપયોગ અગર ઉપભોગ તે કરી શકશે.

શરત (અ) નોકરીમાંથી બરતરફ કરવા માટે કોઈ પણ શિક્ષકનો નામદાર સરકારને અપીલ કરવાનો હક રહેશે.

(બ) સ્થાનિક સત્તાધીશ મંડળની સત્તા નીચે શિક્ષકોને લેવામાં આવે અને નોકરીમાં રાખવામાં આવે તે વખતે તેમના પગાર અને ભથ્થાના

ક. . તમા લાગુ પાડવા હવે તેમા નામદાર સરકારની અગાઉથી મજુરી મેળવ્યા સિવાય ફેરફાર કરી શકશે નહિ.

પેટા કલમ ૧ ના નિયમોમા દર્શાવ્યા પ્રમાણે જો એક સ્થાનિક સત્તાધીશ મડળ કોઈ પણ શિક્ષકને બીજા સ્થાનિક

**ક. . ( ).** સત્તાધીશ મંડળને સોંપે તો તે શિક્ષકે કરેલી નોકરીના બદલામા સરકાર ઠરાવ કરે તે પ્રમાણે પહેલા સત્તાધીશ મડળે બીજાને પૈસા આપવા પડશે.

સ્કૂલબોર્ડની ભલામણ ઉપરથી સરકારની મજુરી મેળવીને સ્થાનિક

**કલમ ૯ (૧)** સત્તાધીશ મંડળ સ્કૂલબોર્ડના વહીવટ ચલાવનાર અમલદારની નીમણુક કરશે

**કલમ ૧૦ (૧)** કોઈ પણ સ્થાનિક સત્તાધીશ મડળ હદમા આવેલા કોઈ પણ ભાગમા અગર બધા ભાગમા છોકરાઓ માટે અગર છોકરીઓ માટે અગર બને માટે ફરજિયાત * શરૂઆતની પ્રાથમિક કેળવણી શિખવવાનો પોતાનો ઇરાદો જાહેર કરવાનો ઠરાવ કરશે, અને જો સ્થાનિક સત્તાધીન મડળ જિલ્લા લોકલબોર્ડ હોય તો જિલ્લામા આવેલી જે મ્યુનિસિપાલિટિને સ્થાનિક સત્તા આપવામા આવી ન હોય તેવી મ્યુનિસિપાલિટિની હદના કોઈ પણ ભાગમા ફરજિયાતની પ્રાથમિક કેળવણી શિખવવાનો ઠરાવ કરી શકશે, અને તેની એક યોજના તૈયાર કરીને તે સબધના ઠરાવ નામદાર સરકાર આગળ રજુ કરશે,

જો સરકાર હુકમ કરે તો સરકાર ઠરાવે તેટલી મુદતની અદર દરેક સ્થાનિક સત્તાધીશ મડળે ઉપર બતાવેલી હદમા

**કલમ ૧૦ (૨)** સરકાર ઠરાવે તે પ્રમાણે અને છોકરા અગર છોકરીઓની અગર બનેની બાબતમા સરકાર સૂચવે તે પ્રમાણે શરૂઆતની પ્રાથમિક કેળવણી શિખવવાની યોજના તૈયાર કરી રજુ કરવી પડશે.

દરેક સ્થાનિક સત્તાધીન મડળે પોતાની સત્તાની હદમા અમુક નક્કી

**કલમ ૧૦ (૩).** કરેલી મુદતની અદર સર્વત્ર ફરજિયાત કેળવણી દાખલ કરવાની બની શકે તેવી સપૂર્ણ યોજના આપેલી મુદતની અદર તૈયાર કરવી પડશે

---

* ટીપ—શરૂઆતની પ્રાથમિક કેળવણી એટલે બાળવર્ગથી ચોથા ધોરણ સુધીની

યોજના મંજુર થયા પછી સ્થાનિક સત્તાવાળા મંડળ ફરજીઆત કેળવણી દાખલ કરવાના વ્યવહારમાં ફરજીઆતની
કલમ ૧૪. શરૂઆતની પ્રાથમિક કેળવણી ‹‹‹ ‹ યોગ્ય બંદોબસ્ત કરશે અને ઉપર ‹‹ વનાની
અંદર સ્કૂલબોર્ડના વહીવટ નીચેની કોઈ પણ નિ‹‹મા ‹ પણ વિદ્યાર્થી પાસેથી શરૂઆતની પ્રાથમિક કેળવણીના શિક્ષણ માટ ‹‹ ‹‹‹.
મંજુર કરેલી યોજના સરકારની પરવાન‹ ‹‹ સ્થાનિક સત્તા-
કલમ ૧૫. ધીશ મંડળ તેમાં યોગ્ય સુધારા વધારા ‹ વારંવાર પાછી ખેંચી લઈ ‹.

આ ઍક્ટના કાનુનો અને આ ઍક્ટના હેતુઓ ‹‹‹‹ નાવવા તેના આધારે બનાવેલા ‹‹‹ ‹‹‹ આવે
કલમ ૨૭ (૩) તેવા કાયદા સરકારની મંજુરી ‹‹‹ કોઈ પણ સ્થાનિક સત્તાધીશ મંડળ ‹‹‹ ‹‹ શકશે.
ઉપર દર્શાવેલા કાનુનોના સામાન્ય હેતુનો ભંગ ન થાય ‹‹ રીતે ‹‹ કરીને સ્થાનિક સત્તાધીશ મંડળ ( નીચેની ‹ ‹‹‹ ) કાયદાઓ બનાવી શકશે:—

(અ) સ્થાનિક જરૂરિઆતોને ઉપયોગમાં ‹‹, તેના વ્યાવહારિક શિક્ષણનો અભ્યાસક્રમ પ્રાથમિક શાળાના અભ્યાસક્રમમાં ‹‹ ‹‹‹ વિષે.

(બ) પ્રયોગદ્વારા વિજ્ઞાનનું શિક્ષણ, માટીના નમુના બનાવવાનું શિક્ષણ, સૃષ્ટિજ્ઞાનનું શિક્ષણ, હસ્તકળાશિક્ષણ, ‹‹ ‹‹‹ ધંધામાં ઉપયોગમાં આવે તેવું કામ, જેની અંદર આર્થામ‹ ‹‹‹ ‹‹‹‹ પણ ઉંમરના વિદ્યાર્થીઓ માટેના ગૃહવિજ્ઞાનનો સમાવેશ થઈ જાય છે, તેનું શિક્ષણ આપવાનો ઠરાવ કરવા વિષે.

(ક) પ્રાથમિક કેળવણી મેળવતા કોઈ પણ ઉંમરના વિદ્યાર્થીઓ માટે શારીરિક અને નૈતિક કેળવણી આપવાનો ઠરાવ કરવા વિષે.

(ડ) શિક્ષકો, પરીક્ષકો અને દેખરેખ રાખનાર ‹‹ રાખવાની શરતો અને પગાર નક્કી કરવા માટે, અને પ્રાથમિક ‹‹‹‹‹‹ વહીવટ અને કારભાર નિયમિત ચલાવવા માટે.

(ઈ) પ્રાથમિક કેળવણી મેળવતા કોઈ પણ ઉંમરના ગરીબ વિદ્યાર્થીઓ માટે ચોપડીઓ, સ્લેટો અને કેળવણી માટે અગત્યની વસ્તુઓ આપવાનો ઠરાવ કરવા વિષે.

(ક) પ્રાથમિક શાળાનાં ઉપલાં ધોરણોના અભ્યાસક્રમમાં ભવિષ્યના ધંધામાં ઉપયોગમાં આવે તેવો અભ્યાસક્રમ નક્કી કરી દાખલ કરવા વિષે.

ટુંકું નામ. ૧. આ નિયમો મુબઈ પ્રાથમિક કેળવણીના ૧૯૨૪ ની સાલના નિયમો કહેવાશે.

વ્યાખ્યા. ૨. મુખ્ય બાબત અગર તેને લગતી બાબત વિષે કંઈ પણ ખોટા અર્થ નો ભાસ થાય નહિ ત્યાંસુધી આ નિયમોમાં—

(અ) 'સ્થાનિક સત્તાધીશ મંડળ' નો અર્થ કોઈ પણ જિલ્લા લોકલ બોર્ડ અગર મ્યુનિસિપાલિટિ જેને સરકારે તેની શાળાઓનો વહીવટ કરવાની સત્તા આપેલી હોય તેને લાગુ પડે છે.

(બ) 'એક્ટ'નો અર્થ મુબઈ પ્રાથમિક કેળવણી એક્ટ, ૧૯૨૩, કરવામાં આવેલો છે.

(ક) કોઈ પણ શાળા અગર શાળાનો ભાગ જેની અંદર શરૂઆતની પ્રાથમિક કેળવણી આપવામા આવતી હોય, અને જેને મુબઈ પ્રાથમિક કેળવણી એક્ટ, ૧૯૨૩, ની કલમ ૩ જીના આધારે બનાવવામા આવેલા, સ્કૂલબોર્ડે ચાલુ વખતે માટે માન્ય કરેલી હોય, અથવા સ્કૂલબોર્ડે નામંજુર કર્યા પછી સરકારમા અપીલ કરવાથી સરકારે માન્ય કરી હોય, તેવી શાળાને અથવા શાળાના ભાગને 'માન્ય ગણવામા આવેલી શાળા' ગણવામા આવી છે.

(ડ) 'પછાત' અને 'હલકી' કોમોનો અર્થ પરિશિષ્ટ અમા જણાવ્યા પ્રમાણે થાય છે, અને સ્થાનિક સત્તાધીશ મંડળની સંમતિથી સરકાર વારંવાર જે કોમોને 'પછાત' અને 'હલકી' કોમોમા ગણવાનુ ઠરાવે તેમનો તેમા સમાવેશ કરવામા આવશે.

(ઇ) જે શિક્ષકન પાસે પ્રાથમિક કેળવણીના શિક્ષણની સરકારી સંસ્થાનુ સાર્ટીફીકેટ હોય અગર સરકાર વખતો વખત માન્ય ગણે તેવું બીજુ સાર્ટીફીકેટ હોય તેને 'ટ્રેઇન્ડ શિક્ષક' ગણવામા આવશે.

પ્રાથમિક શાળાઓ વિષે. ૩. (૧) કોઈ પણ સ્થાનિક સત્તાધીશ મંડળને પુરતી સંખ્યામા પ્રાથમિક શાળાઓ રાખવી પડશે, અને જ્ઞાતિના કારણને લઈને કોઈ પણ વિદ્યાર્થીને પ્રાથમિક કેળવણી લેતા અટકાવી શકાશે નહિ.

(૨) સ્થાનિક માતૃભાષાની અંદર કેળવણી આપવાને માટે શાળાઓ કોઈ પણ સ્થાનિક સત્તાધીશ મંડળને રાખવી પડશે; એટલુંજ નહિ પણ તે ઉપરાંત સ્થાનિક માતૃભાષા સિવાયની ઇલાકામાં બોલાતી મરાઠી, ગુજરાતી, કાનડી, સિંધી અને ઉર્દુ જેવી જાણીતી માતૃભાષા બોલતા વિદ્યાર્થીઓ માટે શિક્ષણ આપવાને બની શકે તે પ્રમાણમાં શાળાઓ રાખવી પડશે, અને જો ૨૫ કરતાં ઓછા વિદ્યાર્થીઓ ન હોય અને તેમનાં માબાપ તે સ્થળે સાધારણ રીતે રહેતાં હોય, અને તેમની એવી ઇચ્છા હોય કે તેમને તેમની (ઉપર જણાવેલી) માતૃભાષામાં કેળવણી મળે અને તે સ્થળમાં એવી કેળવણી આપવાની બીજી કોઈ " માન્ય રાખવામાં આવેલી શાળા " ન હોય, તો તેવી જગાએ તેવી નિશાળો ચલાવવાનો બંદોબસ્ત કરવો પડશે. પરંતુ ખાસ સંજોગોમાં કોઈ પણ સ્થાનિક સત્તાધીશ મંડળને સરકાર આ પેટા નિયમનો અમલ કરવામાંથી મુક્ત કરી શકશે.

જે દેશી ખ્રિસ્તીઓ ઇલાકાની જાણીતી કોઈ પણ માતૃભાષા બોલતા નથી તેમને માટે અંગ્રેજી માતૃભાષા તરીકે ગણવાનું ઠરાવવામાં આવ્યું છે.

(૩) (અ) કોઈ પણ સ્થાનિક સત્તાધીશ મંડળે મુસલમાનો, પછાત કોમો અને અંત્યજ વર્ગોની જરૂરિઆતો તરફ ખાસ ધ્યાન આપવું પડશે. અને તેમને માટે જુદી નિશાળો સ્થાપવાનો અગર સ્કોલરશિપો આપવાનો અગર તે વર્ગના શિક્ષકો રાખવાનો અને તેમને ટ્રેઇન્ડ કરવાનો ખાસ બંદોબસ્ત કરવો પડશે.

(બ) કોઈ પણ સ્થાનિક સત્તાધીશ મંડળે આ વર્ગોની ખાસ મદદ સાચવવાનું જારી રાખવું પડશે. દાખલા તરીકે, મુસલમાનો અને પછાત કોમો માટે મધ્યસ્થ શાળાઓ, અંત્યજ વર્ગોની સ્કોલરશિપો અને તેવી બીજી બાબતો કે જેને માટે સરકારે ખાસ ગ્રાન્ટ આપેલી છે, તે બધું ચાલુ રાખવું પડશે; કારણ કે એ બધી ગ્રાન્ટોનો કેળવણી ઍક્ટની કલમ ૧૩ (૨) પ્રમાણે સ્થાનિક સત્તાધીશ મંડળને આપવામાં આવનારી વાર્ષિક ગ્રાન્ટમાં સમાવેશ કરવામાં આવેલો છે.

(૪) દરેક સ્થાનિક સત્તાધીશ મંડળ, શરૂઆતની પ્રાથમિક કેળવણીના શિક્ષણ ઉપરાંત પ્રાથમિક કેળવણીના શિક્ષણને માટે એટલે ચોથા ધોરણથી ઉપલાં ધોરણોનું શિક્ષણ આપવાને માટે યોગ્ય બંદોબસ્ત કરશે.

૪. (અ) દરેક સ્થાનિક સત્તાધીશ મંડળ પુરતા પ્રમાણમાં વહીવટ

કરનાર, દેખરેખ રાખનાર, તપાસણી કરનાર અમલદાર વર્ગ
નોકર વર્ગ રાખવા અને શિક્ષક વર્ગ રાખશે. તેમજ જરૂર
વિષે. પડે તેટલા હાજરીની તપાસણી રાખનાર અમલ
દારો રાખશે. ઉપલા વર્ગના નોકરોનો પગાર અને
તેમને રાખવાની શરતોનો આધાર મુખ્યત્વે કરીને કેળવણી ઍક્ટની ૨૭મી કલમના (૩) (ડ)ના આધારે સ્થાનિક સત્તાધીશ મંડળ જે કાનુનો બનાવે તેના ઉપર અને આ નિયમો ઉપર રહેશે.

(બ) પ્રાથમિક કેળવણી ઍક્ટ પ્રમાણે અગર તે ઍક્ટના આધારે બનાવવામાં આવેલા નિયમો પ્રમાણે સ્કૂલબોર્ડની સત્તાની હદ મુકરર કરવામાં આવેલી હોય તે સિવાય ઉપર જણાવેલા રાખવામાં આવેલા બધા અમલદારો, શિક્ષકો, કારકુનો અને હલકા દરજ્જાના નોકરોની નીમણુક સ્કૂલબોર્ડ કરી શકશે; અને તે બધા સ્કૂલબોર્ડની સત્તા નીચે રહેશે, અને સ્કૂલબોર્ડના હુકમને આધીન રહેશે.

**સમજુતી**—'અમલદાર' નો અર્થ વહીવટ કરનાર, દેખરેખ રાખનાર, અગર તપાસણી કરનાર અમલદાર વર્ગ પૈકી કોઈપણ અમલદારને લાગુ પડે છે.

૫ (૧) અમલદારો અગર કારકુનોની નોકરી સરકારે ઉછીની
સરકારને આપવા નો આપેલી હોય, અગર આપે તે બધાની રજા
રજા અને પેન્શનનો અને પેન્શનના ફાળાની રકમ દરેક સ્થાનિક
ફાળો. સત્તાધીશ મંડળે આપવી પડશે.

૫ (૨) પ્રાથમિક કેળવણી ઍક્ટની કલમ ૮ (૧) ના આધારે જે બધા પ્રાથમિક શાળાના શિક્ષકોને સ્થાનિક સત્તાધીશ મંડળ લે અને નોકરીમાં રાખે તેમને લીધાની અને નોકરીમાં રાખ્યાની તારીખથી પેન્શન આપવાને માટે દરેક સ્થાનિક સત્તાધીશ મંડળે યોગ્ય ગોઠવણ કરવી પડશે; પરંતુ જે શિક્ષકોને નોકરી દસ વર્ષ કરતાં વધારે ન હોય તેવા શિક્ષકોને સરકારની અગાઉથી મંજુરી મેળવીને, સ્થાનિક સત્તાધીશ મંડળ, પેન્શનને બદલે સ્થાપન કરેલા કોઈ પ્રોવિડન્ટ ફંડમાં, અગર ઉપર જણાવેલી તારીખ પછી સ્થાનિક સત્તાધીશ મંડળે નોકરીમાં રાખેલા હોય તેવા શિક્ષકો અગર કેળવણીખાતાના બીજા નોકરોના ફાયદા માટે, પ્રોવિડન્ટ ફંડ સંબંધી સરકારે મંજુર કર્યાં હોય તેવા નિયમોને આધારે સ્થાપન કરવામાં આવનાર, પ્રોવિડન્ટ ફંડમાં જોડાવાની છૂટ આપી શકશે.

સરકારમાં પેન્શનનો ફાળો ભરીને અગર વખતો વખત ઠરાવે તેવું પેન્શન ફંડ કાઢવાની મંજુરી આપવામાં આવી હોય ત્યાં . સરકાર નકી કરે તેવા દરે અને તેવા વખતે સ્થાનિક સત્તાધીશ મંડળે પેન્શનનાં નાણાં તે ફંડમાં ભરવાં પડશે.

**ટ્રેઇન્ડ શિક્ષકો પુરા પાડવા વિષે.**

૬. સરકારી શિક્ષણની સંસ્થામાં મળી શકે તેવી સ્કોલરશિપો આપીને અગર બીજી રીતે પુરતી સંખ્યામાં ટ્રેઇન્ડ શિક્ષકો પુરા પાડવાની ગોઠવણ દરેક સ્થાનિક સત્તાધીશ મંડળે કરવી પડશે.

**નિશાળોનાં મકાન અને સામાનની ગોઠવણ.**

૭. દરેક સ્થાનિક સત્તાધીશ મંડળે પોતાના તાબાની નિશાળો માટે જોઈતાં મકાન, સામાન અને સાહિત્ય પુરાં પાડવાનો બંદોબસ્ત કરવો પડશે.

**બીજાં ખર્ચ કરવા વિષે.**

૮. કેળવણી ઍક્ટમાં બતાવ્યા પ્રમાણે કેળવણીને લગતાં જે જે કામ સ્થાનિક સત્તાધીશ મંડળને કરવાની ફરજ રહેલી છે, તે કામ બરાબર યોગ્ય રીતે કરવાને માટે બીજાં જે કંઈ ખર્ચ કરવાં પડે તે કરવાં પડશે.

**ગ્રાન્ટ આપવા વિષે.**

૯. દરેક સ્થાનિક સત્તાધીશ મંડળે ૮૬મા નિયમમાં જણાવેલી શરતો લક્ષમાં રાખીને પોતાના તાબાની હદમાં આવેલી માન્ય રાખવામાં આવેલી પ્રાથમિક શાળાઓને મદદ તરીકે ગ્રાન્ટ સ્કૂલબોર્ડની મારફત આપવી પડશે; અને જો સ્થાનિક સત્તાધીશ મંડળ જિલ્લા લોકલ બોર્ડ હોય તો જિલ્લામાં આવેલી સ્થાનિક સત્તા નહિ ધરાવતી કોઈ મ્યુનિસિપાલિટિની હદમાં આવેલી ઉપરની નિશાળો ગ્રાન્ટ માટે અરજ કરે તો તેમને પણ ગ્રાન્ટ આપવી પડશે.

**ફરજિઆત વિસ્તારની અંદર શરૂઆતની પ્રાથમિક કેળવણી મફત આપવા વિષે.**

૧૦. પ્રાથમિક કેળવણી ફરજિઆત કરવામાં આવી હોય તેવા વિસ્તારની અંદર કેળવણી ઍક્ટના આધારે ફરજિઆત ધારામાં આવતાં બધાં છોકરાંને શરૂઆતની પ્રાથમિક કેળવણી મફત આપવા માટે સ્થાનિક સત્તાધીશ મંડળે ગોઠવણ કરી આપવી પડશે.

ડિરેક્ટર ઑાવ પબ્લિક ઇન્સ્ટ્રક્શનને પુરા પાડવા વિષે.

૧૧. દરેક સ્થાનિક સત્તાધીશ મંડળે સ્કૂલબોર્ડના વાર્ષિક બજેટની અને વધારાના બજેટના નકલ અને તેની આવક-હિસાબના આંકડા જાવક બતાવનારા વાર્ષિક પત્રકની નકલ ડિરેક્ટર ઑાવ પબ્લિક ઇન્સ્ટ્રક્શનને મોકલી આપવી પડશે.

સત્તા આપવા વિષે.

૧૨. કોઈ પણ સ્થાનિક સત્તાધીશ મંડળ પોતાની સત્તા અગર કરવાનાં કામો સ્કૂલબોર્ડને આપી શકશે પણ સ્થાનિક સત્તાધીશ મંડળની અગાઉથી મંજુરી મેળવ્યા સિવાય સ્કૂલબોર્ડે એવું કંઈ પણ કામ કરવું નહિ કે જેથી બજેટમાં મંજુર કરેલું હોય તેના કરતાં વધારે ખર્ચ થાય અગર સ્થાનિક સત્તાધીશ મંડળને ભવિષ્યના વર્ષોમાં તેને લીધે વધારે જવાબદારી ભોગવવી પડે.

---

# પ્રકરણ ૨ જું

## સ્કૂલબોર્ડ

### અ—સ્કૂલબોર્ડ નીમવા વિષે

મુંબઈ પ્રાથમિક કેળવણી ઍક્ટ ૧૯૨૩, કલમ ૩૭(૧).

દરેક સ્થાનિક સત્તાધીશ મંડળે સ્કૂલબોર્ડ નીમવુ પડશે. સ્કૂલબોર્ડનું બંધારણ ઍક્ટમાં જણાવ્યા મુજબનું હોવું જોઈશે અને જો સ્થાનિક સત્તાધીશ મંડળ કોઈ પણ મ્યુનિસિપાલિટિ હોય તો ઓછામાં ઓછા ૭ અને વધારેમાં વધારે ૯ ચુંટી કાઢેલા સભાસદો સ્કૂલબોર્ડમા હોવા જોઈશે, અને જો સ્થાનિક સત્તાધીશ મંડળ જિલ્લા લોકલ બોર્ડ હોય તો ઓછામાં ઓછા ૯ અને વધારેમા વધારે ૧૬ ચુંટી કાઢેલા સભાસદો હોવા જોઈશે.

'સ્થાનિક સત્તાધીશ મંડળ ઉપરના સભાસદો ચુંટી કાઢશે અને બની શકે ત્યાંસુધી તેની અંદર કેળવણીમા પ્રવીણ માણસો, સ્ત્રીઓ,' નાની કોમના પ્રતિનિધિઓ અને પછાત કોમ અને અસંતજ વર્ગના પ્રતિનિધિઓનો તેમાં સમાવેશ કરવો પડશે, અને સ્થાનિક સત્તાધીશ મંડળ જિલ્લા લોકલ બોર્ડ હોય તો જિલ્લાની અંદર આવેલી મ્યુનિસિપાલિટિઓ કે જેને સ્થાનિક

સત્તા આપેલી ન હોય તેમના પ્રતિનિધિઓનો પણ સમાવેશ કરવો પડશે. આ સભાસદો સ્થાનિક સત્તાધીશ મંડળના સભાસદો હોવા જોઈએ એવું નથી.

**સ્કૂલબોર્ડમાં સભાસદ થવાને કે- વી રીતે નાલાયક થઈ શકે.**

૧૩ સ્થાનિક સત્તાધીશ મંડળના હાથ નીચે બનાવવામાં આવેલી સ્કૂલબોર્ડમાં જો સ્થાનિક સત્તાધીશ મંડળ જિલ્લા લોકલબોર્ડ હોય તો કોઈ પણ માણસ સાધરણ રીતે જિલ્લાનો રહીશ હોય અને મુંબઈ લોકલ બોર્ડ ઍક્ટ, ૧૯૨૩. ની કલમ ૯ પ્રમાણે જિલ્લા લોકલ બોર્ડનો સભાસદ થવાને નાલાયક થએલો નહિ હોય તોજ સભાસદ થવાને લાયક ગણાશે. અને જો સ્થાનિક સત્તાધીશ મંડળ કોઈ મ્યુનિસિપાલિટિ હોય તો કોઈ પણ માણસ મ્યુનિસિપલ હદમાં સાધારણ રીતે રહેતો હોય અને મુંબઈ ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ ઍક્ટ, ૧૯૦૧,ની કલમ ૧૫ મુજબ મ્યુનિસિપાલિટિનો સભાસદ થવાને નાલાયક થએલો ન હોય તોજ તે સભાસદ થવાને લાયક છે; પરંતુ પાછળના ઍક્ટની ૨૫મી કલમની પેટા કલમ (૧) ના પેટા વિભાગ (ક) માં ગમે તે લખેલું હોય તેમ છતાં કોઈ પણ સ્ત્રી ફક્ત સ્ત્રી જાતિને લીધે સ્કૂલબોર્ડમાં સભાસદ થવાને નાલાયક ગણી શકાશે નહિ.

**સ્કૂલબોર્ડ બંધારણ વિષે.**

૧૪. આ નિયમોના પરિશિષ્ટ ચ માં જણાવ્યા પ્રમાણે સ્કૂલબોર્ડનું બંધારણ રાખવું પડશે.

**સ્કૂલબોર્ડ નીમવા વિષે.**

૧૫. કેળવણી ઍક્ટની કલમ ૪ (૧) પ્રમાણે અમુક તારીખથી સ્કૂલબોર્ડ પોતાની સત્તાનો ઉપયોગ કરી શકશે, એવો જાહેર ઠરાવ સરકાર તરફથી બહાર પાડવામાં આવે કે તરતજ સ્થાનિક સત્તાધીશ મંડળ સ્કૂલબોર્ડ નીમવાનું કામ શરૂ કરશે.

જ્યારે જિલ્લા લોકલ બોર્ડ અગર જેને પોતાની નિશાળોનો વહીવટ ચલાવવાની સત્તા આપવામાં આવેલી હોય તેવી મ્યુનિસિપાલિટિની નવીજ ચુંટણી કરવામાં આવે તો તેમની પહેલીજ સભા વખતે સ્કૂલબોર્ડની નીમણૂક કરવી પડશે.

ટીપ—સ્કૂલબોર્ડ નીમવાના આદર્શ નિયમો પરિશિષ્ટ છ માં

| | |
|---|---|
| ૧૬. સભાસદોની અચાનક ખાલી પડતી જગાઓ પુરવા વિષે. | સભાસદોની અચાનક ખાલી પડેલી જગાઓ બની શકે ત્યાંસુધી ચુંટણી કરીને અગર નીમણુક કરીને અમલ હશે તે પ્રમાણે અને અગાઉના સભાસદ જે વર્ગના અગર મંડળના પ્રતિનિધિઓ હશે તેજ વર્ગના અગર મંડળના પ્રતિનિધિઓમાંથી પુરવામાં આવશે. |

## બ.—સ્કૂલબોર્ડ નીમવાની પદ્ધતિ.

| | |
|---|---|
| ૧૭. સ્કૂલબોર્ડ નીમવાની પદ્ધતિ. | દરેક સ્થાનિક સત્તાધીશ મંડળ નીચે પ્રમાણે સ્કૂલબોર્ડના સભાસદો નીમવાની તજવીજ કરશેઃ— |

(૧) નીચેના ખાસ વર્ગોના સભાસદો જે સ્થાનિક સત્તાધીશ મંડળના સભાસદો હોવાજ જોઈએ તેમ નથી; તેમની જો સભાસદો મળી શકતા હોય, તો નીચે પ્રમાણે પહેલવહેલી જુદીજ ચુંટણી કરવીઃ—

(૧) કેળવણીમાં પ્રવીણ માણસોઃ—

સમજુતી—જે માણસે (अ) સરકારી કેળવણીખાતામાં ઓછામાં ઓછા ૧૦ વર્ષ સુધી અમલદાર તરીકે કામ કર્યું હશે અગર (ब) જેણે કોઈ સરકારી અગર સરકારી મદદ મેળવતી અગર સરકારે સ્વીકારેલી શાળાની અંદર અગર સ્થાનિક સત્તાધીશ મંડળે માન્ય રાખેલી શાળાની અંદર કાર્યવાહક ( મેનેજર ) તરીકે અગર શક્ષક તરીકે ઓછામાં ઓછાં ૧૦ વર્ષ સુધી કામ કર્યું હશે અગર (क) જેણે કોઈ પણ સ્થાનિક સત્તાધીશ મંડળના સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદાર તરીકે ઓછામાં ઓછાં ૫ વર્ષ સુધી કામ કર્યું હશે તેને કેળવણીમાં પ્રવીણ માણસ તરીકે ગણવામાં આવશે.

(૨) સ્ત્રીઓ.

(૩) નાની કોમોના પ્રતિનિધિઓ. જો એક કરતાં વધારે નાની કોમોના પ્રતિનિધિઓ મોકલવાના હોય તો દરેક નાની કોમનો જુદો જુદો પ્રતિનિધિ ચુંટી કાઢવો.

(૪) પછાત વર્ગના પ્રતિનિધિઓ.

(૫) અંત્યજ વર્ગના પ્રતિનિધિઓ.

(૬) ફક્ત જિલ્લા લોકલ બોર્ડની બાબતમાં જિલ્લાની અંદર આવેલી જે મ્યુનિસિપાલિટિઓને સ્થાનિક સત્તા આપવામાં આવેલી નથી તેના પ્રતિનિધિઓ.

ચુંટણી કરવાના નિયમો. (ii) ઉપરના વર્ગોના દરેક વર્ગ માટે સ્કૂલબોર્ડના સભાસદોની સ્થાનિક સત્તાધીશ મંડળ નીચે પ્રમાણે ચુંટણી કરશેઃ—

જે ખાલી જગાના કરતાં ઉમેદવારો વધારે હોય તો ચિઠ્ઠીઓથી મત લેવામાં આવશે, અને સ્થાનિક સત્તાધીશ મંડળની સભામાં હાજર રહેલા સભાસદો પૈકી દરેક સભાસદ જેટલી જગાઓ હશે તેટલા મત આપી શકશે, અને એકજ ઉમેદવારને એક અથવા વધારે મત આપી શકશે. ઉમેદવારોમાંથી જેના વધારે મત આવશે તેની નીમણુક કરવામાં આવશે. જે એક જગાને માટે બે અથવા વધારે ઉમેદવારો હોય અને દરેકના મત સરખા આવે તો ચિઠ્ઠીઓ નાખીને નીમણુક કરવામાં આવશે.

ઉપર બતાવેલી રીત પ્રમાણે સ્થાનિક સત્તાધીશ મંડળ સ્કૂલબોર્ડના બાકીના સભાસદોની નીમણુક કરશે. ઉપર બતાવેલા ખાસ વર્ગો પૈકી કોઈ પણ વર્ગના સભાસદો સ્થાનિક સત્તાધીશ મંડળમાં સભાસદો હોય અને ઉપલા વર્ગોના પ્રતિનિધિઓ તરીકે સ્કૂલબોર્ડમાં ન નીમાયા હોય તો સ્કૂલબોર્ડના સાધારણ સભાસદો તરીકે ચુંટવાને બાતલ થઈ શકતા નથી.

૧૮. જે કોઈ પણ સ્ત્રી સ્કૂલબોર્ડનું કામ કરવાને લાયક ન હોય સ્ત્રીઓની જગાએ નીમણુક કરવા વિષે. અગર ખુશી ન હોય તો જે માણસને કન્યાશાળાઓનો વહીવટ ચલાવવાનો પુરેપુરો જાતિ અનુભવ હોય તેવા માણસની તેની જગ્યાએ નીમણુક કરવી.

૧૯. જિલ્લા મ્યુનિસિપાલિટિઓ કે જેને સ્થાનિક સત્તા આપવામાં આવેલી નથી તે મ્યુનિસિપાલિટિઓના પ્રતિનિધિ-

**મ્યુનિસિપાલિટિઓના પ્રતિનિધિઓ નીમવા વિષે.**

ઓની નીમણુક કરવામાં સ્થાનિક સત્તાધીશ મંડળ અગાઉથી તે મ્યુનિસિપાલિટિઓના અભિપ્રાય મેળવશે.

જો જિલ્લાની અંદર આવી મ્યુનિસિપાલિટિઓની સંખ્યા મ્યુનિસિપાલિટિઓના નીમવામાં આવનાર પ્રતિનિધિઓની સંખ્યા કરતાં વધારે હોય તો દરેક મ્યુનિસિપાલિટિએ કેવા ક્રમ પ્રમાણે પોતાના પ્રતિનિધિને મોકલવો તે સંબંધી એક યાદી સ્થાનિક સત્તાધીશ મંડળ તૈયાર કરશે.

**નીમવામાં આવેલા સભાસદોનાં નામ મોકલી આપવા વિષે અને સરકારી ગેઝિટમાં પ્રસિદ્ધ કરવા વિષે.**

૨૦ સ્કૂલબોર્ડના સભાસદોની નીમણુક થઈ જાય કે તરતજ સ્થાનિક સત્તાધીશ મંડળ સ્કૂલબોર્ડમાં નીમાએલા સભાસદોનાં નામ ડિરેક્ટર ઓવ પબ્લિક ઇન્સ્ટ્રકશનની મારફત નામદાર સરકારને મોકલી આપશે. ચુંટી કાઢેલા સભાસદોનાં અને જે કોઈ નીમવામાં આવેલ હોય તો તેવા સભાસદનાં નામ મુંબઈ સરકારી ગૅઝિટમા અગર સિંધના સરકારી ગૅઝિટમાં, જે પ્રમાણે હશે તે પ્રમાણે પ્રસિદ્ધ કરવામાં આવશે.

## ક—ચેરમેન અને વાઇસ ચેરમેન

**મુંબઈ પ્રાથમિક કેળવણી ઍક્ટ ૧૯૨૩ કલમ ૪ (૫).**

સ્કૂલબોર્ડ પોતાના મંડળના સભાસદોમાંથી ચેરમેનની નીમણુક કરશે.

**ચેરમેન અને વાઇસ ચેરમેનની નીમણુક વિષે.**

૨૧. સ્થાનિક સત્તાધીશ મંડળના પ્રમુખે બોલાવેલી સ્કૂલબોર્ડની પહેલીજ સભામાં સ્કૂલબોર્ડ પોતાના સભાસદોમાંથી ચેરમેન અને વાઇસ ચેરમેનની નીમણુક કરશે; જેના હોદ્દાની મુદત સ્કૂલબોર્ડની મુદત જેટલીજ રહેશે. જો ચેરમેન અગર વાઇસ ચેરમેનમાંથી કોઈ પણ પોતાની જગાનું રાજીનામું આપશે અગર સ્કૂલબોર્ડના સભાસદમાંથી મુક્ત થઈ જશે તો નવી નીમણુક કરવામાં આવશે.

૨૨. સરકારના પગારદાર નોકર સ્કૂલબોર્ડના ચેરમેન અગર વાઇસ ચેરમેન તરીકે નીમી શકાશે નહિ.

ટીપ:—'સરકારનો પગારદાર નોકર' એ શબ્દોમાં પેન્શન મેળવતા સરકારી નોકરોનો સમાવેશ થતો નથી.

તેમજ જે માણસને સરકાર તરફથી પગાર મળે છે અગર અમુક રકમ મળે છે પણ જે સરકારનો ચોવીસે કલાકનો નોકર નથી તેવા માણસનો પણ સમાવેશ થતો નથી.

## સ્કૂલબોર્ડના ચેરમેન

૨૩ ચેરમેનનાં કામ.

(અ) સ્કૂલબોર્ડની બધી સભાઓમાં પ્રેસિડન્ટ તરીકે કામ કરશે.

(બ) સ્કૂલબોર્ડની નાણાં સંબંધી અને કારોબારી વહીવટ સંબંધી દેખરેખ રાખશે.

(ક) મુશ્કેલીના સંજોગોમાં પોતાને યોગ્ય લાગશે તેવાં પગલાં ભરી શકશે પણ તેની અંદર કેળવણી ઍક્ટ અને તેને આધારે બનાવવામાં આવેલા નિયમોનું ઉલ્લંઘન થવું જોઈએ નહિ. અને પગલાં ભરવામાં આવ્યાં હોય તે પગલાં સંબંધી કારણો સ્કૂલબોર્ડને તરતજ બતાવીને રિપોર્ટ કરવો પડશે.

## સ્કૂલબોર્ડના વાઈસ ચેરમેન

૨૪ વાઈસ ચેરમેનનાં કામ—

(અ) ચેરમેનની ગેરહાજરી સ્કૂલબોર્ડની સભાઓમાં પ્રેસિડન્ટ તરીકે કામ કરશે.

(બ) ચેરમેન પોતાનાં કામમાંથી વારંવાર જે કામ સોંપે તે બધા કરશે.

(ક) ચેરમેનની નીમણુંક થાય ત્યાંસુધી અગર ચેરમેન રજા પર હોય તો તેની ગેરહાજરી દરમિઆન ચેરમેનનાં કામકાજ કરી શકશે.

૨૫. જો રજા સંબંધી સ્કૂલબોર્ડની મંજુરી મેળવ્યા સિવાય ચેરમેન અગર વાઈસ ચેરમેન સ્કૂલબોર્ડની લાગલાગટની ચેરમેન અગર ત્રણ સાધારણ સભાઓમાંથી ગેરહાજર રહે તો વાઈસ ચેરમેન તે હોદ્દા ઉપરથી તેનો હક્ક કાઢી નાખવામાં

અગર સભાસદો વગર આવશે. તેવીજ રીતે જો કોઈ સભાસદ રજા

**રજાએ ગેરહાજર રહે તેનાં પરિણામ.**

સંબંધી સ્કૂલબોર્ડની મંજુરી મેળવ્યા સિવાય સ્કૂલબોર્ડની લાગલાગટના ત્રણ સાધારણ સભાઓમાં ગેરહાજર રહેશે તો તેને સભાસદમાંથી કમી કરવામાં આવશે.

## ૩—સ્કૂલબોર્ડનાં કામ ચલાવવાની પદ્ધતિ

**સ્કૂલબોર્ડની સભાઓ.**

૨૬ સ્કૂલબોર્ડની સભા સાધારણ કામકાજને માટે દરેક મહીનામાં ઓછામાં ઓછી એક વખત ભરવી. પડશે. પણ જ્યારે ચેરમેનને યોગ્ય લાગે ત્યારે અને સ્કૂલબોર્ડના સભાસદોમાંથી ઓછામાં ઓછા ભાગના સભાસદો લેખી વિનંતિપત્ર મોકલી આપે ત્યારે વિનંતિપત્ર મળ્યા પછી સ્કૂલબોર્ડ અમુક મુદત ઠરાવે તે મુદતની અંદર તારીખ નક્કી કરીને ચેરમેન ખાસ સભા બોલાવી શકશે.

**સ્કૂલબોર્ડને નિયમો ઘડવા વિષે.**

૨૭. સ્કૂલબોર્ડ કેળવણી ઍક્ટ અગર તેને આધારે બનાવવામાં આવેલા નિયમોનું ઉલ્લંઘન ન થાય તેવી રીતે સભાઓ ભરવાની ખબર આપવાની મુદત સંબંધી અને સભાઓ ભરવાનાં સ્થળ, દિવસ અને મુકરર વખત સંબંધી અને કેટલા સભાસદોનું કોરમ થઈ શકે તે સંબંધી તેમજ સભાનાં કામકાજ કેવી રીતે ચલાવવાં, તેનો કેવી રીતે વહીવટ ચલાવવો, તેમજ તેને ક્યારે બંધ કરવી તે સંબંધી અને સભાના કામકાજની કેવી રીતે નોંધ લેવી અને સભાનું કામકાજ સામાન્ય રીતે કેવી રીતે કરવું એટલે સભાસદોને સભામાં આવનારા ઠરાવો કેવી રીતે ફેરવવા તે સંબંધી કાયદાઓ વારંવાર ઘડી શકશે.

**સ્કૂલબોર્ડ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને હાજર રહેવા કહી શકે તે વિષે.**

૨૮. જો સ્કૂલબોર્ડને, સભામાં એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની હાજરીની જરૂર જણાય તો તે તેમને બોલાવી શકશે. અને જો તે સંબંધી વખતસર ખબર આપવામાં આવી હશે તો એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને તે સભામાં હાજર રહેવુંજ જોઈશે. પણ માંદગી અગર એવા ખાસ જરૂરી કારણને લઈને આવવાનું નહિ બની શકે તો એજ્યુકેશનલ ઇન્સ્પેટર બની શકશે તો પોતાનો

૧૯૦૧ ની કલમ ૨૬ (૧૪) (બ) સરખાવો.

પ્રતિનિધિ મોકલી આપશે.

સભાઓ લોકોને માટે ખુલ્લી રહેવા વિષે.

૨૯. સ્કૂલબોર્ડની સભાનો ચેરમેન ઠરાવ કરે કે અમુક બાબત વિષે ખાનગીમાં વિચાર કરવાની જરૂર છે તે સિવાય સ્કૂલબોર્ડની બધી સભાઓ લોકોને માટે ખુલ્લી રહેશે.

સભાના કામકાજની નોંધ તપાસવા વિષે.

મુંબઈ ઍક્ટ ૩, ૧૯૦૧, ની કલમ ૨૬(૭) સરખાવો.

૩૦. સ્કૂલબોર્ડની સભાઓનાં કામકાજની નોંધ સ્કૂલબોર્ડ અગર સ્થાનિક સત્તાધીશ મંડળનો કોઈ પણ સભ્ય અગર સરકારી કેળવણીખાતાનો કોઈ પણ ગેઝિટેડ અમલદાર અગર તેવા ગેઝિટેડ અમલદાર તરફથી પોતાને માટે લેખી સત્તા આપવામાં આવી હોય તેવો અમલદાર યોગ્ય વખતે તપાસણી માટે માગી શકશે. સભાના કામકાજની નોંધની એક નકલ સ્થાનિક સત્તાધીશ મંડળને મોકલી આપવી પડશે. સ્કૂલબોર્ડ ખાનગીમાં ઠરાવો પાસ કરે તે સિવાય બધા ઠરાવો જેમ બને તેમ જલદી પ્રસિદ્ધ કરશે અને તે માટે સ્કૂલબોર્ડની ઑફિસ નજીક અગર ઑફિસના કોઈ પણ ખુલ્લા ભાગ ઉપર તેની નકલ બતાવીને તાકીદે ચોંટાડી દેશે.

કેટલીક બાબતોમાં સભાસદોને મુસાફરી ભથ્થું આપવા વિષે.

૩૧. જે સ્થાનિક સત્તાધીશ મંડળ જિલ્લા લોકલ બોર્ડ હોય તો સ્કૂલબોર્ડના સભાસદોને બોર્ડના કામ માટે કરવામાં આવેલી મુસાફરીના ખર્ચ બદલ મુંબઈ લોકલબોર્ડ ઍક્ટ, ૧૯૨૩ની કલમ ૫૦ (૧) ના આધારે આ બાબતમાં સરકારે જે નિયમો બનાવેલા છે તે નિયમો પ્રમાણે ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડના સભાસદોને જે દરે મુસાફરી ભથ્થું આપવામાં આવે છે તે દરે મુસાફરી ભથ્થું આપવામાં આવશે.

## ઈ—સ્કૂલબોર્ડની સત્તા અને કામકાજ.

દરેક સ્કૂલબોર્ડની બાબતમાં આ સંબંધી સરકાર ઠરાવે તે તારીખથી સ્થાનિક સત્તાધીશ મંડળના સામાન્ય અધિ-

મુંબઈ પ્રાથમિક કારની નીચે રહીને સ્કૂલબોર્ડ આ ઍક્ટની અંદર
કેળવણી ઍક્ટ નક્કી કરેલી હોય અગર આ ઍક્ટને આધારે
કલમ ૪ (૧) આપવામાં આવેલી હોય તેની સત્તાનો ઉપયોગ
તેમજ ઍક્ટની અંદર બનાવેલાં કામ કરી શકશે.

કલમ ૪ (૨) સ્કૂલબોર્ડ જે સ્થાનિક સત્તાધીશ મંડળને માટે
બનાવવામાં આવેલું હોય તે સ્થાનિક સત્તાધીશ
મંડળને પ્રાથમિક કેળવણીની બાબતમાં જે સત્તા આપવામાં આવેલી હશે તેનો ઉપયોગ કરી શકશે, તેમજ જે કામ કરવાનાં સોંપવામાં આવેલાં હશે તે કામ કરી શકશે, અને જો સ્થાનિક સત્તાધીશ મંડળ જિલ્લા લોકલ-બોર્ડ હશે તો જિલ્લામાં આવેલી મ્યુનિસિપાલિટિઓ જેને સ્થાનિક સત્તા આપવામાં આવી નથી, તેમની પ્રાથમિક કેળવણી સંબંધી સત્તાનો પણ ઉપયોગ કરી શકશે, અને તેમને લગતાં કામકાજ કરી શકશે. વળી સ્કૂલબોર્ડ આ કેળવણી ઍક્ટના કાનુનો ફરજિઆત રીતે અમલમાં મૂકી શકશે.

સ્કૂલબોર્ડ તેના વાર્ષિક બજેટ અને તેમાં કરેલા ફેરફારો સ્થાનિક
કલમ ૪ (૩). સત્તાધીશ મંડળ આગળ મંજુરી માટે રજુ કરશે.

કોઈ પણ કેળવણીને લગતી બાબતમાં સ્થાનિક સત્તાધીશ મંડળ
અગર આગળ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે એવી
કલમ ૪ (૪) કોઈ મ્યુનિસિપાલિટિ સ્કૂલબોર્ડને જે જે સત્તા
અગર કામ સોંપે તે બધાનો ઉપયોગ તેણે વળી
કરવો પડશે.

સ્કૂલબોર્ડ પોતાની સત્તા અગર કામનો કોઈ પણ ભાગ કોઈ પેટા
કમિટિને અગર બોર્ડના કોઈ સભાસદને અગર
કલમ ૫. કોઈ માનનીય અગર પગારદાર અમલદારને વારં-
વાર આપી શકશે. એવી કમિટિ સભાસદ અગર
અમલદારને સ્કૂલબોર્ડ વારંવાર જે સૂચનાઓ કરે તે સૂચનાઓ પ્રમાણે વર્તવું પડશે. આ પ્રમાણે બનાવવામાં આવેલી કોઈ પણ પેટા કમિટિનું બંધારણ સ્કૂલબોર્ડ કોઈ પણ વખતે ફેરવી શકશે. તેમજ કોઈ પણ વખતે તેને રદ કરી શકશે, અગર તેને આપવામાં આવેલી સત્તા અગર કામ પાછાં ખેંચી લઈ શકશે.

સ્કૂલબોર્ડની ભલામણ ઉપરથી સરકારની મંજુરી મેળવીને સ્થાનિક સત્તાધીશ મંડળ એક અમલદારની નીમણૂક કરશે,
કલમ ૯ (૧). જે સ્કૂલબોર્ડનો વહીવટ કરનાર અમલદાર કહેવાશે.

સ્થાનિક સત્તાધીશ મંડળ તરફથી ચલાવવામાં આવતી કોઈ પણ માન્ય રાખવામા આવેલી નિશાળની બાબતમાં
કલમ ૧૬ (૨). સ્કૂલબોર્ડે તેમજ બીજી નિશાળની બાબતમા મેનેજરે સરકાર અગર સ્થાનિક સત્તાધીશ મંડળ શાળાઓ સંબધી વખતો વખત જે જે હકીકત અગર પત્રકો માગે તે પુરાં પાડવાં પડશે.

માન્ય રાખવામા આવેલી શાળાઓમાં તેમજ સ્થાનિક સત્તાધીશ મંડળ તરફથી ચલાવવામાં આવતી પ્રાથમિક
કલમ ૧૭. શાળાઓમાં તેમજ તે મંડળ તરફથી ગ્રાન્ટ મેળવતી શાળાઓમાં શિક્ષણના વિષયો, અભ્યાસક્રમ ચોપડીઓ, અને શિક્ષણનાં ધોરણો ઍકટમાં ઠરાવ્યા પ્રમાણેનાં રાખવાં પડશે. પણ સ્થાનિક જરૂરિઆતોને અનુકૂળ આવે તે પ્રમાણે સરકારની મંજુરી મેળવીને સ્કૂલબોર્ડ ફેરફાર કરી શકશે.

કેળવણી ઍકટની ૧૮ મી કલમના નિયમોના આધારે દરેક માબાપે પોતાના બાળકને માન્ય રાખવામાં આવેલી શાળાને
કલમ ૨૦ (૧). અંદર મોકલવુંજ જોઈએ એમ છે, તેમ છતાં સ્કૂલબોર્ડની ખાતરી થાય કે અમુક માબાપ તે પ્રમાણે વર્તન કરતાં નથી તો તેવાં માબાપ ને તે સંબધમાં જે કંઈ કહેવાનું હોય તે કહેવાની તક આપવી અને ત્યારપછી તે સબંધમાં સ્કૂલબોર્ડને યોગ્ય લાગે તેવી તપાસ કરવી અને ત્યારપછી તેવાં માબાપને હુકમમાં મુકરર કરવામાં આવી હોય તે તારીખથી પોતા ! બાળકને માન્ય રાખવામાં આવેલી શાળાઓમાં મોકલી આપે તેવો સ્કૂલબોર્ડ હુકમ કાઢવો.

સ્કૂલબોર્ડ આ સત્તા કોઈ પણ માણસને અગર પોતે નીમેલી કમિટિને
કલમ ૨૦ (૨). આપી શકશે.

કેળવણી ઍકટમાં જણાવ્યા પ્રમાણે નિશાળમાં ભણવા જવું જોઈએ

તેવા બાળકને કામમાં રોકી રાખવાથી આ કલમના આધારે થએલા

કલમ.૨૨ (૨) ગુના માટે સ્કૂલબોર્ડ અગર સ્કૂલબોર્ડનો વહીવટ કરનાર અમલદાર અગર બોર્ડે સત્તા આપેલી હોય તેવો માણસ અગર આ કામને માટે રાખવામાં આવેલો અમલદાર ફરિયાદ નોંધાવે તે સિવાય કોઈ પણ કોર્ટ તેને ગુના તરીકે ગણી શકશે નહિ; અને આ કલમ પ્રમાણે કોઈ પણ માણસના વિરુદ્ધ ફરિયાદ કરવામાં આવે તે પહેલાં જો તે માણસ અગાઉ તેજ બાળક માટે આ કલમના આધારે ગુનેગાર ન થએલો હોય તો સ્કૂલબોર્ડ અગર સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારે અગર એવા બીજા કોઈ માણસે તે માણસને એક વખત ચેતવણી આપવી.

**સ્કૂલબોર્ડની જોખમદારી**

૩૨. કેળવણી ઍક્ટના કાનુનો અને આ નિયમોને આધારે સ્થાનિક સત્તાધીશ મંડળ તરફથી ચલાવવામાં આવતી પ્રાથમિક શાળાના તથા પ્રાથમિક શાળાઓના વહીવટ અને કાબુને માટે સ્કૂલબોર્ડને જોખમદાર ગણવામાં આવશે અને જો સ્થાનિક સત્તાધીશ મંડળ જિલ્લા લોકલ બોર્ડ હોય તો જિલ્લાની અંદર આવેલી જે મ્યુનિસિપાલિટિઓને સ્થાનિક સત્તા આપવામાં આવેલી નથી તેવી મ્યુનિસિપાલિટિઓની પ્રાથમિક શાળાઓના વહીવટ અને કાબુ માટે પણ સ્કૂલબોર્ડ જોખમદાર ગણાશે.

**યોજનાઓ તૈયાર કરવા વિષે.**

૩૩. (અ) (i) કેળવણી ઍક્ટની ૧૦ મી કલમ પ્રમાણે સ્થાનિક બોર્ડ સત્તાધીશ મંડળે જે યોજના કરવાની છે, તે યોજના સ્કૂલબોર્ડ તૈયાર કરશે.

(ii) ફરજિઆત કેળવણી દાખલ કરવાની સાથે મરજીઆત ધોરણ પર સૌને માટે પ્રાથમિક કેળવણીમાં કેવી રીતે વૃદ્ધિ કરી શકાય તેની યોજના પણ સ્કૂલબોર્ડ તૈયાર કરશે.

(બ) સ્થાનિક સત્તાધીશ મંડળ અને સરકાર કોઈ પણ યોજનાને તેમાં ફેરફાર કરીને અગર તેમાં ફેરફાર કર્યા સિવાય મંજુર કરે ત્યારપછી તે યોજનાના નિયમો વગેરે તે સ્કૂલબોર્ડ અમલમાં મૂકશે પરંતુ પણ તેઓ બજેટમાં મંજુર કરવામાં આવેલી રકમ કરતાં વધુ ખર્ચ નહિ.

(ક) નવી નિશાળો ઉઘાડવાનાં સ્થળ નક્કી કરતી વખતે સ્કૂલબોર્ડે જિલ્લામાં આવેલાં તાલુકા લોકલબોર્ડોના અભિપ્રાય ઉપર તેમજ જિલ્લામાં આવેલી સ્થાનિક સત્તા નહિ ધરાવનારી મ્યુનિસિપાલિટિઓના અભિપ્રાય ઉપર પુરતું ધ્યાન આપવું પડશે.

૩૪. આ નિયમોને આધારે તેમજ કેળવણી ઍક્ટની કલમ ૨૭ (૩) સ્કૂલબોર્ડની સત્તા વિષે. (ક) પ્રમાણે સ્થાનિક સત્તાધીશ મંડળ જે કાનુનો ઘડે તે આધારે સ્કૂલબોર્ડ:—

(અ) વહીવટ કરનાર અમલદાર સિવાય, વહીવટ કરનાર, દેખરેખ રાખનાર, અને તપાસણી કરનાર અમલદાર વર્ગના બધા નોકરોની તેમજ કારકુનોની અને હાજરીની તપાસણી કરનાર અમલદારોની નીમણુક કરી શકશે, અને વહીવટ કરનાર અમલદાર નીમણુક કરે તે સિવાયના બધા શિક્ષકોની નીમણુક કરી શકશે.

(બ) વહીવટ કરનાર, દેખરેખ રાખનાર અને તપાસણી કરનાર અમલદાર વર્ગ કૅઝ્યુઅલ રજા સિવાયની રજા આપી શકશે અને તેમની જગાએ હંગામી યોગ્ય ગોઠવણો કરી શકશે.

(ક) વહીવટ કરનાર અમલદાર સિવાય કોઈ પણ અમલદારને અગર કારકુનને શિક્ષા કરી શકશે અને ભયંકર ગેરવર્તણુક માટે અગર કામની ઘણીજ શિથિલતા માટે પૂર્ણ તપાસ કર્યા પછી બરતરફ કરી શકશે; પણ તેવા અમલદારો અગર કારકુનો સ્થાનિક સત્તાધીશ મંડળને અપીલ કરી શકશે અને જો તેઓની નોકરી સરકારે ઉછીની આપેલી હશે તો તેમને બરતરફ કરવામાં આવે તે પહેલાં સરકારની મંજુરી મેળવવી પડશે.

(ડ) વહીવટ કરનાર અમલદાર સિવાય કોઈ પણ અમલદારને અગર કારકુનને કમી કરી શકશે, પણ તે અમલદાર અગર કારકુન સરકારે ઉછીનો આપેલ હશે તો ૬ મહીના અગાઉ સરકારને નોટિસ આપવી જોઈશે.

(ઈ) કેળવણી ઍક્ટ અમલમાં આવ્યા પછી નીમવામાં આવેલા કોઈ પણ શિક્ષકને ભયંકર ગેરવર્તણુક માટે તેમજ કામની શિથિલતા માટે પૂર્ણ તપાસ કર્યા પછી બરતરફ કરી શકશે પરંતુ બરતરફ કરવામાં આવેલ શિક્ષક બરતરફના હુકમ સંબંધી સ્થાનિક સત્તાધીશ મંડળને અપીલ કરી શકશે.

(ક) કેળવણી ઍક્ટની કલમ ૮ (૧) ના આધારે લેવામાં આવેલા શિક્ષકને બરતરફ કરવાની જરૂર જણાય ત્યારે તેવા શિક્ષકને બરતરફ કરવા માટે સ્થાનિક સત્તાધીશ મંડળને ભલામણ કરી શકશે.

સમજુતી—ઉપર કહ્યા પ્રમાણે કોઈ પણ અમલદાર, કારકુન અગર શિક્ષકને બરતરફ કરવામાં આવશે તો તેવા અમલદાર, કારકુન અગર શિક્ષકને જે કંઈ પેન્શન મળી શકે તેમ હોય તે બધા પેન્શનનું અગર તેના અમુક ભાગનું નુકસાન થશે અગર તેના પ્રોવિડન્ટ ફંડમાં સ્થાનિક સત્તાધીશ મંડળે જે રકમ ભરી હશે તે રકમનું નુકસાન થશે.

૩૫. સ્કૂલબોર્ડ

સ્કૂલબોર્ડને કરવાનાં કામ—

(અ) જો કોઈ સ્થાનિક સ્કૂલ કમિટિ હોય તો તેનો અભિપ્રાય લઈને નિશાળના વખત અને વેકેશનની સંખ્યા અને મુદત નક્કી કરી શકશે.

(બ) જો સરકારે બે જાતના અભ્યાસક્રમ નક્કી કર્યા હશે તો તેમાંથી કયો અભ્યાસક્રમ ચલાવવો તે નક્કી કરી શકશે અગર બેમાંના કોઈ પણ અભ્યાસક્રમમાં ફેરફાર કરવાનું તેને યોગ્ય લાગશે તો તે મંજૂરી ભલામણ કરી શકશે; અને સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટ નીચે રાખવામાં આવેલી શાળાઓમાં સરકારે મંજુર કરેલાં પુસ્તકોની યાદીમાંથી અગર સરકારની મંજુરી મેળવીને બીજાં પુસ્તકોમાંથી ક્યાં પુસ્તકો ચલાવવાં તે નક્કી કરી શકશે.

(ક) પુસ્તકો, સામાન અને નિશાળમા વપરાતાં સાહિત્ય પુરાં પાડવા માટેનાં બધાં ટેન્ડરો મંજુર કરી શકશે.

૩૬. સ્કૂલબોર્ડ—

સ્કૂલબોર્ડ કેળવણી ઍક્ટના અમુક કાનુનોને અમલમાં મૂકી શકે તે વિષે.

(અ) કેળવણી ઍક્ટની ૧૮, ૨૦ અને ૨૨ મી કલમોમાં બતાવેલા ફરજિઆત કેળવણીના કાનુનો અમલમાં મૂકશે.

(બ) કેળવણી ઍક્ટની કલમ ૧૯ (બ) ના આધારે કોઈ પણ બાળકને માટે એમ માગણી કરવામાં આવતી હોય કે તેને માન્ય રાખવામાં આવેલી શાળામાં દાખલ થવામાંથી મુક્ત કરવું તો તે બાળક યોગ્ય કેળવણી લે છે કે નહિ તે નક્કી કરી શકશે, અને કોઈ પણ બાળકને શાર-

આતની પ્રાથમિક કેળવણીનું સંપૂર્ણ શિક્ષણ આપવામાં આવેલું છે એમ કહીને તેને માન્ય રાખવામાં આવેલી શાળામાં દાખલ થવામાંથી મુક્ત કરવાની માગણી કરવામાં આવતી હોય તો તેવા બાળકની પરીક્ષા લેવાનો યોગ્ય બંદોબસ્ત કરી શકશે.

(ઇ) કેળવણી ઍક્ટની કલમ ૧૯ (ક) પ્રમાણે સરકારે જે અંતર નક્કી કરવાનું છે તે અંતર સંબંધી સરકારને ભલામણ કરી શકશે.

**શાળાઓની તપાસણી વગેરેના સ્કૂલબોર્ડે નિયમો ઘડવા વિષે.**

૩૭. સ્કૂલબોર્ડ સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટ નીચે રાખેલી શાળાઓની તપાસણી તેમજ વાર્ષિક પરીક્ષા માટે અને માન્ય રાખવામાં આવેલી શાળાઓની તપાસણી અને તેમના ચોથા ધોરણની પરીક્ષા માટે બંદોબસ્ત કરી શકશે, અને ગ્રાન્ટના નિયમોને આધારે માન્ય રાખવામાં આવેલી શાળાઓને ગ્રાન્ટ નક્કી કરી આપી શકશે.

**શિક્ષણને માટે બોર્ડે યોજનાઓ ઘડવા વિષે.**

૩૮. કેળવણી ઍક્ટની કલમ ૨૭ (૩) (અ) (બ) (ક) (ડ) માં વિગતવાર બતાવેલા શિક્ષણના વિષયો પૈકી કોઈ પણ વિષય દાખલ કરવાની સ્થાનિક સત્તાધીશ મંડળની ઇચ્છા હશે તો તેના શિક્ષણ માટેની જરૂરી યોજનાઓ સ્કૂલબોર્ડે બનાવવી પડશે.

**પ્રાથમિક શાળાઓ સિવાયની કેળવણીની બીજી સંસ્થાઓના વહીવટ વિષે.**

૩૯. સત્તાધીશ મંડળ સોંપે તે પ્રમાણે, પ્રાથમિક શાળાઓ સિવાયની કેળવણીની બીજી સંસ્થાઓનો વહીવટ સ્કૂલબોર્ડે કરવો પડશે, વળી નિશાળ છોડી દીધી હોય તેવા આગળના વિદ્યાર્થીઓની વધારાની કેળવણી માટે એટલે પુખ્ત વયના માણસોની કેળવણીના સવાલ વિષે સ્કૂલબોર્ડે વિચાર કરવો પડશે, અને તે સંબંધમાં તેને યોગ્ય લાગે તેવી ભલામણ સ્થાનિક સત્તાધીશ મંડળને કરવી પડશે.

**સત્તા આપવા વિષે.**

૪૦. સ્કૂલબોર્ડ પોતાના કોઈ પણ અમલદારને પોતાની કોઈ પણ સત્તા અગર પોતાને કરવાનું કોઈ પણ કામ આપી શકશે; પણ તેવા અમલદારે સ્કૂલબોર્ડની અગાઉથી મંજુરી મેળવ્યા સિવાય એવું કંઈ પણ કામ કરવું

નહિ કે તેથી બજેટમાં મંજુર કરવામાં આવેલી રકમ કરતાં ખર્ચમાં વધારો થાય અગર ભવિષ્યનાં વર્ષોમાં સ્થાનિક સત્તાધીશ મંડળને તેને લઈને વધારે ખર્ચ કરવું પડે.

---

## પ્રકરણ ૩ જું

---

### સ્કૂલબોર્ડનો વહીવટ કરનાર અમલદાર

પ્રાથમિક કેળવણી વહીવટ કરનાર અમલદાર સ્કૂલબોર્ડનો 'કારોબારી ઍક્ટ ૧૯૨૩,' અમલદાર રહેશે.
કલમ (૧)

ટીપ — આ પ્રકરણના નિયમો જે કેળવણી ઍક્ટની કલમ ૨૭ (૧) (અ) ના આધારે બનાવવામાં આવ્યા છે તે કેળવણી ઍક્ટની કલમ ૯ (૧) ના આધારે સરકારની મંજુરી મેળવીને સ્થાનિક સત્તાધીશ મંડળ નિયમો બનાવે ત્યાંસુધીજ અમલમાં રહેશે.

૪૧. વહીવટ કરનાર અમલદારઃ—

(અ) સ્થાનિક સત્તાધીશ મંડળના કેળવણીખાતાના નોકરોની વહીવટ કરનાર અ૦ દેખરેખ રાખશે, અને તેમને કાબુમાં રાખશે.
મલદારની સત્તા.

(બ) સ્કૂલબોર્ડની અગાઉથી મંજુરી મેળવ્યા સિવાય બધા મદદનીશ શિક્ષકોની નીમણૂક કરી શકશે. તેમને પગારનો વધારો આપી શકશે અગર તેમની બદલી કરી શકશે.

(ક) સ્કૂલબોર્ડની દરેક પ્રસંગે મંજુરી મેળવીને અગર સામાન્ય મંજુરી મેળવીને દેખરેખ રાખનાર અમલદાર સિવાય બીજા કોઈ અમલદાર, શિક્ષક અગર કારકુનની નીમણૂક કરી શકશે, તેમને પગારનો વધારો આપી શકશે, અગર તેમની બદલી કરી શકશે.

(ડ) બધા મદદનીશ શિક્ષકોનો દંડ કરી શકશે, પગાર કમી કરી શકશે અને તેમને સસ્પેન્ડ યા બરતરફ કરી શકશે; પરંતુ તેવા શિક્ષકો સ્કૂલબોર્ડને અપીલ કરવાનો હક રહેશે.

(ઈ) કોઈ પણ મદદનીશ-શિક્ષકને રૂજા આપી શકશે, (ફ) કેળવણી ખાતાના કોઈ પણ નોકરને કેઝ્યુઅલ-રજા આપી શકશે.

(ગ) બધા હલકા દરજ્જાના નોકરોની નીમણુક કરી શકશે તેમને પગારનો વધારો આપી શકશે, તેમની બદલી કરી શકશે, અગર તેમને શિક્ષા કરી શકશે. તેવા હલકા દરજ્જાના નોકરનો સ્કૂલબોર્ડને અપીલ કરવાનો હક રહેશે.

૪૨ (અ) વહીવટ કરનાર અમલદાર—

નિશાળોને લગતાં વહીવટ કરનાર અમલદારને કરવાનાં કામ.

(i) સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટ નીચે રાખવામાં આવેલી બધી પ્રાથમિક શાળાઓના સામાન્ય વહીવટ માટે અને તેવી શાળાઓની વાર્ષિક પરીક્ષા માટે અને (ii) માન્ય રાખવામાં આવેલી બધી શાળાઓની તપાસણી માટે જોખમદાર ગણાશે.

(બ) માન્ય રાખવામાં આવેલી નિશાળોને ગ્રાન્ટ આપવા સંબંધી સ્કૂલબોર્ડને ભલામણ કરશે.

(ક) બની શકે તેટલી શાળાઓની તપાસણી કરશે, અને મુલાકાત લેશે.

૪૩. વહીવટ કરનાર અમલદાર—

વહીવટ કરનાર અમલદારને કરવાનાં બીજાં કામ.

(અ) સ્કૂલબોર્ડના સેક્રેટરી તરીકે કામ કરશે.

(બ) પ્રાથમિક કેળવણીને લગતો આવકજાવકનો બધો હિસાબ રાખશે, નોકરી વગેરેનાં જોઈતાં પત્રકો રાખશે, અને સ્કૂલબોર્ડનાં કામકાજને લગતા બધા કાગળો અને દસ્તાવેજો પોતાના કબજામાં રાખશે.

(ક) બધા અમલદારો, કારકુનો, શિક્ષકો અને હલકા દરજ્જાના નોકરોનો બરાબર વખતસર પગાર મળે તેવો બંદોબસ્ત કરશે.

(ડ) વાર્ષિક બજેટ અને આવકજાવક દર્શાવનારું વાર્ષિક પત્રક તૈયાર કરશે.



## પ્રકરણ ૪ થું

### સ્થાનિક સત્તાધીશ મંડળે રાખવાનો નોકરવર્ગ
#### અ.—સામાન્ય.

૪૪. કાયમને માટે જોઈતા નોકરવર્ગનું એક પરિશિષ્ટ સ્કૂલબોર્ડે બનાવવું પડશે અને સ્થાનિક સત્તાધીશ મંડળે ફેરફાર કરીને અગર કર્યા સિવાય તેને મંજુર કરવું પડશે.તે પરિશિષ્ટની અંદર જુદા જુદા નોકરોના હોદ્દા, પગાર અને પગારનાં ધોરણ બતાવવાં પડશે.પરિશિષ્ટ દર વર્ષે તપાસીને કરી બતાવવું પડશે. વધારામાં જરૂર જણાય તેવો હંગામી નોકરવર્ગ સ્થાનિક સત્તાધીશ મંડળની મંજુરીથી સ્કૂલબોર્ડ રાખી શકશે, પરંતુ હંગામી નોકરવર્ગની મુદત સરકારની મંજુરી સિવાય ત્રણ વર્ષથી વધારે રાખી શકાશે નહિ.

*સ્થાનિક સત્તાધીશ મંડળે રાખવાનો નોકરવર્ગ.*

૪૫. (૧) જે બધા અમલદારો અને કારકુનો સરકારના કાયમના નોકરો હોય, અને જેમની નોકરી સ્થાનિક સત્તાધીશ મંડળને ઉછીની આપવામાં આવેલી હોય અગર ઉછીની આપવામાં આવે તે બધા અમલદારો અને કારકુનોની રજાના પગારનો ફાળો સ્થાનિક સત્તાધીશ મંડળે સરકારને આપવો પડશે.

*નોકરવર્ગની રજા અને રજાના પગારને લઈ આપવાનો ફાળો.*

ઉપરના અમલદારો અને કારકુનોને તેઓ જે ખાતામાં હોય તે ખાતાને લગતા સરકારી નિયમોના આધારે રજા આપવી પડશે.

(૨) બીજા બધા અમલદારો, કારકુનો, શિક્ષકો અને હલકા દરજ્જાના નોકરો જેની અંદર કેળવણી એક્ટની ૮મી કલમ મુજબ સ્થાનિક સત્તાધીશ મંડળને આપવામાં આવેલા પ્રાથમિક શાળાના શિક્ષકોનો સમાવેશ થઈ જાય છે, તેમની રજા અને રજાના પગાર સંબંધી સ્થાનિક સત્તાધીશ મંડળ સરકારની મંજુરી મેળવી જે કાનુનો બનાવે તે કાનુનોના આધારે તેમની રજા અને રજાના પગારનું ધોરણ નક્કી થશે. ઉપરના કાનુનો બહાર પાડવામાં આવે ત્યાંસુધી ઉપરના અમલદારો, કારકુનો, શિક્ષકો અને હલકા દરજ્જાના નોકરોની રજા અને રજાનો પગાર તેમના જેવા સરકારી નોકરોને માટે સરકારે નક્કી કરેલા રજાના કાનુનોને આધારે નક્કી કરવામાં આવશે.

૪૬. સરકારની મંજુરી મેળવી સ્થાનિક સત્તાધીશ મંડળ મુસાફરી ભથ્થાની બાબતમાં કાનુનો બનાવે નહિ ત્યાંસુધી સિવિલ સર્વિસ રેગ્યુલેશનમાં મંજુર કરેલા દર પ્રમાણે વહીવટ કરનાર, શિક્ષણ આપનાર, તપાસણી કરનાર, અને દેખરેખ રાખનાર અમલદાર વર્ગને મુસાફરી ભથ્થું આપવું પડશે.

મુસાફરી ભથ્થું.

૪૭. (૧) જે બધા અમલદારો અગર કારકુનો સરકારના કાયમના નોકરો હશે, અને જેમની નોકરી સ્થાનિક સત્તાધીશ મંડળને ઉછીની આપવામાં આવેલી હશે અગર આપવામાં આવે તેમના પેન્શનનો ફાળો સ્થાનિક સત્તાધીશ મંડળે સરકારમાં ભરવો પડશે.

સરકારમાં ભરવાનો પેન્શનનો ફાળો અને પ્રોવિડન્ટ ફંડની સ્થાપના.

(૨) કેળવણી ઍક્ટની કલમ ૮ (૧) ના આધારે પ્રાથમિક શાળાના કોઈ શિક્ષકને સ્થાનિક સત્તાધીશ મંડળે લીધેલો હોય અને નોકરીમાં રાખેલો હોય તેને લીધાની અને નોકરીમાં રાખ્યાની તારીખે સરકારી કેળવણીખાતામાં પેન્શન સંબંધી જે નિયમો ચાલતા હોય તે નિયમો પ્રમાણે પેન્શન મેળવવાનો તેનો હક રહેશે. પરંતુ ઉપરના શિક્ષકોમાંથી જેમણે આ નિયમો પૈકી નિયમ ૫ (૨) પ્રમાણે પેન્શનને બદલે સ્થાનિક સત્તાધીશ મંડળે સ્થાપન કરેલા પ્રોવિડન્ટ ફંડમાં જોડાવાની ઇચ્છા બતાવી હશે તેમને ઉપર જણાવેલી તારીખથી અને તે પછી ફક્ત ઉપરના પ્રોવિડન્ટ ફંડનો લાભ લેવાનો હક, રહેશે.

સ્થાનિક સત્તાધીશ મંડળ પ્રાથમિક શાળાના કોઈ શિક્ષકને લે અને નોકરીમાં રાખે તે પહેલાંની તે શિક્ષકની કરેલી નોકરીને લઈ પેન્શનનો જે ફાળો આપવાનો થશે, તે નામદાર સરકાર આપશે; અને તે શિક્ષકને લીધાની અને નોકરીમાં રાખ્યાની તારીખથી તેના પેન્શનનો જે ફાળો થયો હોય અગર થાય તે સ્થાનિક સત્તાધીશ મંડળ આપશે.

(૩) બીજા બધા અમલદારો કારકુનો શિક્ષકો અને હલકા દરજ્જાના નોકરો માટે આ સંબંધી સરકાર મંજુર કરે તે નિયમોને આધારે સ્થાનિક સત્તાધીશ મંડળ પેન્શન આપવાનો બંદોબસ્ત કરશે અગર પ્રોવિડન્ટ ફંડ સ્થાપશે.

## બ.—વહીવટ કરનાર, તપાસણી કરનાર, અને દેખરેખ રાખનાર અમલદાર વર્ગ

તપાસણી કરનાર અને દેખરેખ રાખનાર અમલદાર વર્ગની નીમણુક વિષે.

૪૮. દરેક સ્થાનિક સત્તાધીશ મંડળે નીચેના ધોરણ પ્રમાણે તપાસણી કરનાર અને દેખરેખ રાખનાર અમલદાર વર્ગ રાખવાનો બંદોબસ્ત કરવો પડશે:—

(i) જો સ્થાનિક સત્તાધીશ મંડળ જિલ્લા લોકલબોર્ડ હોય તો માન્ય રાખવામાં આવેલી ૧૫૦ નિશાળો માટે અગર તેવી નિશાળોમાં ભણતા ૬,૦૦૦ વિદ્યાર્થીઓ માટે ઓછામાં ઓછો એક દેખરેખ રાખનાર અમલદાર નીમવો પડશે. સિંધમાં માન્ય રાખવામાં આવેલી ૧૦૦ નિશાળો માટે અગર તેવી નિશાળોમાં ભણતા ૪,૦૦૦ વિદ્યાર્થીઓ માટે ઓછામાં ઓછો એક દેખરેખ રાખનાર અમલદાર નીમવો પડશે.

(ii) જો સ્થાનિક સત્તાધીશ મંડળ કોઈ મ્યુનિસિપાલિટિ હોય અને માન્ય રાખવામાં આવેલી શાળાઓની સંખ્યા ૭૫ કરતાં અગર તેમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા ૯,૦૦૦ કરતાં વધારે હોય નહિ, તો દેખરેખ રાખવાની જરૂર નથી. જો માન્ય રાખવામાં આવેલી શાળાઓની સંખ્યા અગર તેમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા ઉપર જણાવેલી સંખ્યા કરતાં વધારે હોયતો વધારાની ૧૦૦ નિશાળો માટે અગર તેમાં ભણતા વધારાના ૧૨,૦૦૦ વિદ્યાર્થીઓ માટે દેખરેખ રાખનાર એક અમલદારના ધોરણે, દેખરેખ રાખનાર અમલદારો રાખવા પડશે.

દેખરેખ રાખનાર અમલદારની ભેગી નીમણુક કરવા વિષે.

૪૯. (૧) અમુક વર્ગની નિશાળોમાં એટલે દાખલા તરીકે, ઉર્દુ નિશાળો અગર કન્યાશાળાઓમાં જો વિદ્યાર્થીઓની સંખ્યા જુદો દેખરેખ રાખનાર અંમલદારની નીમણુક કરવા માટે પુરતી ન હોય તો તેવી નિશાળો માટે બે અથવા વધારે સ્થાનિક સત્તાધીશ મંડળો ભેગાં થઈને દેખરેખ રાખનાર અમલદાર રાખી શકશે;

પરંતુ જિલ્લા લોકલબોર્ડના સંબંધમાં બે કરતાં વધારે જિલ્લાઓની ઉર્દુ નિશાળો માટે દેખરેખ રાખનાર એક અમલદાર નીમી શકાશે નહિ.

(૨) કોઈ કન્યાશાળાની કોઈ પુરુષ મુલાકાત લે અગર તપાસણી કરે તે ધાર્મિક અગર સામાજિક દષ્ટિએ વાંધા ભરેલું હોય અને દેખરેખ રાખનાર સ્ત્રી અમલદાર નીમવા માટે વિદ્યાર્થીઓની સંખ્યા પુરતી ન હોય, અગર દેખરેખ રાખવા માટે નીમવાને યોગ્ય સ્ત્રી મળી શકની ન હોય તો તેવી નિશાળોની તપાસ સરકારી ઇન્સ્પેક્ટ્રેસ હોય તો તેને સોંપવી, પરંતુ તે કામ માથે લેવાને તે શક્તિમાન હોવી જોઇએ.

દેખરેખ રાખનાર અને તપાસણી કરનાર અમલદાર વર્ગના પગાર વિષે.

૫૦. દેખરેખ રાખનાર અમલદારનો પગાર સાધારણ રીતે માસિક રૂ. ૬૦ થી ઓછો હશે નહિ. તેમજ માસિક રૂ. ૨૫૦ થી વધારે હશે નહિ.

ટીપ—સ્થાનિક સત્તાધીશ મંડળે રાખેલા તપાસણી કરનાર અને દેખરેખ રાખનાર અમલદારો માટે નીચે બતાવેલાં પગારનાં ધોરણ સૂચવવામાં આવે છે.

(i) ગ્રેજ્યુએટ માટે રૂ. ૮૦—૫—૧૨૦—૧૦—૨૫૦

(ii) મેટ્રિક્યુલેટ અને સ્કૂલ લીવીંગ પરીક્ષા પાસ કરેલાઓ માટે રૂ. ૭૦—૪—૧૧૦—૫—૧૫૦.

(iii) પ્રાથમિક શાળાના ટ્રેઇન્ડ શિક્ષકો માટે રૂ. ૬૦—૪—૧૨૦. પરંતુ પ્રાથમિક શાળાના ટ્રેઇન્ડ શિક્ષકોની પહેલવહેલી નીમણુક વખતે તેમના પગારના નક્કી કરેલા ધોરણમાં એવી જગાએ પગારની શરૂઆત કરવી કે પ્રાથમિક શાળાના શિક્ષક તરીકે જે પગાર મળતો હોય તેના કરતાં ઓછામાં ઓછા રૂ. ૧૦ વધારે મળે

દેખરેખ રાખનાર અમલદારની લાયકાત.

૫૧. નીચે જણાવેલી એક પણ લાયકાત સિવાયના કોઈ પણ માણસને દેખરેખ રાખનાર અમલદાર તરીકે નીમી શકાશે નહિ. એટલે જેની પાસે (અ) માધ્યમિક શાળાના શિક્ષકનું સર્ટિફીકેટ અગર (બ) માધ્યમિક શિક્ષણની કોલેજનો ડીપ્લોમા (પદવીદાયક પત્ર) અગર કાયદાથી સ્થાપિત થએલી વિશ્વવિદ્યાલયની શિક્ષણની ડીગ્રી (પદવી) અગર (ક) માન્ય રાખવામાં આવેલી કોઈ પણ પ્રાથમિક શાળાના અગર સરકારે સ્વીકારેલી કોઈ પણ પ્રાથમિક શાળાના

શિક્ષક તરીકેનો પંદર વર્ષનો અનુભવ હશે નહિ અગર પ્રાથમિક શાળાના શિક્ષક તરીકેનો દસ વર્ષનો અનુભવ હશે નહિ તેને દેખરેખ રાખનાર અમલદાર તરીકે નીમી શકાશે નહિ; પરંતુ જો કોઈ પણ માણસને પ્રાથમિક શાળાના શિક્ષક તરીકેનો અનુભવ હશે તે તેની પાસે સરકારી પ્રાથમિક શિક્ષણની કૉલેજનું બીજા અગર ત્રીજા વર્ષનું સર્ટિફિકેટ અગર સરકારે માન્ય રાખેલી પ્રાથમિક શિક્ષણની કૉલેજમાં કેળવણી લીધાનું સર્ટિફિકેટ હોવું જોઈશે.

પ્રાથમિક શાળાના શિક્ષકોને દેખરેખ રાખનાર અમલદાર તરીકે નીમવાની સંખ્યા.

પર. પ૧મા નિયમના પેટા વિભાગ ( ક ) પ્રમાણે લાયકાત ધરાવનાર પ્રાથમિક શાળાના શિક્ષકોમાંથી પસંદ કરવામાં આવેલા દેખરેખ રાખનાર અમલદારોની સંખ્યા દેખરેખ રાખનાર અમલદારોની કુલ સંખ્યાના ૧/૩ કરતાં વધારે રાખી શકાશે નહિ.

કારકુનો અને હલકા દરજ્જાના નોકરો રાખવા વિષે.

પ૩. જરૂર જણાય તેટલા કારકુનો અને હલકા દરજ્જાના નોકરો દરેક સ્થાનિક સત્તાધીશ મંડળે રાખવા પડશે, અને તેમના પગાર તેણે નક્કી કરવા પડશે, તેમજ તેમને નોકરીમાં રાખવાની શરતો નક્કી કરવી પડશે.

૬.—શિક્ષકવર્ગ

લાયકાત ધરાવનાર પ્રાથમિક શાળાના શિક્ષકો રાખવા વિષે.

પ૪. (૧) મળી શકે ત્યાંસુધી, પ્રાથમિક શાળાઓમાં ફક્ત લાયકાત ધરાવનાર શિક્ષકો દરેક સ્થાનિક સત્તાધીશ મંડળે રાખવા પડશે.

સમજુતી.—જે શિક્ષકે વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા અગર તેને બદલે સરકાર વારંવાર ઠરાવે તેવી બીજી પરીક્ષા પાસ કરી હશે તેને લાયકાત ધરાવનાર શિક્ષક ગણવામાં આવશે.

(૨) લાયકાત ધરાવનાર શિક્ષક મળી શકે તેમ હોય તો લાયકાત નહિ ધરાવનાર કોઈ પણ શિક્ષકને કોઈ પણ જગાએ કાયમ નીમી શકાશે નહિ.

(૩) સરકારની ખાસ પરવાનગી મેળવ્યા સિવાય લાયકાત નહિ ધરાવનારા પુરુષ શિક્ષકોની સંખ્યા, પુરુષ શિક્ષકોની કુલ સંખ્યાના સેંકડે પંદર ટકા કરતાં કોઈ પણ વખતે વધારે રાખી શકાશે નહિ.

પ્રાથમિક શાળાના શિક્ષકોમાટે ઉમરની હદ.

૫૫. (૧) પ્રાથમિક શાળાના કોઈ પણ શિક્ષકને તેની ઉંમર ૧૮ વર્ષ કરતાં વધારે હોય, અને ૨૫ વર્ષ કરતાં ઓછી હોય તે સિવાય સ્કૂલબોર્ડના પરવાનગી મેળવ્યા વિના કોઈ પણ જગાએ કાયમ નીમી શકાશે નહિ.

(૨) પ્રાથમિક શાળાના કોઈપણ શિક્ષકને સાધારણ રીતે ૫૫ વર્ષની ઉંમરે નોકરીમાંથી ફારગ કરવો પડશે, પણ તેની ૬૦ વર્ષની ઉંમર થાય ત્યાંસુધી સ્કૂલબોર્ડ તેની નોકરીની મુદતમાં વધારો આપી શકશે. કેળવણી ઍક્ટની કલમ ૮ ૧) ના આધારે સ્થાનિક સત્તાધીશ મંડળે લીધેલા શિક્ષકોની બાબતમાં સરકારની મંજુરી સિવાય અને કેળવણી ઍક્ટની કલમ ૪ ના આધારે સરકાર જે તારીખ મુકરર કરે તે તારીખ પછી નીમવામાં આવેલા શિક્ષકોની બાબતમાં સ્થાનિક સત્તાધીશ મંડળની મંજુરી સિવાય ૬૦ વર્ષની ઉંમર પછી કોઈ પણ શક્ષકને નોકરીની મુદ્દતમાં વધારો આપી શકાશે નહિ.

શિક્ષકોની હંગામી નીમણુક કરવા વિષે.

૫૬. હંગામી શક્ષકોની સંખ્યા સાધારણ રીતે શિક્ષકોની કુલ સંખ્યાના વીસ ટકા કરતાં વધારે રાખી શકાશે નહિ; અને બની શકે ત્યાંસુધી કોઈ પણ શિક્ષકને હંગામી જગા પર ત્રણ વર્ષ કરતાં વધારે મુદ્દત રાખી શકાશે નહિ. તેમ છતાં, કોઈ પણ શિક્ષકની શિક્ષકોના પગારનાં ધોરણોમાં કાયમની ખાલી પડેલી જગા પુરીને ચોકસ નીમણુક કરવામાં આવે નહિ ત્યાંસુધી તેના શિક્ષકની કાયમની નીમણુક કરેલી ગણી શકાશે નહિ.

વિદ્યાર્થીઓની સંખ્યા શીફ્ટ પદ્ધતિ.

૫૭. (૧) કોઈ પણ વર્ગમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૪૦ કરતાં વધારે હોઈ શકશે નહિ, અને જો કોઈ પણ શિક્ષક પાસે એક કરતાં વધારે વર્ગ હશે તો તેની પાસે ત્રીસ કરતાં વધારે વિદ્યાર્થીઓ હોવા જોઈશે નહિ.

(૨) જે શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૨૦૦ કરતાં વધારે હોય તેવી શાળાઓમાં પેટા કલમ (૧) માં ઠરાવ્યા પ્રમાણે જોઈતા સાધારણ વર્ગશિક્ષકો ઉપરાંત એક વધારાનો શિક્ષક રાખવો પડશે.

અપૂર્ણ

## ઇસ્વી સન ૧૯૨૫–સંવત ૧૯૮૧–૮૨–હીજરી સન ૧૩૪૩–૪૪.

| તારીખ | જુલાઈ<br>અશાડ•<br>શ્રાવણ<br>જીલ્હજ<br>મોહરમ | | | ઑગસ્ટ<br>શ્રવણ•<br>ભાદરવો<br>મોહરમ<br>સફર | | | સપ્ટેમ્બર<br>ભાદરવો<br>આસો<br>સફર<br>રબીઉલ અ. | | | ઑકટોબર<br>આસો<br>કારતક<br>રબીઉલ અ.<br>રબીઉલ આ. | | | નવેમ્બર<br>કારતક<br>માગશર<br>રબીઉલ આ<br>જમા. અ. | | | ડિસેમ્બર<br>માગશર<br>પોષ<br>જમા. અ.<br>જમા. આ. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. | તિથિ | વાર | તા. |
| | શુદ | | | શુદ | | | શુદ | | | શુદ | | | વદ | | | વદ | | |
| ૧ | ૧૦ | બુધ | ૯ | ૧૨ | શનિ | ૧૦ | ૧૪ | ભોમ | ૧૧ | ૧૪ | ગુરુ | ૧૨ | ૧ | રવિ | ૧૩ | ૧ | ભોમ | ૧૪ |
| ૨ | ૧૧ | ગુરુ | ૧૦ | ૧૩ | રવિ | ૧૧ | ૧૫ | બુધ | ૧૨ | ૧૫ | શુક્ર | ૧૩ | ૨ | સોમ | ૧૪ | ૨ | બુધ | ૧૫ |
| ૩ | ૧૨ | શુક્ર | ૧૧ | ૧૪ | સોમ | ૧૨ | વ૧ | ગુરુ | ૧૩ | વ૧ | શાન | ૧૪ | ૩ | ભોમ | ૧૫ | ૩ | ગુરુ | ૧૬ |
| ૪ | ૧૩ | શનિ | ૧૨ | ૧૫ | ભોમ | ૧૩ | ૨ | શુક્ર | ૧૪ | ૨ | રવિ | ૧૫ | ૪ | બુધ | ૧૬ | ૪ | શુક્ર | ૧૭ |
| ૫ | ૧૪ | રવિ | ૧૩ | વ૧ | બુધ | ૧૪ | ૩ | શનિ | ૧૫ | ૩ | સોમ | ૧૬ | ૫ | ગુરુ | ૧૭ | ૫ | શનિ | ૧૮ |
| ૬ | ૧૫ | સોમ | ૧૪ | ૨ | ગુરુ | ૧૫ | ૪ | રવિ | ૧૬ | ૪ | ભોમ | ૧૭ | ૬ | શુક્ર | ૧૮ | ૬ | રવિ | ૧૯ |
| ૭ | વ૧ | ભોમ | ૧૫ | ૩ | શુક્ર | ૧૬ | ૫ | સોમ | ૧૭ | ૫ | બુધ | ૧૮ | ૭ | શનિ | ૧૯ | ૭ | સોમ | ૨૦ |
| ૮ | ૩ | બુધ | ૧૬ | ૪ | શનિ | ૧૭ | ૬ | ભોમ | ૧૮ | ૬ | ગુરુ | ૧૯ | ૮ | રવિ | ૨૦ | ૮ | ભોમ | ૨૧ |
| ૯ | ૪ | ગુરુ | ૧૭ | ૫ | રવિ | ૧૮ | ૭ | બુધ | ૧૯ | ૭ | શુક્ર | ૨૦ | ૮ | સોમ | ૨૧ | ૯ | બુધ | ૨૨ |
| ૧૦ | ૫ | શુક્ર | ૧૮ | ૬ | સોમ | ૧૯ | ૮ | ગુરુ | ૨૦ | ૮ | શનિ | ૨૧ | ૯ | ભોમ | ૨૨ | ૧૦ | ગુરુ | ૨૩ |
| ૧૧ | ૬ | શાન | ૧૯ | ૭ | ભોમ | ૨૦ | ૯ | શુક્ર | ૨૧ | ૯ | રવિ | ૨૨ | ૧૦ | બુધ | ૨૩ | ૧૧ | શુક્ર | ૨૪ |
| ૧૨ | ૭ | રવિ | ૨૦ | ૮ | બુધ | ૨૧ | ૧૦ | શનિ | ૨૨ | ૧૦ | સોમ | ૨૩ | ૧૧ | ગુરુ | ૨૪ | ૧૨ | શનિ | ૨૫ |
| ૧૩ | ૮ | સોમ | ૨૧ | ૯ | ગુરુ | ૨૨ | ૧૧ | રવિ | ૨૩ | ૧૧ | ભોમ | ૨૪ | ૧૨ | શુક્ર | ૨૫ | ૧૩ | રવિ | ૨૬ |
| ૧૪ | ૯ | ભોમ | ૨૨ | ૧૦ | શુક્ર | ૨૩ | ૧૨ | સોમ | ૨૪ | ૧૨ | બુધ | ૨૫ | ૧૩ | શનિ | ૨૬ | ૧૪ | સોમ | ૨૭ |
| ૧૫ | ૧૦ | બુધ | ૨૩ | ૧૧ | શનિ | ૨૪ | ૧૩ | ભોમ | ૨૫ | ૧૩ | ગુરુ | ૨૬ | ૧૪ | રવિ | ૨૭ | ૩૦ | ભોમ | ૨૮ |
| ૧૬ | ૧૧ | ગુરુ | ૨૪ | ૧૨ | રવિ | ૨૫ | ૧૩ | બુધ | ૨૬ | ૧૪ | શુક્ર | ૨૭ | ૩૦ | સોમ | ૨૮ | શુ૧ | બુધ | ૨૯ |
| ૧૭ | ૧૨ | શુક્ર | ૨૫ | ૧૩ | સોમ | ૨૬ | ૧૪ | ગુરુ | ૨૭ | ૩૦ | શનિ | ૨૮ | શુ૧ | ભોમ | ૨૯ | ૨ | ગુરુ | ૩૦ |
| ૧૮ | ૧૩ | શનિ | ૨૬ | ૧૪ | ભોમ | ૨૭ | ૩૦ | શુક્ર | ૨૮ | શુ૧ | રવિ | ૨૯ | ૨ | બુધ | ૧ | ૩ | શુક્ર | ૧ |
| ૧૯ | ૧૪ | રવિ | ૨૭ | ૩૦ | બુધ | ૨૮ | ૧ | શનિ | ૨૯ | ૨ | સોમ | ૩૦ | ૩ | ગુરુ | ૨ | ૪ | શનિ | ૨ |
| ૨૦ | ૩૦ | સોમ | ૨૮ | શુ૧ | ગુરુ | ૨૯ | ૨ | રવિ | ૧ | ૩ | ભોમ | ૧ | ૫ | શુક્ર | ૩ | ૫ | રવિ | ૩ |
| ૨૧ | શુ૧ | ભોમ | ૨૯ | ૨ | શુક્ર | ૩૦ | ૩ | સોમ | ૨ | ૪ | બુધ | ૨ | ૬ | શનિ | ૪ | ૬ | સોમ | ૪ |
| ૨૨ | ૨ | બુધ | ૩૦ | ૩ | શનિ | ૧ | ૪ | ભોમ | ૩ | ૫ | ગુરુ | ૩ | ૭ | રવિ | ૫ | ૭ | ભોમ | ૫ |
| ૨૩ | ૨ | ગુરુ | ૧ | ૪ | રવિ | ૨ | ૫ | બુધ | ૪ | ૬ | શુક્ર | ૪ | ૮ | સોમ | ૬ | ૮ | બુધ | ૬ |
| ૨૪ | ૩ | શુક્ર | ૨ | ૫ | સોમ | ૩ | ૭ | ગુરુ | ૫ | ૭ | શનિ | ૫ | ૯ | ભોમ | ૭ | ૧૦ | ગુરુ | ૭ |
| ૨૫ | ૪ | શાન | ૩ | ૬ | ભોમ | ૪ | ૮ | શુક્ર | ૬ | ૮ | રવિ | ૬ | ૧૦ | બુધ | ૮ | ૧૧ | શુક્ર | ૮ |
| ૨૬ | ૫ | રવિ | ૪ | ૭ | બુધ | ૫ | ૯ | શનિ | ૭ | ૯ | સોમ | ૭ | ૧૧ | ગુરુ | ૯ | ૧૨ | શનિ | ૯ |
| ૨૭ | ૬ | સોમ | ૫ | ૮ | ગુરુ | ૬ | ૧૦ | રવિ | ૮ | ૧૧ | ભોમ | ૮ | ૧૨ | શુક્ર | ૧૦ | ૧૩ | રવિ | ૧૦ |
| ૨૮ | ૭ | ભોમ | ૬ | ૯ | શુક્ર | ૭ | ૧૧ | સોમ | ૯ | ૧૨ | બુધ | ૯ | ૧૩ | શનિ | ૧૧ | ૧૪ | સોમ | ૧૧ |
| ૨૯ | ૮ | બુધ | ૭ | ૧૦ | શનિ | ૮ | ૧૨ | ભોમ | ૧૦ | ૧૩ | ગુરુ | ૧૦ | ૧૪ | રવિ | ૧૨ | ૧૫ | ભોમ | ૧૨ |
| ૩૦ | ૯ | ગુરુ | ૮ | ૧૧ | રવિ | ૯ | ૧૩ | બુધ | ૧૧ | ૧૪ | શુક્ર | ૧૧ | ૧૫ | સોમ | ૧૩ | ૧૫ | બુધ | ૧૩ |
| ૩૧ | ૧૧ | શુક્ર | ૯ | ૧૨ | સોમ | ૧૦ | | | | ૧૫ | શનિ | ૧૨ | | | | વ૧ | ગુરુ | ૧૪ |

અનાજ અને વનસ્પતિમાંથી સુવર્ણ ભસ્મ જેવી મજબુત સ્વાદિષ્ટ
ચીજો બનાવીને ઉત્તમ પ્રકારનો ખોરાક લેવાની ઇચ્છા
હોય તો તમારી બ્હેનોને, માતાઓને, પુત્ર—
વધૂઓને અને તમારી ગૃહીણીને
અવશ્ય વચાવો

**અન્નફળ, શાક, જાત જાતનાં પકવાનો બનાવવાની રીત**
**દર્શાવનારૂં પુસ્તક**
**દરેક કુટુંબમાં અવશ્ય રાખવા લાયક—નાની બાળાઓને**
**અવશ્ય અભ્યાસ કરવા લાયક**




લેખક તથા પ્રકાશક
ગં. સ્વ. લલિતગૌરી રામરાવ, તથા
ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ
નવીન સુધરેલી બીજી આવૃત્તિ
કિંમત રૂ. ૩-૦-૦; સોનેરી ગીલ્ટનું પુઠું રૂ. ૩-૮-૦
આ પુસ્તકની અંદર ૬૦૦ થી વધુ તરેહ તરેહના ખાવાના પકવાનો
બનાવવાના જુદા જુદા પ્રકારો દર્શાવવામાં આવ્યા છે

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપનિ.**
કાલબાદેવી રોડ, મુંબઈ.

---



---



---

કિંમત રૂ૦ ૧-૦-૦.

રવીન્દ્રનાથ ટાગોરકૃત

# ગીતાંજલિ

ગુજરાતી ભાષાંતર યોજનાર

**મહારાણી શ્રીનંદકુંવરબા, સી. આઇ.**

ભાવનગરનાં મહારાણી સાહેબ,

## પ્રસ્તાવના



બાબુ રવીન્દ્રનાથ ટાગોરનું રચેલું ગીતાંજલિનું ઇંગ્લિશ પુસ્તક મહારાણી શ્રીનંદકુંવરબાના હાથમાં જરા મોડું આવેલું. એ વાંચતાં તેમને એવી પ્રબલ ઇચ્છા થએલી, કે ગુજરાતને તેનું એક સારૂં ભાષાંતર મળવું જોઈએ. એ કાર્યમાં યથાશક્તિ મદદ આપવાની મને આજ્ઞા થઈ. પરિણામે આ ભાષાંતર તૈયાર થયું. ખાસ અફસોસની વાત એ છે, કે જ્યારે તે પ્રસિદ્ધ થાય છે, ત્યારે પોતે વર્તમાન નથી.

ભાષાંતરમાં કેટલેક સ્થાને અસ્પષ્ટતા દેખાશે. મૂલમાં ન હોય તેવા શબ્દો ભાષાંતરની અંદર ન લાવવાના આગ્રહથી એ પ્રમાણે બન્યું છે. આવાં પુસ્તકોની પાછળ થોડી ટીકા આપેલી હોય, તો તે બહુ ઉપયોગી થઈ પડે. પણ તે બની શકેલ નથી. તો આશા છે કે વિવેકી વાચનાર નિભાવી લેશે.

ભાવનગર,
તા૦ ૧૯ મી જુન, ૧૯૧૯. } મણિશંકર રત્નજી ભટ્ટ

---

ઇંગ્લંડમાં છપાએલી, પ્રકટ કર્તા, મુંબઈ.

મૅકમિલન એન્ડ કંપનિ લિમિટેડ, મુંબઈ.

Gitanjali. By Sir Rabindranath Tagore, Re. I.

# નૂતન હુન્નરસાગર

જાતિ અનુભવ તેમજ વિવિધ ગ્રંથોના આધારે આ પુસ્તકમાં વિવિધ વિષયો ઉપર ઘણીજ લંબાણથી માહીતી આપેલી હોવાથી અમે તેવો અજાણ્યુ અજ્ઞાન માણસ પણ આ પુસ્તકની સહાયતાથી હુન્નરો શીખી શકે છે. આમાં મીણબત્તીઓ, દીવેટો તથા તે સંબંધીના મસાલા વગેરે સુકા રંગો, હાથીદાંત ઉપર ચઢાવવાના જુદા જુદા રંગને તે સાફ કરાવવાની રીત તથા તે જણસો સાંધવા માટેની મેળવણી સાબુઓ જેવા કે વીંડઝરસોપ, ખારસોપ, કપડાં ધોવાના સાબુના પાઉડર, વગેરે ઘણી જાતના સાબુઓની માહીતી, જુદી જુદી જાતના વાર્નિશો, કુવા અને કેટલી ઉંડાઇએ પાણી નીકળશે તે સંબંધીની માહીતી, શીંગડાં તેમજ હાથીદાંતનાં બટનો, કાચનાં પીત્તળનાં, લોખંડનાં બટનો, જુદી જુદી જાતનાં પક્વાન, અથાણાં ચટણી વગેરે બનાવવા વિષે, અગરબત્તી, અર્ગજો, ગુલાલ, અબીલ, અને છીંકણી, બનાવટી સ્લેટો, કાથો, એળીયો, સુગંધી ધૂપ કાગળની ચીજો લાકડા જેવી કરવા વિષે, રૂપા, ત્રાંબા આદી ઉપર ઢોળ ચઢાવવાની જુદી જુદી રીતો, સોનેરી શાહી, કપડાં ઉપરની બાગવાનને ઉપયોગી હરકોઈ જાતના ડાઘ કાઢવાની રીત, જેવા કે મોતી ઉપરનો, તમાકુનો, જર્મન સીલવર ઉપરનો ડાઘ, દીવાસળીઓ, વીલાયતી ખપોરીઆ, રંગીન તારાઓ, વગેરે વગેરે. જુદી જુદી જાતના ત્રાસદાયક જંતુઓ દૂર કરવાની રીત; જુદી જાતની લાખ જેવી કે સીલ કરવાની લાલ તેમજ કાળી લાખ: ચામડાં સંબંધીના જુદી જુદી જાતના હુન્નરો કાચ સંબંધી જુદા જુદા હુન્નરો, લાકડા સંબંધીના જુદી જુદી જાતના હુન્નરો, ધાતુઓ સંબંધી ભિન્ન ભિન્ન પ્રયોગો, જુદી જુદી જાતનાં સુગંધી તેલો, જેવા કે, માલીશ્અર્ક, ટીંકચર આયોડાઇન, એવી વગેરે ઘણી અસંખ્ય બાબતો આપવામાં આવી છે. સર્વ સાધારણોને સમજણ પડે તેટલા ખાતર પુસ્તકની ભાષા ઘણી સહેલી રાખવામાં આવી છે. કાગળ ગ્લેજ પાકું પુઠું; જેનાં કિંમત માત્ર રૂ. ૪ા પોસ્ટેજ. ૦ા૦

# શ્રી શિક્ષિકાઓને ઉત્તમ તક

છેલ્લાં આઠ વર્ષથી વનિતા વિશ્રામ તરફથી સ્ત્રી શિક્ષિકાઓને શિક્ષણના ધંધાની કેળવણી આપવા સારૂ એક ટ્રેનિંગ કૉલેજ મુંબઈ ખાતે ચલાવવામાં આવે છે તેની અંદર કોઈ પણ ગુજરાતી જાણનાર બાઈને દાખલ કરવામાં આવે છે. આ કૉલેજ સરકારે માન્ય રાખેલી છે ને તેનો અભ્યાસક્રમ અમદાવાદ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ જેવો છે, પરીક્ષા પણ તેમની સાથેજ થાય છે ને પાસ થનારને સરકારી કેળવણીખાતા તરફથી સર્ટિફિકેટ આપવામાં આવે છે. વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષા અથવા એંગ્લો વર્નાક્યુલર થર્ડ સ્ટેન્ડર્ડની પરીક્ષા પસાર કરી હોય તેને પહેલા વર્ષમાં દાખલ કરવામાં આવે છે. તેથી ઓછા અભ્યાસવાળાને વર્નાક્યુલર ફાઇનલના વર્ગમાં (પ્રવેશિક વર્ગમાં) દાખલ કરવામાં આવે છે. વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષા પાસ કર્યા પછી પહેલા વર્ષમા દાખલ કરવામાં આવે છે. હિંદુ વિધવા અને ગરીબ બાઈઓને મફત રહેવા, ખાવા, ભણવા વગેરેની ગોઠવણ કરી આપવામા આવે છે. આ કૉલેજનો વખત એવો રાખવામાં આવ્યો છે કે નોકરી કરનાર બાઈઓને પણ સગવડ ભરેલો થઈ પડે. આ કૉલેજની નવી ટર્મ તા. ૫ મી જાન્યુઆરિ ૧૯૨૫થી શરૂ થાય છે. વનિતાવિશ્રામના ઓનરરી સેક્રેટરીને, ગીરગામ, મુંબઈ અરજી કરવી અથવા રૂબરૂ મળવું.

---

જાહેરખબર

શિક્ષકો તેમજ શિષ્યવર્ગમાં અતિશય પ્રિય થઈ પડેલાં ધોરણવાર પ્રશ્ના-રૂપે બાળોપયોગી સરળ

## સૃષ્ટિજ્ઞાનનાં પુસ્તકો

અમારા તરફથી સંપૂર્ણ વિવેચન સાથે બહાર પાડવામાં આવેલાં છે તે ઘણાં ઉપયોગી હોઈ શિક્ષક વર્ગમાં પ્રશંસાપાત્ર નીવડ્યા છે કે જેનો ટુંક મુદતમાં બહોળો ફેલાવો થઈ ઘણાંની દશમી તથા અગીઆરમી આવૃત્તી કાઢવાનો પ્રસંગ આવ્યો છે એજ એની ઉપયોગીતા સાબીત કરી બતાવે છે. વધારે પ્રશંસાની જરૂર નથી. ધોરણવાર કિંમત નીચે મુજબ.—

| સૃષ્ટિજ્ઞાન ધો. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| | ૦-૨-૦ | ૦-૧-૬ | ૦-૩-૦ | ૦-૩-૦ | ૦-૪-૦ | ૦-૪-૦ | ૦-૫-૬ |

| પ્રશ્નો:—ભરતખંડનો સરળ ઇતિહાસ. ધો૦ | ૫ | ૬. |
|---|---|---|
| | ૦-૩-૦ | ૦-૪-૦ |

જથાબધ લેનારને કમીશન ટકા ૨૫ મળશે. આ ઉપરાંત ધોરણવાર નોટો પણ અમોએ પ્રગટ કરી છે તેમાં પણ સારૂં કમીશન આપવામાં આવશે.

લખો—

**મણિલાલ મૂળજીભાઈ ઉપાધ્યાય.**

બુકસેલર એન્ડ પબ્લિશર, મુ. પેટલાદ (વાયા—આણંદ.)

## માત્ર જુજ નકલો શીલીકમાં છે.

| પુસ્તકનું નામ | કિમત રૂપીઆ |
| --- | --- |
| ગુલીસ્તાનનું ગુલ | ૫—૦ |
| રીજમંડ વીલાનો વારસ | ૨—૮ |
| આઇનાંપર કોઇનું | ૫—૦ |
| માડી ચવીત્રી | ૪—૦ |
| જીલુ ગોરાણી | ૪—૦ |
| અકકલના સમુદર | ૪—૦ |
| ખેમાન સંગ્રહ | ૫—૦ |
| ખુશ દરપણ | ૪—૦ |
| રંગભુમી ઉપર રખડ | ૪—૦ |
| ગુલવાડીનું ગુલાબ | ૩—૮ |
| તાલેવંતની તલ્ખી | ૫—૦ |
| સાતેરી ટોલી | ૪—૮ |
| પાટલી પુતની પડતી | ૪—૮ |

Registered No. B. 43

પુસ્તક ६४ મું ]                    [ અંક ૨ જો

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

ફેબ્રુઆરિ, સને ૧૯૨૫

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક ( જાન્યુઆરિ ૧૯૨૪ થી )

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M. Ed., I. E.S.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ



સૂર્યપ્રકાશ પ્રિં૦ પ્રેસમાં, મુળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું—

ઠેકાણું—કાળુપુર ટંકશાળ—અમદાવાદ

## શુદ્ધિપત્રક

કલમ ૫૯ (૨) નું અનુસંધાનઃ—

લાયકાત ધરાવનાર કાયમ મદદનીશ શિક્ષકોનો શરૂઆતનો અગર ઓછામાં ઓછો પગાર સરકારની મંજુરી મેળવ્યા સિવાય માસિક રૂ. ૧૮ કરતાં ઓછો અગર માસિક રૂ. ૨૫ કરતાં વધારે રાખી શકાશે નહિ; અને તેનો છેવટનો અગર વધારેમાં વધારે પગાર સરકારની મંજુરી મેળવ્યા સિવાય માસિક રૂ. ૨૫ કરતાં ઓછો અગર માસિક રૂ. ૪૦ કરતાં વધારે રાખી શકાશે નહિ.

સરકારની બીજી રીતે મંજુરી મળેલી હોય તે સિવાય ટ્રેઇન્ડ શિક્ષકોના પગારનાં ધોરણ નીચે પ્રમાણે રહેશેઃ—

| શરૂઆતના અગર ઓછામાં ઓછા પગારનું ધોરણ | છેવટના અગર વધારેમાં વધારે પગારનું ધોરણ |
| --- | --- |
| ૧ લું વર્ષ. ઓછામાં ઓછા રૂ. ૨૦ અને વધારેમાં વધારે રૂ ૩૦ | ઓછામાં ઓછા રૂ. ૩૫ અને વધારેમાં વધારે રૂ. ૫૦ |
| ૨ જું વર્ષ. ઓછામા ઓછા રૂ. ૨૫ અને વધારેમાં વધારે રૂ ૩૫ | ઓછામાં ઓછા રૂ. ૪૫ અને વધારેમાં વધારે રૂ. ૬૦ |
| ૩ જું વર્ષ. ઓછામા ઓછા રૂ. ૩૦ અને વધારેમાં વધારે રૂ. ૪૦ | ઓછામાં ઓછા રૂ. ૫૫ અને વધારેમાં વધારે રૂ. ૭૦ |

કોઈ પણ શિક્ષક ૨૫ વર્ષ કરતાં વધારે નહિ તેવી મુદતની અંદર છેવટના અગર વધારેમા વધારે પગારના ધોરણે પહોંચી શકે એવી રીતે પગારના ધોરણ નક્કી કરવા પડશે.

પ્રાથમિક કેળવણી ઍક્ટ અમલમા મૂકવામાં આવે તે તારીખે સરકારી કેળવણીખાતામાં મુખ્ય શિક્ષકને જે કંઈ એલાવન્સ આપવામાં આવતું હોય તે આપવું પડશે

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૪મું; ફેબ્રુઆરિ સને ૧૯૨૫, અંક ૨ જો




## મ્યુનિસિપાલિટિ તથા લોકલબોર્ડને પ્રાથમિક શાળાઓ સોંપવા સંબંધી ઠરાવો—

( પુ. ૬૪, અંક-૧, પૃષ્ઠ ૩૧ થી ચાલુ )

ટીપ—'શિફ્ટ' પદ્ધતિ પ્રમાણે અડધા વિદ્યાર્થીઓ સવારમાં નિશાળે આવે છે, અને બાકીના બપોર પછી નિશાળે આવે છે, અને તેમાં તેના તેજ શિક્ષકોને બંને વખત નિશાળમાં હાજર રહેવું પડે છે. કેળવણી ઍક્ટની કલમ ૨૭ (૩) ના આધારે બનાવવામાં આવેલા' કાનુનો પ્રમાણે તે પદ્ધતિ ત્રીજા ધોરણના વર્ગો સુધી અમલમાં મૂકી શકાશે, પરંતુ તેવા પ્રસંગે નિશાળના બંને વખતમાંથી કોઈ પણ વખતે કોઈ પણ શિક્ષકને બે કરતાં વધારે વર્ગ સોંપી શકાશે નહિ

ટ્રેન્ડ શિક્ષકોનું પ્રમાણ.

૫૮. સ્થાનિક સત્તાધીશ મંડળે રાખેલા શિક્ષકોમાં ઓછામાં ઓછા ૫૦ ટકા અગર સરકાર વખતો વખત જે પ્રમાણ નક્કી કરે તેટલા પ્રમાણમાં ટ્રેઈન્ડ શિક્ષકો હોવા જોઈશે; અને સ્થાનિક સત્તાધીશ મંડળે રાખેલા શિક્ષકોની કુલ સંખ્યા ઓછામાં ઓછા ૧૫ ટકા

અને વધારેમાં વધારે ૩૦ ટકા જેટલા શિક્ષકો પાસે ટ્રેનિંગ કૉલેજના બીજા અગર ત્રીજા વર્ષનું સર્ટિફિકેટ હોવું જોઈશે. જો ટ્રેઈન્ડ શિક્ષકોની સંખ્યા સરકારે ઠરાવેલી ઓછામાં ઓછી સંખ્યા કરતાં ઓછી હોય, તો સ્થાનિક સત્તાધીશ મંડળ જરૂર જણાય તેવી સ્કોલરશિપો આપીને અગર બીજી રીતે દર વર્ષે પુરતી સંખ્યામાં શિક્ષકોને ટ્રેઈન્ડ કરવાનો એવો બંદોબસ્ત કરશે કે ઇ. સ. ૧૯૨૮–૨૯ ની સાલમાં ટ્રેઈન્ડ શિક્ષકોનું નક્કી કરેલું પ્રમાણ આવી રહે, અને ત્યારપછી જળવાઈ રહે; પણ તેમાં કેળવણીની પ્રગતિ અને શિક્ષકોની સંખ્યાના ઘટાડા તરફ પુરતું લક્ષ આપવું જોઈશે.

**શિક્ષકોના પગારના દર.**

૫૯. (૧) કેળવણી ઍક્ટની કલમ ૮ (૧) ના આધારે લીધેલા અને નોકરીમાં રાખેલા પ્રાથમિક શાળાના શિક્ષકોને, તેમને લેતી વખતે અને નોકરીમાં રાખતી વખતે સરકાર કેળવણીખાતામાં પગારનાં જે ધોરણ ચાલુ હોય, તે ધોરણે, પગાર આપવો પડશે.

(૨) સ્થાનિક સત્તાધીશ મંડળે નોકરોમાં રાખેલા પ્રાથમિક શાળાના બીજા શિક્ષકોના સંબંધમાં લાયકાત નહિ ધરાવનાર શિક્ષકનો અગર લાયકાત ધરાવનાર હંગામી મદદનીશ શિક્ષકનો પગાર માસિક રૂ. ૧૫ થી ઓછો હોઈ શકશે નહિ, અને સરકારની મંજુરી મેળવ્યા સિવાય પહેલાને માસિક રૂ. ૨૦ કરતાં અને બીજાને માસિક રૂ. ૨૫ કરતાં વધારે પગાર આપી શકાશે નહિ.

(૩) જે જગાઓ ખાસ કરીને ખર્ચાળ હોય, અગર જેનાં હવા-પાણી ખરાબ હોય, અગર જ્યાં યોગ્ય સ્થાનિક શિક્ષકો મળી શકતા ન હોય, તેવી જગાઓ માટે સરકારની મંજુરી મેળવીને એલાવન્સ આપી શકાશે.

ટીપ—પ્રાથમિક શાળાના શિક્ષકોને રાખતી વખતે તેમને ચોકખું કહેવું જોઈશે કે ખાધ ખોરાકીની વસ્તુઓની કિંમતમાં સારો ઘટાડો થશે તો તેમના પગારનાં ધોરણમાં ઘટાડો કરવાનો સંભવ રહેશે.

**પાસ થએલા વિદ્યાર્થી શિક્ષક.**

૬૦. સ્થાનિક સત્તાધીશ મંડળ પાસ થએલા વિદ્યાર્થીશિક્ષકો, તેમને શિક્ષકના ધંધા માટે કેળવવાના હેતુથી, નીમી શકશે. આવા વિદ્યાર્થીશિક્ષકોએ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા અગર પ્રાથમિક શાળાના શિક્ષકની નોકરી માટે

લાયક બનાવનારી બીજી પરીક્ષા પાસ કરેલી હોવીજ જોઈશે, અને તેમને ખાસ ચૂંટી કાઢેલા મુખ્ય શિક્ષકોની નિશાળોમાં મોકલવા જોઈશે. ઉપરના વિદ્યાર્થીશિક્ષકોને દરરોજ ઓછામાં ઓછા ચાર કલાક નિશાળમાં હાજર રહેવું પડશે; અને તેમાંથી ઓછામાં ઓછા બે કલાક શિક્ષણકળાનું શિક્ષણ લેવામાં ગાળવા પડશે.

પાસ થએલા વિદ્યાર્થીશિક્ષકો સાધારણ રીતે એક વર્ષને માટે નીમવા; પણ તેની મુદત બે વર્ષ સુધી લંબાવી શકાશે. સ્થાનિક સત્તાધીશ મંડળ ઠરાવે તે પ્રમાણે તેમને પગાર આપવો પડશે. પાસ થએલા વિદ્યાર્થીશિક્ષક તરીકેની નોકરી તદ્દન હંગામી ગણવામાં આવશે, અને રજા, પેન્શન, અગર પગારના વધારામાં તેની ગણતરી કરવામાં આવશે નહિ.

૬૧. અમુક વર્ગની નિશાળો માટે એટલે દાખલા તરીકે ઉર્દુ નિશાળો અગર કન્યાશાળાઓ માટે જે જગાએ લાયકાત ધરાવનારા શિક્ષકો મળી શકતા ન હોય તેવી જગાએ, નિશાળની અંદર કામ કરવાથી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા અગર તેવી બીજી લાયકાત આપનાર પરીક્ષા માટે તૈયાર થાય, તે હેતુથી સ્થાનિક સત્તાધીશ મંડળ ભણતા વિદ્યાર્થી-શિક્ષકો નીમી શકશે. આવા વિદ્યાર્થીશિક્ષકોએ છઠ્ઠું ધોરણ પાસ કરેલું જોઈશે. (સ્ત્રીઓ માટે ધણાકામાં પાંચમું ધોરણ પાસ કરેલું અને સિંધમાં ચોથું ધોરણ પાસ કરેલું જોઈશે.) નિશાળના વખતમાં બધો વખત તેમને નિશાળમાં હાજર રહેવું પડશે, પણ તેઓ દરરોજ બે કલાક કરતાં વધારે વંચન શીખવી શકશે નહિ.

**ભણતા વિદ્યાર્થી-શિક્ષક.**

ભણતા વિદ્યાર્થીશિક્ષકો સાધારણ રીતે એક વર્ષને માટે નીમવા, પણ તેમની મુદત બે વર્ષ સુધી લંબાવી શકાશે. સ્થાનિક સત્તાધીશ મંડળ ઠરાવે તે પ્રમાણે તેમને પગાર આપવો પડશે. ભણતા વિદ્યાર્થીશિક્ષક તરીકેની નોકરી તદ્દન હંગામી ગણવામાં આવશે, અને રજા, પેન્શન અગર પગારના વધારા માટે તેની ગણતરી કરવામાં આવશે નહિ.



## પ્રકરણ ૫ મું

## જગાની સવડ, સાધન અને સાહિત્ય, શિક્ષણના અભ્યાસક્રમ અને હાજરી

[તા. ક. સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટ નીચેની અગર તેની મદદ મેળવતી શાળાઓ હોય, કિંવા ન હોય, તોપણ માન્ય રાખવામાં આવેલી બધી શાળાઓને (પ્રકરણ ૭૬ જુઓ) આ પ્રકરણના અ, બ અને ક વિભાગમાં આપેલા નિયમો લાગુ પડે છે.]

ડ અને ઈ વિભાગના નિયમો ફક્ત સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટ નીચેની નિશાળોને લાગુ પડે છે; પણ માન્ય રાખવામાં આવેલી બીજી નિશાળો માટે તે માર્ગદર્શક થઈ પડશે. પરંતુ, ૭૬ મો નિયમ ગ્રાન્ટ-ઈન-એડ, કોડની બાબતમાં બધી નિશાળોને લાગુ પડે છે.

### અ—જગાની સવડ

વર્ગના ઓરડાની ઓછામાં ઓછી જગા.

૬૨. વર્ગના પત્રકની સંખ્યાના દરેક વિદ્યાર્થી માટે, દરેક વર્ગના ઓરડામાં (ઓરડાઓ સિવાય) ઓછામાં ઓછી આઠ ચોરસ ફુટ જગા પુરી પાડવી જોઈશે

જાજરૂ અને પેશાબખાનાંની ગોઠવણ.

૬૩. પુરતી સંખ્યામાં જાજરૂ અને પેશાબખાનાંની ગોઠવણ કરવી પડશે.

રમત ગમતના સ્થળની ગોઠવણ.

૬૪. રમતગમતના સ્થળની પણ ગોઠવણ કરવી પડશે.

### બ—સાધન અને સાહિત્ય

સરસામાન પુરો પાડવા વિષે.

૬૫. નિશાળના સરસામાન માટે જોઈતા પદાર્થો જેવા કે ખુરસી મેજ, અને કાળું પાટીઉં, દરેક વર્ગના ઓરડામ પુરા પાડવા જોઈશે

શાળાઓ માટે મંજુર કરેલી ચોપડીઓ વગેરે પુરી પાડવા વિષે.

૬૬. નિશાળમાં શિક્ષકોના ઉપયોગ માટે જોઈતી શાળાઓ માટે મંજુર કરેલી ચોપડીઓ, નકશાઓ, ચિત્રો અને શિક્ષણનાં સાહિત્ય પણ પુરાં પાડવાં પડશે.

લાઇબ્રેરીઓ.

૬૭. નાણાંની છૂટ પ્રમાણે શિક્ષકો અને વિદ્યાર્થીઓ માટે લાઇબ્રેરી-નાં પુસ્તકો પુરાં પાડવાં પડશે.

ગરીબ છોકરાંને ચોપડીઓ વગેરે આપવા વિષે.

૬૮. જે માબાપો ચોપડીઓ, સ્લેટો અને નિશાળમાં જોઈતી બીજી વસ્તુઓ ખરીદવાને અશક્ત હોય તેમનાં છોકરાં માટે તે વસ્તુઓ પુરી પાડવી પડશે.

## ક—શિક્ષણના વિષયો

મુંબઈ પ્રાથમિક કેળવણી એક્ટ, ૧૯૨૩, કલમ ૧૭.

માન્ય રાખવામાં આવેલી શાળાઓમાં અને સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટ નીચે રાખેલી અગર તેની પાસેથી મદદ મેળવતી બીજી શાળાઓમાં શિક્ષણના વિષયો, અભ્યાસક્રમ, પુસ્તકો અને શિક્ષણનાં ધોરણો નક્કી કર્યા પ્રમાણે રાખવાં પડશે, પણ તેમાં સ્થાનિક જરૂરિઆતોને અનુકૂળ ફેરફાર સરકારની મંજુરી મેળવીને સ્કૂલબોર્ડ કરી શકશે.

અભ્યાસક્રમો.

૬૯. મરાઠી, ગુજરાતી, કાનડી, ઉર્દુ-ગુજરાતી, અને ગુજરાતી—ઉર્દુ ધોરણોના છાપેલા અભ્યાસક્રમ, અને સિંધના પ્રાથમિક શાળાના અભ્યાસક્રમ, નવા અભ્યાસક્રમ પ્રસિદ્ધ કરવામાં આવે ત્યાંસુધી ચાલુ રાખવા પડશે. પણ સરકારની મંજુરી લઈને સ્કૂલબોર્ડ ફેરફાર કરેલા અભ્યાસક્રમ ચલાવી શકશે.

મંજુર કરેલાં પુસ્તકો.

૭૦. સરકારી કેળવણીખાતાએ મંજુર કરેલાં પુસ્તકોની યાદીમાં હોય તેવાંજ પુસ્તકો વાપરી શકશે. એવાં મંજુર કરેલાં પુસ્તકો સિવાયનાં બીજાં પુસ્તકો સરકારની

ફી વાપરવા વિષે. અગાઉથી મંજુરી લીધા સિવાય કેળવણીખાતામાં વાપરી શકાશે નહિ.

૭૧. કેળવણી ઍક્ટની કલમ ૨૭(૩)(અ)(બ)(ક)(ડ) માં વિગતવાર જે શિક્ષણના વિષયો આપેલા છે જેવા કે

ખાસ અભ્યાસક્રમો માટે સરકારની મંજુરી.

(અ) સ્થાનિક જરૂરિઓનાને અનુકૂળ આવે તેવા વ્યાવહારિક શિક્ષણના અભ્યાસક્રમ.

(બ) પ્રયોગદ્વારા વિજ્ઞાનનુ શિક્ષણ, માટીના નમુના બનાવવાનુ શિક્ષણ, સૃષ્ટિજ્ઞાનનુ શિક્ષણ, હસ્તકળા-શિક્ષણ, અને ભવિષ્યના ધધામા ઉપયોગી થાય તેવુ કામ જેની અદર ગૃહવિજ્ઞાનનો સમાવેશ થાય છે, તેવા પ્રાથમિક કેળવણી લેતા કોઈ પણ ઉમરના બાળકો માટેના શિક્ષણના અભ્યાસક્રમ.

(ક) પ્રાથમિક કેળવણી લેતાં કોઈ પણ ઉમરનાં બાળકો માટે શારીરિક અને નૈતિક કેળવણી માટેના અભ્યાસક્રમ.

(ડ) પ્રાથમિક શાળાનાં ઉપલા ધોરણોમાં શિક્ષણના ભાગ તરીકે ભવિષ્યના ધ્રધા માટે ઉપયોગમા આવે તેવા અભ્યાસક્રમ.

ઉપર જણાવેલા વિષયોમાથી કોઈ પણ વિષય દાખલ કરવાની કોઈ પણ સ્થાનિક સત્તાધીશ મડળની ઇચ્છા હશે, તો તેણે તે સબધી એક યોજના તૈયાર કરીને મંજુરી માટે સરકારને મોકલી આપવી પડશે, અને સરકારની મંજુરી મળ્યા સિવાય તે વિષયો દાખલ કરી શકાશે નહિ.

ધાર્મિક શિક્ષણ

૭૨. સ્થાનિક સત્તાધીશ મડળના વહીવટ નીચેની શાળાઓમાં ધાર્મિક શિક્ષણ કે જેની અંદર કુરાનના શિક્ષણનો સમાવેશ કરવામા આવે છે તે આપી શકાશે, પરતુ (૧) તેવા શિક્ષણ સંબધી કઈ સ્થાનિક હગ્કત હોવી જોઈએ નહિ અને (૨) વિદ્યાર્થીઓની હાજરી મરજિઆત હોવી જોઈએ અને (૩) ધાર્મિક શિક્ષણ આપવાના વખતનો ૭૩ મા નિયમમા નક્કી કરેલા શિક્ષણના વખતમા સમાવેશ કરેલો હોવો જોઈએ નહિ

મુંબઈ પ્રાથમિક

માન્ય રાખવામા આવેલી શાળામા જવુ એટલે સ્કૂલબોર્ડ સરકારની પરવાનગી મેળવીને ઠરાવે તે પ્રમાણે ઉપલી નિશાળ- ના નક્કી કરેલા દિવસોએ અને દરરોજ નક્કી

કેળવણી એક્ટ, કલમ ૨. કરેલા વખતે નક્કી કરેલી મુદત સુધી શિક્ષણ લેવા માટે હાજર રહેવું એવો અર્થ થાય છે.

નિશાળનો વખત. ૭૩. જો કોઈ સ્થાનિક સ્કૂલકમિટિ હોય તો તેનો અભિપ્રાય લઈને સ્કૂલબોર્ડ દરેક નિશાળ ચલાવવાનો વખત નક્કી કરશે. શિક્ષણના કલાક બાળવર્ગ અને ૧લા ધોરણના વિદ્યાર્થીઓ માટે દરરોજ ત્રણથી ઓછા અને ચારથી વધારે રાખી શકાશે નહિ; અને બીજા વિદ્યાર્થીઓ માટે ચારથી ઓછા અને છથી વધારે રાખી શકાશે નહિ. કોઈ પણ શાળા એકી વખતે લાગલાગટ ત્રણ કલાક કરતાં વધારે વખત શિક્ષણ આપી શકશે નહિ. જે નિશાળોમાં શિફ્ટ પદ્ધતિ દાખલ કરવાની મંજુરી આપેલી હોય તે નિશાળોમાં ઉપરના કલાકો ઘટાડી શકાશે.

દરેક નિશાળમાં રવિવારની રજા પાળવી પડશે અને અઠવાડીઆમાં બીજા એક દિવસે અડધી રજા આપવી પડશે. મુસલમાનની નિશાળોમાં, નિશાળે આવતા વિદ્યાર્થીઓનાં ઘણાં માબાપની ઇચ્છા હોય, તોજ રવિવારને બદલે શુક્રવારે રજા પાળવી.

વેકેશન પાળવા વિષે. ૭૪. પ્રાથમિક શાળાઓમાં વેકેશનોની કુલ મુદત દર વર્ષે ત્રણું અઠવાડીઆંથી વધારે રાખી શકાશે નહિ. સ્થાનિક સ્કૂલ કમિટિ હોય તો તેનો અભિપ્રાય લઈને સ્કૂલબોર્ડ દર વર્ષે વેકેશનો આપવાની સંખ્યા નક્કી કરશે, અને દરેક વેકેશનની મુદત, અને દરેક વેકેશન પાળવાનો વખત નક્કી કરશે; પરંતુ કોઈ પણ વેકેશનની મુદત ચાર અઠવાડીઆંથી વધારે રાખી શકાશે નહિ.

એક મોર્ય વર્ષમાં, વેકેશનો ઉપરાંત વધારેમાં વધારે ૩૫ બીજા તહેવારો સ્કૂલબોર્ડ મંજુર કરી શકશે, અને કોઈ પણ નિશાળની વાર્ષિક પરીક્ષા અગર તપાસણી કર્યા પછી તરતજ વહીવટ કરનાર અમલદાર અગર દેખરેખ રાખનાર અમલદાર એક દિવસની રજા આપી શકશે.

૭૫. જે જગાએ શરૂઆતની પ્રાથમિક કેળવણીનું શિક્ષણ ફરજિયાત દાખલ કરવામાં આવ્યું હોય તે જગાએ નિશાળ ફરજિયાત શિક્ષણ ચાલતી હોય તે દિવસોએ અને તે વખતે નિશાળની જગાએ હાજરી ના દરેક વિદ્યાર્થીએ હાજર રહેવું પડશે. માંદગી

વિષે. માટે અગર બીજા યોગ્ય કારણ માટે થોડી મુદતની રજા મુખ્ય શિક્ષક આપી શકશે.

૭૬. આન્ટ-ઇન્-એઇડ-કોડ અને વર્નાક્યુલર પુરુષ શિક્ષકો અને સ્ત્રી શિક્ષકોના કાનુનોના કોડમાં આપેલા વિદ્યાર્થીઓને દાખલ કરવાના અને તેમને તે ઉઠાડી લેવાના, તેમની ઉમર અને હાજરી નોંધવાના અને લીવિંગ સર્ટિફિકેટ આપવાના નિયમો કેળવણી ઍકટની કલમ ૨૭ (૩) (ડ) ના આધારે સ્થાનિક સત્તાધીશ મંડળ નવા કાનુનો બનાવીને તેમાં ફેરફાર કરે નહિ ત્યાં-સુધી અમલમા રાખવા પડશે.

ગ્રાન્ટ-ઇન્-એઇડ-કોડ અને વર્નાક્યુલર પુરુષ શિક્ષકો અને સ્ત્રી શિક્ષકો માટેનો કાનુનોનો કોડ લાગુ પાડવા વિષે.

## ઈ. ફી

૭૭. સ્થાનિક સત્તાધીશ મંડળની પ્રાથમિક શાળાઓમાં તેમજ સ્થાનિક સત્તા નહિ ધરાવતી મ્યુનિસિપાલિટિની મ્યુનિસિપલ હદની અંદર આવેલી જિલ્લા લોકલબોર્ડના વહીવટવાળી પ્રાથમિક શાળાઓમાં કોઈ પણ વખતે ફી કાઢી નાખી શકાશે.

ફી.

૭૮. સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટ નીચે ચાલતી પ્રાથમિક શાળાઓમાં નીચે જણાવેલાને ફી આપવાંમાંથી મુક્ત કરવા પડશે.

ફીમાંથી મુક્ત કરવા વિષે.

(અ) બધી છોકરીઓ,
(બ) આ પરિશિષ્ટમાં દર્શાવેલા અંત્યજ વર્ગના છોકરાઓ;
(ક) જે છોકરાઓનાં માબાપ સ્કૂલબોર્ડને ખાતરી કરી આપે કે તેઓ ફી આપવાને અશક્ત છે, તે છોકરાઓ;
(ડ) જે દેશી લશ્કરી સિપાઈઓ અને લશ્કરની સાથે ગએલા માણસો મહાન યુદ્ધની અંદર રણક્ષેત્રમાં મરણ પામ્યા હોય અગર અશક્ત થઈ ગએલા હોય તેમના છોકરાઓ;

(ઈ) લશ્કરની લડાયક ટુકડીઓની અંદર જોડાએલા દેશી લશ્કરી સિપાઈઓના છોકરાઓ;

(ફ) જે સ્ત્રી શિક્ષકોનો પગાર માસિક રૂ.૧૦૦ અગર તેથી ઓછો હોય, તેમના છોકરા;

(ક) વિભાગમાં જણાવેલી સ્કૂલબોર્ડની સત્તા સ્કૂલબોર્ડ સ્થાનિક સ્કૂલકમિટિને આપી શકશે.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

---

### માન્ય રાખવામાં આવેલી શાળાઓ

મુંબઈ પ્રાથમિક કેળવણી એક્ટ, ૧૯૨૩, કલમ ૨.

કોઈ પણ શાળાનો ભાગ જેની અંદર શરૂઆતની પ્રાથમિક કેળવણીનુ શિક્ષણ અપાતુ હોય, અને જેને ચાલુ વખતને માટે સ્કૂલબોર્ડ અગર સ્કૂલબોર્ડ નાપાસ કર્યાનો ઠરાવ કર્યા પછી અપીલ કરવાથી સરકારે માન્ય રાખી હોય તેને 'માન્ય રાખવામાં આવેલી શાળા' કહેવામાં આવી છે.

કલમ ૧૬ (૧)

દરેક માન્ય રાખવામાં આવેલી શાળા અને સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટ નીચે રાખેલી અગર તેની મદદ મેળવતી દરેક પ્રાથમિક શાળા, નિશાળના વખત અંદર સરકારના અને સ્થાનિક સત્તાધીશ મંડળના તપાસણી કરનાર અમલદારો ખાસ કરીને નીચેની બાબતોની ચોકસાઈ કરવા તપાસી શકશેઃ—

(અ) ૧૭ મી કલમમાં નક્કી અગર મંજુર કર્યા પ્રમાણે શિક્ષણ આપવામાં આવે છે કે નહિ,

(બ) કોઈ પણ જાતનું નુકસાનકારક શિક્ષણ આપવામાં આવે છે કે નહિ,

(ક) વિદ્યાર્થીઓની ફરજિયાત હાજરી વિષેના કેળ-

, વણી ઍક્ટના કાનુનોનો બરાબર અમલ થાય છે કે કેમ, અને

(૩) નક્કી કરેલાં રજિસ્ટરો અને પત્રકો રાખવામાં આવે છે કે કેમ.

કલમ ૧૬ (૨) સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટ નીચે રાખવામાં આવેલી કોઈ પણ પ્રાથમિક શાળાની બાબતમાં સ્કૂલબોર્ડ અને એવી બીજી કોઈ 'માન્ય રાખવામાં આવેલી શાળા' ની બાબતમાં શાળાના મેનેજરે સરકાર અગર સ્થાનિક સત્તાધીશ મંડળ વારવાર જે હકીકત-અગર પત્રકો માગે તે પુરાં પાડવાં પડશે.

કલમ ૧૭. માન્ય રાખવામાં આવેલી શાળાઓમાં તેમજ સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટ નીચે રાખવામાં આવેલી અગર તેની મદદ મેળવતી, બીજી પ્રાથમિક શાળાઓમાં શિક્ષણના વિષયો, અભ્યાસક્રમ, પુસ્તકો અને શિક્ષણનાં ધોરણ, નક્કી કર્યા મુજબના રાખવાં પડશે; પણ સ્થાનિક જરૂરિઆતને અનુકૂળ આવે તેવો ફેરફાર સરકારની મંજુરી મેળવીને તેમાં સ્કૂલબોર્ડ કરી શકશે.

કલમ ૧૮. ફરજિઆત કેળવણી દાખલ કરવામાં આવી હોય, તેવા દરેક વિસ્તારની અંદર, જે બાળકને ફરજિઆત કેળવણીની યોજના લાગુ પડતી હોય, તેને પાછળ દર્શાવ્યા પ્રમાણેનું કોઈ પણ યોગ્ય કારણ હોય નહિ તો, અને જો તે માબાપ અને બાળક સાધારણ રીતે તે વિસ્તારનાં રહેવાશી હોય તો તેના માબાપે તે વિસ્તારની અંદર આવેલી કોઈ પણ માન્ય રાખવામાં આવેલી શાળામાં મોકલવું પડશે.

કલમ ૧૯. નીચેની કોઈ પણ બાબતને લઈ કોઈ પણ બાળકને માન્ય રાખવામા આવેલી શાળામાં ન મોકલવામાં આવતું હોય તો તેનાં માબાપ તેને યોગ્ય કારણસર નથી મોકલતાં એમ ગણી શકાશેઃ—

(ઈ) બાળક રહેતું હોય તે ભાગમાં બાળકની માતૃભાષામાં શિક્ષણ આપતી માન્ય રાખવામાં આવેલી કોઈ પણ શાળા હોય નહિ.

(ક) બાળક રહેતું હોય તે ભાગમાં તેનાં માબાપ વાંધો ઉઠાવે તેવું ધાર્મિક શિક્ષણ ફરજિઆત અપાતું હોય તેવી નિશાળો સિવાયની તેનાં માબાપ તેને મોકલી શકે તેવી માન્ય રાખવામાં આવેલી કોઈ પણ શાળા હોય નહિ.

૭૯. માન્ય રાખવામાં આવેલી શાળાની વ્યાખ્યાની અંદર સ્થાનિક સત્તાધીશ મંડળની ચલાવવામાં આવતી કોઈ શાળા અગર શાળાનો ભાગ જેની અંદર શરૂઆતની પ્રાથમિક કેળવણી અપાતી હોય તેનો સમાવેશ થઈ જાય છે.

૮૦. માન્ય રાખવામાં આવેલી શાળાઓના અ અને બ એવા બે વર્ગ પાડવામાં આવશે. અ વર્ગની અંદર જે નિશાળોમાં પ્રાથમિક શાળાઓનાં ચાલુ ધોરણોનો અભ્યાસક્રમ ચલાવવામાં આવતો હશે તેમનો સમાવેશ કરવામાં આવશે. આ વર્ગની અંદર સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટ નીચે રાખવામાં આવેલી પ્રાથમિક શાળાઓનો તેમજ ગ્રાન્ટ-ઇન-એઇડ કોડના બીજા પ્રકરણને આધારે અગાઉ સ્વીકારવામાં આવેલી હોય તેના જેવી પ્રાથમિક શાળાઓનો સમાવેશ કરવામા આવશે.

માન્ય રાખવામાં આવેલી શાળાઓ.

બ વર્ગની અંદર જે નિશાળોમાં શિક્ષણનું ધોરણ હલકા પ્રકારનું હશે તે નિશાળોનો સમાવેશ કરવામાં આવશે. આ વર્ગની અંદર ગામઠી શાળાઓનો સમાવેશ કરવામાં આવશે એટલે સિંધની મુલ્લા નિશાળો અને ગ્રાન્ટ-ઇન-એઇડ-કોડના ત્રીજા પ્રકરણને આધારે અગાઉ સ્વીકારવામા આવેલી હોય તેના જેવી નિશાળોનો સમાવેશ કરવામા આવશે.

૮૧. જે નિશાળની અંદર કોઈ પણ જાતનું નુકસાનકારક શિક્ષણ આપવામાં આવતું હશે, તેવી નિશાળને માન્ય રાખવામાં આવશે નહિ.

નુકસાનકારક શિક્ષણ નહિ આપવા વિષે.

૮૨. કોઈ પણ શાળા કે જે આ નિયમો ચોથા પ્રકરણના ક વિભાગમાં અને પાંચમા પ્રકરણના અ, બ અને ક વિભાગોમાં શિક્ષક વર્ગ, મકાનની સવડ, નિશાળ માટે જોઈતાં સાધન, અને શિક્ષણનો અભ્યાસક્રમ સંબધી બતાવેલી શરતોને સાધારણ રીતે પાળશે

અ વર્ગની નિશાળો માટેની શરતો.

નહિ તેને અ વર્ગની શાળા તરીકે માન્ય કરવામાં આવશે નહિ. વળી તેની શાળાના મેનેજરો ગ્રાન્ટ-ઇન-એઇડ-કોડના નિયમો અગર સ્થાનિક સત્તાધીશ મંડળ અને સરકારની મંજુરી મેળવીને સ્કૂલબોર્ડ તેવા બીજા કાનુનો બનાવે તે કાનુનો પળવાની કબુલાત આપશે નહિ, ત્યાંસુધી તેમને અ વર્ગમાં મૂકી શકાશે નહિ.

બ વર્ગની નિશાળો માટે શરતો.

૮૩. નીચેની શરતો પાળે તે સિવાય કોઈ પણ નિશાળને સ્કૂલબોર્ડ બ વર્ગની શાળા તરીકે માન્ય રાખી શકશે નહિઃ—

(i) વ્યાવહારિક પ્રાથમિક શિક્ષણનો સરકારની મંજુરી મેળવીને સ્કૂલબોર્ડે પસંદ કરેલો નિયમિત અભ્યાસક્રમ ચલાવવો.

(ii) આખા વર્ષ દરમિઆન ઓછામાં ઓછા દસ વિદ્યાર્થીઓની સરાસરી માસિક હાજરી રાખવી.

(iii) નક્કી કરેલા નમુના પ્રમાણેનું હાજરીપત્રક રાખવું, અને મેનેજરોએ સરકાર અગર સ્થાનિક સત્તાધીશ મંડળ માગે તેવાં સાદાં પત્રક મોકલી આપવાની કબુલાત આપવી

(iv) સરકાર અને સ્થાનિક સત્તાધીશ મંડળ નિશાળની તપાસણી કરી શકે તેવી કબુલાત આપવી.

અ વર્ગની નિશાળ તરીકેની મંજુરી પાછી ખેંચી લેવા વિષે.

૮૪. અ વર્ગની કોઈ પણ નિશાળમાં જે શરતોએ તેને અ વર્ગમા મૂકવામાં આવી હોય તેમાંની કોઈ પણ શરતનો ભંગ થશે અગર સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટ નીચે રાખવામાં આવેલી શાળાઓમાં અપાતા શિક્ષણ કરતાં શિક્ષણ ઘણી ઉતરતી પંક્તિનું હશે, અગર બીજું યોગ્ય અને પુરતુ કારણ હશે તો નિશાળના મેનેજરોને યોગ્ય ચેતવણી આપ્યા પછી અને સ્કૂલબોર્ડની માગણીઓ પુરી પાડવા માટે તેમને યોગ્ય વખત આપ્યા પછી, સ્કૂલબોર્ડ અ વર્ગની નિશાળ તરીકેની તેને આપેલી મંજુરી ગમે તે વખતે પાછી ખેંચી લઈ શકશે; પણ તે સંબંધી સરકારમાં અપીલ થઈ શકશે.

૮૫. બ વર્ગની કોઈ પણ નિશાળમાં જે શરતોએ તેને બ વર્ગમાં મૂકવામાં આવી હોય તેમાંની કોઈ પણ શરતનો ભંગ થશે, અગર કોઈ યોગ્ય અને પુરતું કારણ હશે તો બ વર્ગની નિશાળ તરીકેની તેને આપેલી મંજુરી સ્કૂલબોર્ડ ગમે તે વખતે પાછી ખેંચી લઇ શકશે; પરતુ તેવી નિશાળનો સરકારને અપીલ કરવાનો હક રહેશે.

**બ વર્ગની નિશાળ તરીકેની મંજુરી પાછી ખેંચી લેવા વિષે.**

૮૬. કોઈ પણ માન્ય રાખવામા આવેલી શાળા ગ્રાન્ટને માટે અરજ કરે તો તેને સ્થાનિક સત્તાધીશ મંડળે ગ્રાન્ટ આપવી પડશે, પરંતુ જે ભાગમા તે શાળા આવેલી હોય તે ભાગમાં નિશાળની અગત્ય તે પૂરી પાડતી હોવી જોઈએ. વળી અમુક ભાગમા માન્ય રાખવામા આવેલી ફક્ત એકજ શાળા હોય અને તે અમુક એક પંથનુ ધાર્મિક શિક્ષણ લેવા હાજર રહેવાની નિશાળમાં ભણતા બીજા પંથના વિદ્યાર્થીઓને ફરજ પાડતી હોય તો તેવી શાળાને ગ્રાન્ટ આપી શકાશે નહિ.

**માન્ય રાખવામાં આવેલી શાળાઓને સ્થાનિક સત્તાધીશ મંડળે ગ્રાન્ટ આપવા વિષે.**

૮૭. સ્થાનિક સત્તાધીશ મંડળને એમ લાગે કે અમુક શાળા પૈસા કમાવાની ખાતર ચલાવવામાં આવે છે તો તેને ગ્રાન્ટ આપવામાં આવશે નહિ.

**પૈસા કમાવા માટે મદદ નહિ આપવા વિષે.**

**સમજુતી:**—આ નિયમ શુદ્ધ અંતઃકરણવાળા શિક્ષકને નિશાળ ચલાવવા માટે અને તેમાં શિક્ષક તરીકે કામ કરવા બદલ યોગ્ય પગાર લેવા માટે બાધક નથી.

૮૮. માન્ય રાખવામાં આવેલી શાળાને આપવાની ગ્રાન્ટ વહીવટ કરનાર અમલદારના રિપોર્ટપર વિચાર કરીને સ્કૂલબોર્ડ મંજુર કરી શકશે. પણ ખાસ વર્ગની એટલે સિંધની મુલ્લા નિશાળો જેવી નિશાળો માટે જો સરકાર ઠરાવે તો સરકારી કેળવણીખાતાના તપાસણી

**ગ્રાન્ટ નક્કી કરવા વિષે.**

કરનાર અમલદાર ગ્રાન્ટ નક્કી કરશે. સરકારની મદદ-મેળવતી શિક્ષણની સંસ્થાના ભાગ તરીકે ચલાવવામાં આવતી પ્રાથમિક શાળાની ગ્રાન્ટ સરકાર આપશે.

અ વર્ગની નિશાળો માટે વધારેમાં વધારે ગ્રાન્ટ.

૮૯. કોઈ પણ વર્ષમાં અ વર્ગની શાળાને વધારેમાં વધારે ગ્રાન્ટ આપવાનો આધાર આગલા વર્ષમાં નિશાળના પત્રકમાં વિદ્યાર્થીઓની માસિક સરાસરી સંખ્યા એટલે તે વર્ષના દરેક મહીનાની પંદરમી તારીખે પત્રકમાં વિદ્યાર્થીઓની જે સંખ્યા હશે તેની સરાસરી સંખ્યા ઉપર રહેશે અને નીચે પ્રમાણે નક્કી કરવામાં આવશેઃ-

(અ) સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટ નીચે રાખેલી શાળાઓમાં આગલા વર્ષમાં દરેક વિદ્યાર્થી દીઠ જે સરાસરી વારંવાર થતું ખર્ચ આવતુ હશે તેના ½ જેટલી દરેક વિદ્યાર્થી માટે માથા દીઠ ગ્રાન્ટ સાધારણ રીતે આપવામાં આવશે, પરંતુ દરેક વિદ્યાર્થી માટે દસ કરતાં વધારે રૂપીઆ ગ્રાન્ટ માટે ગણી શકાશે નહિ. જો નિશાળની અંદર ફી લેવામાં નહિ આવતી હોય તો દરેક વિદ્યાર્થી માટે માથા દીઠ આપવાની ગ્રાન્ટ રૂપીઆ બાર સુધી વધારી શકાશે. સરકારની મંજુરી મેળવીને ગ્રાન્ટ આપવાની ઉપરની છેવટની હદમાં વધારો કરી શકાશે.

(બ) છોકરીઓને માટે માથા દીઠ ગ્રાન્ટ ૫૦ ટકા વધારે આપી શકાશે.

(ક) તેમ છતાં કોઈ પણ નિશાળને આપવાની વધારેમાં વધારે ગ્રાન્ટ તે નિશાળના આગલા વર્ષના માન્ય રાખેલા ચોકખા ખરેખર થએલા વારંવાર થતા ખર્ચ કરતાં એટલે નિશાળના ખરેખર થએલા ખર્ચમાંથી ફીની આવક, જિલ્લા લોકલબોર્ડમાંથી અગર સ્થાનિક સત્તા નહિ ધરાવનારી મ્યુનિસિપાલિટિમાંથી મળેલી ગ્રાન્ટ, સરકારમાંથી મળેલી ખાસ ગ્રાન્ટ, અને નિશાળનાં કેળવણી ઉત્તેજક ધર્માદા ફંડની આવક બાદ કરતાં જે ખર્ચ રહે તેના કરતાં વધારે હોઈ શકશે નહિ.

સમજુતીઃ— "માન્ય રાખેલું ખર્ચ" એટલે જે ખર્ચને સ્કૂલબોર્ડે માન્ય રાખ્યું હોય તે. ખર્ચની દરેક રકમ બરાબર છે કે નહિ તે સ્કૂલબોર્ડ નક્કી કરી શકશે

૯૦. ૮૯ મા નિયમના (ક) વિભાગમાં બતાવેલી હદ ધ્યાનમાં રાખીને તેજ નિયમના (અ) અને (બ) વિભાગમાં જણાવેલી

વધારેમાં વધારે આપવાની ગ્રાન્ટમાં ઘટાડો કરવા વિષે.

શરતો પ્રમાણે (એ) વર્ગની કોઈ પણ શાળાને માટે ગણવામાં આવેલી વધારેમાં વધારે ગ્રાન્ટ જો,

(અ) આગલા વર્ષમાં નિશાળની દરરોજની સરાસરી હાજરી સરાસરી માસિક સંખ્યાના ૮૦ ટકા કરતાં ઓછી હોય,

દૃષ્ટાંત.—જો સરાસરી માસિક સંખ્યાના ૭૦ ટકા જેટલી દરરોજની સરાસરી હાજરી હોય તો વધારેમાં વધારે ગ્રાન્ટના ફક્ત ૭/૮ જેટલી ગ્રાન્ટ અપાશે.

(બ) નિશાળમાં અપાતું શિક્ષણ જોઈએ તે કરતાં ઓછું હોય અગર સારૂં ન અપાતું હોય;

દૃષ્ટાંત.—જો કોઈ પણ શાળામાં ૭૫ ટકા વિદ્યાર્થીઓ ઉપલા વર્ગમાં જવાને યોગ્ય જણાય તો તે શાળાનું શિક્ષણ પુરતું સારૂં ગણી શકાશે; પરંતુ પછાત કોમ અગર અંત્યજ વર્ગના વિદ્યાર્થીઓ માટે ઉતરતું ધોરણ માન્ય રાખી શકાશે.

(ક) ઉપલાં ધોરણમાં વિદ્યાર્થીઓનું પ્રમાણ ઓછું હોય;

(ડ) આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ નિશાળનું મકાન પુરતી સગવડવાળું ન હોય અગર શિક્ષકવર્ગ પુરતો ન હોય અગર બરાબર લાયકાત ધરાવનાર ન હોય;

(ઈ) નિશાળનાં રજિસ્ટરો, પત્રકો, અગર હિસાબ બરાબર રાખવામાં આવતાં ન હોય, અગર ખોટાં રાખવામાં આવતાં હોય;

(ફ) સરકાર અગર સ્થાનિક સત્તાધારી મંડળ જે જે હકીકત અગર પત્રકો માગે, તે મેનેજરો પુરાં પાડતા ન હોય તો પ્રમાણસર કમી કરી શકાશે.

બ વર્ગની શાળાઓને વધારેમાં વધારે ગ્રાન્ટ.

૯૧. કોઈ પણ વર્ષમાં બ વર્ગની શાળાને આગલા વર્ષની દરરોજની સરાસરી હાજરી પરથી વધારેમાં વધારે કેટલી ગ્રાન્ટ અપાય તે ગણી શકાશે. અને સાધારણ રીતે સરાસરીના દરેક છોકરા દીઠ વધારેમાં વધારે ૪ રૂપીઆ અને દરેક છોકરી દીઠ વધારેમાં વધારે ૬ રૂપીઆ કરતાં વધારે ગ્રાન્ટ આપવામાં આવશે

નહિ. આ નિયમ જુદાં જુદાં ધોરણોનાં તેમજ જુદી જુદી જાતના વિદ્યાર્થીઓ માટે ગ્રાન્ટના જુદા જુદા દર નક્કી કરવાને બાધક નથી.

દાખલા તરીકે—બાળવર્ગના છોકરાઓ માટે ૩ રૂપીઆ પ્રમાણે,
૧ લા ધોરણના છોકરાઓ માટે ૪ રૂપીઆ પ્રમાણે,
૨ જા ધોરણના છોકરાઓ માટે ૫ રૂપીઆ પ્રમાણે, અને
૩ જા ધોરણના છોકરાઓ માટે ૬ રૂપીઆ પ્રમાણે,

ગ્રાન્ટ આપી શકાય, અને તે દરમાં અંત્યજ વર્ગના છોકરાઓ માટે પાંચ રૂપીઆ, ૭ રૂપીઆ, અને તે પ્રમાણે આગળ એમ વધારો કરી શકાય. ગ્રાન્ટ નક્કી કરવામાં ખાસ કરીને કેળવણીના ધોરણ તથા પ્રકાર ઉપર ધ્યાન આપવું જોઈશે, પણ જો નિશાળનાં રજિસ્ટર બરાબર રાખવામાં નહિ આવ્યાં હોય, અથવા સ્થાનિક સત્તાધીશ મંડળ અગર સરકારને જોઈતાં પત્રકો પુરાં પાડવામાં નહિ આવ્યાં હોય તો ગ્રાન્ટમાંથી ઘટાડો કરવામાં આવશે.

ઇમારત વગેરેની ગ્રાન્ટ

૯૨. માન્ય રાખવામાં આવેલી શાળાઓને નિશાળનાં મકાનો માટે અને બીજાં વારંવાર નહિ કરવાના ખર્ચ માટે જે તે ખર્ચ સ્થાનિક સત્તાધીશ મંડળે અને સરકારે અગાઉથી મંજુર કર્યું હશે તો ગ્રાન્ટ આપવામાં આવશે. આ ગ્રાન્ટ ખરેખર થએલા અગર અડસટે કરેલા ખર્ચમાં જે ઓછું હોય તેના અડધા ભાગ કરતાં વધારે આપી શકાશે નહિ. અને વર્ગના ઓરડાની જગામાં વિદ્યાર્થી દીઠ દસ ચોરસ ફુટના ધોરણે, મકાનમાં જેટલા વિદ્યાર્થીઓની સગવડ થઈ શકે તેટલા વિદ્યાર્થીઓ પૈકી દરેક વિદ્યાર્થી માટે સાધારણ રીતે વીસ રૂપીઆ કરતાં વધારે મકાનની ગ્રાન્ટ આપવામાં આવશે નહિ.

માન્ય નહિ રાખવામાં આવેલી શાળાઓ જાહેર પરીક્ષામાં વિદ્યાર્થીઓ નહિ મોકલી શકે તે વિષે.

૯૩. સરકારી કેળવણીખાતા તરફથી લેવામાં આવતી કોઈ પણ જાહેર પરીક્ષામાં માન્ય નહિ રાખવામાં આવેલી કોઈ પણ શાળા પોતાના વિદ્યાર્થીઓને મોકલી શકશે નહિ.

## પ્રકરણ ૭ મું

### સ્કૂલકમિટિઓ

મુંબઈ ગ્રામ્ય પંચાયત ઍક્ટ, ૧૯૨૦ કલમ ૨૦ (૧).

આ ઍક્ટને આધારે જિલ્લા લોકલબોર્ડ જે નિયમો બનાવે તે નિયમોને આધીન રહીને (ઞ) પંચાયતને ગ્રામ્ય શાળાની દેખરેખ રાખવી પડશે.

ટીપઃ—મુંબઈ ગ્રામ્ય પંચાયત ઍક્ટ, ૧૯૨૦ ની કલમ ૨૦ (૧) ના આધારે જિલ્લા લોકલબોર્ડ નિયમો બનાવે નહિ ત્યાંસુધીજ ૯૪ મો નિયમ અમલમાં રહેશે. મુંબઈ પ્રાથમિક કેળવણી ઍક્ટ, અને ૧૯૨૩ ની કલમ ૨૭ (૩) (ડ) ના આધારે જિલ્લા લોકલબોર્ડ પ્રાથમિક શાળાઓના વહીવટ અને કારોબાર માટે બનાવેલા કાનુનો સરકાર મંજુર કરે નહિ ત્યાંસુધીજ ૯૬ થી ૧૦૮ સુધીના નિયમો અમલમાં રહેશે.

પંચાયતવાળા ગામોની અંદર સ્કૂલકમિટિઓ બનાવવા વિષે.

૯૪. (૧) મુંબઈ ગ્રામ્ય પંચાયત ઍક્ટ, ૧૯૨૦, ના આધારે જે ગામોમાં પંચાયત બનાવવામાં આવેલી હોય, તે ગામોમાં પંચાયતને પોતાના સભ્યોમાંથી ઓછામાં ઓછા ત્રણ અને વધારેમાં વધારે પાંચ સભ્યોની એક સ્કૂલકમિટિ દર વર્ષે નીમવી પડશે.

(૨) જો જિલ્લા લોકલબોર્ડના મત પ્રમાણે ગામની મુસલમાન વસ્તી ગામની કુલ વસ્તીના દસ ટકા કરતાં વધારે હોય અને પેટા નિયમ (૧) ના આધારે બનાવવામાં આવેલી સ્કૂલકમિટિમાં એક મુસલમાન સભ્ય હોય નહિ તો સ્કૂલકમિટિને ગામના પુખ્ત વયના મુસલમાન પુરુષ વતનીઓમાંથી એક મુસલમાન સભ્યને પોતાની સાથે કામ કરવા ચૂંટી કાઢવો પડશે.

(૩) જો જિલ્લા લોકલબોર્ડના મત પ્રમાણે ગામની અંત્યજ વર્ગની વસ્તી ગામની કુલ વસ્તીના દસ ટકા કરતાં વધારે હોય અને જો આ વર્ગનો એક સભ્ય પેટા નિયમ (૧) ના આધારે બનાવવામાં આવેલી સ્કૂલ-

કમિટિમાં હોય નહિ તો સ્કૂલકમિટિને ગામના પુખ્ત વયના અંસજ કોમના પુરુષ વતનીઓમાંથી એક અંસજ વર્ગના સભ્યને પોતાની સાથે કામ કરવા ચૂંટી કાઢવો પડશે.

૯૫. જે ગામોની અંદર લોકલબોર્ડની શાળાઓ હોય પણ પંચાયત હોય નહિ, તે ગામોમાં સ્કૂલબોર્ડ, મુસલમાન, પછાત કોમ, અને અંસજ વર્ગના યોગ્ય પ્રમાણમાં પ્રતિનિધિઓ રાખીને, ઓછામાં ઓછા ત્રણ અને વધારેમાં વધારે સાત સભ્યોની એક સ્કૂલકમિટિ નીમવી પડશે.

ચેરમેન અને વાઇસ ચેરમેન ચૂંટ વપે.

૯૬. સ્કૂલકમિટિને પોતાના સભ્યોમાંથી એક ચેરમેન ચૂંટી કાઢવો પડશે અને એક વાઇસ ચેરમેન પણ ચૂંટી કાઢવો પડશે. ચેરમેનની ગેરહાજરીમાં વાઇસ ચેરમેને ચેરમેનન કામકાજ કરવાં પડશે.

સ્કૂલકમિટિએ કરવાનાં કામ.

૯૭. સ્કૂલકમિટિએ—

(અ) નિશાળને માટે મકાન સંબંધી યોગ્ય સગવડ કરવામાં સ્કૂલબોર્ડને મદદ કરાવી પડશે

(બ) જો નિશાળનું ચાલુ સમારકામ સ્થાનિક સત્તાધીશ મંડળને કરવાનું હશે તો તે કામ કરાવી આપવું પડશે.

(ક) તેની દેખરેખ નીચે રાખેલી બધી નિશાળોની મહીનામાં ઓછામાં ઓછી એક વખત મુલાકાત લેવી પડશે.

(ડ) નિશાળનું હાજરીપત્રક પુરેપુરૂં કરેલુ છે કે કેમ તે જોવું પડશે. મુલાકાત વખતે નિશાળમ હાજર વિદ્યાર્થીઓની સંખ્યા નિશાળના હાજરીપત્રકમાં પુરેલી સંખ્યાની બરાબર છે કે કેમ તે નોંધવું પડશે, અને નિશાળનું અનિયમિતપણું જણાય તો તે સંબંધી સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારને રિપોર્ટ કરવો પડશે.

(ઇ) નિશાળને ઉઘાડવા અને બંધ કરવાની બાબતમાં તેમજ શિક્ષકોની હાજરીની બાબતમાં કંઈ અનિયમિતપણું અગર મુકરર કરેલા વખતમાં કંઈ અચોકસપણું જોવામાં આવે તો તે સંબધી સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારને રિપોર્ટ કરવો પડશે.

(૬) નિશાળના મકાનને અને તેના લગતા ભાગને દુરસ્ત કરાવીને સારી સ્થિતિમાં રાખેલાં છે કે કેમ અને આરોગ્ય જળવાઈ રહે તેવી સ્થિતિમાં છે કે કેમ તે જોવું પડશે.

સ્કૂલકમિટિના સભ્યોએ મુલાકાત લેવા વિષે.

૯૮. સ્કૂલકમિટિનો કોઈ પણ સભ્ય નિશાળની મુલાકાત લઈ શકશે, અને જે કાંઈ ટીકા તેને કરવાની હોય તેનો રિપોર્ટ સ્કૂલકમિટિને કરી શકશે, પણ ઉપરનો કોઈ પણ સભ્ય શિક્ષકવર્ગને કંઈ પણ હુકમ કાઢી શકશે નહિ.

સ્કૂલકમિટિએ વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો કરવા વિષે.

૯૯. સ્કૂલકમિટિએ વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો કરવા ખાસ કરીને પછાત કોમ અને અંત્યજ વર્ગના વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો કરવા અને હાજરીમાં સુધારો કરવા પ્રયત્ન કરવો પડશે.

ફરજિઆત કેળવણી દાખલ કરવામાં સ્કૂલકમિટિએ મદદ કરવા વિષે.

૧૦૦. જો કોઈ ભાગમાં ફરજિઆત કેળવણી દાખલ કરવાનું નક્કી કરવામાં આવે તો તે ભાગમાં આવેલી નિશાળોની સ્કૂલકમિટિએ ફરજિઆત કેળવણીનો ધારો છોકરાનાં માબાપને સમજાવવો પડશે, અને જો તેને સ્કૂલબોર્ડ તરફથી કહેવામાં આવે તો નિશાળે જવા લાયક ઉમરનાં છોકરાનું વસ્તીપત્રક બનાવવામાં મદદ કરવી પડશે.

સ્કૂલકમિટિએ ફરજિઆત ધારો અમલમાં મૂકવા વિષે.

૧૦૧. જ્યારે કોઈ પણ ભાગમાં ફરજિઆત ધારો દાખલ કરવામાં આવ્યો હોય ત્યારે સ્કૂલકમિટિએ તેને અમલમાં મૂકવામાં મદદ કરવી પડશે.

સ્કૂલકમિટિએ મુ-

૧૦૨ ગરીબ માબાપોનાં ક્યાં બાળકોને ચોપડીઓ, સ્લેટો અને નિશાળમાં જોઈતી બીજી વસ્તુઓ પુરી પાડવાની જરૂર છે તે નક્કી કરવામાં સ્કૂલકમિટિએ મુખ્ય

મુખ્ય શિક્ષકને મદદ કરવા વિષે.

શિક્ષકને મદદ કરવી પડશે.

મુખ્ય શિક્ષકની રજા સંબંધી ચેરમેનને રિપોર્ટ કરવા વિષે.

૧૦૩. કેન્યુઅલ અગર બીજી રજા પર જતા પહેલાં મુખ્ય શિક્ષકે પોતાના તે ઇરાદા સંબંધી સ્કૂલકમિટિના ચેરમેનને લિખિત ખબર આપવી પડશે.

મુખ્ય શિક્ષકને રજા આપવા વિષે ચેરમેનની સત્તા.

૧૦૪. મુખ્ય શિક્ષકની અણચિંતવી માંદગી વખતે અગર તેની નજીકના સગાના મરણ જેવા ઘણા અગત્યના કારણ વખતે મુખ્ય શિક્ષકે ચાર્જ આપી રજા પર જવાની પરવાનગી આપવાની સત્તા સ્કૂલકમિટિના ચેરમેનની રહેશે, અને ચેરમેનને યોગ્ય લાગશે તો તેની રજા આપી શકશે; પરંતુ ચેરમેને તે સબંધી સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારને એકદમ રિપોર્ટ કરવો પડશે.

રજા સિવાય ગેરહાજર રહેવા સંબંધી રિપોર્ટ કરવા વિષે.

૧૦૫. જો કોઈ પણ મુખ્ય શિક્ષક અગર મદદનીશ શિક્ષક વગર રજાએ ગેરહાજર જણાય તો તે સબંધી સ્કૂલકમિટિના ચેરમેને સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારને એકદમ રિપોર્ટ કરવો પડશે.

અમુક પ્રસંગોમાં ચેરમેને નિશાળોના ચાર્જ લેવા વિષે.

૧૦૬. જો મદદનીશ શિક્ષક હોય નહિ તો મુખ્ય શિક્ષકના મરણ પ્રસંગે સ્કૂલકમિટિના ચેરમેને નિશાળનો ચાર્જ લેવો પડશે અને તે સબંધી સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારને એકદમ રિપોર્ટ કરવો પડશે.

અમુક પ્રસંગોમાં સ્કૂલ કમિટિએ હાજર રહેવા વિષે.

૧૦૭ કેળવણી અગર રેવન્યુ ખાતાનો કોઈ પણ અમલદાર અગર લોકલબોર્ડ અગર સ્કૂલબોર્ડનો કોઈ પણ સભ્ય અમલદાર નિશાળની મુલાકાત લેતો હોય તે વખતે ચેરમેન અને સ્કૂલકમિટિના સભ્યોએ બની શકે તો હાજર રહેવું પડશે.

૧૦૮. કોઈ પણ મુખ્ય શિક્ષકની બદલી વખતે નિશાળનો હિસાબ, પત્રક, સામાન અગર બીજાં સાહિત્ય વિષે ચાર્જ

સ્કૂલકમિટિ સમક્ષ ચાર્જ આપવા વિષે.

અમુક પ્રસંગોમાં લેનાર શિક્ષકને કંઈ તકરાર હોય તો સ્કૂલકમિટિના બે અથવા વધારે સભ્યો જેની અંદર, જો હાજર રહી શકે તો ચેરમેનનો સમાવેશ કરવામાં આવે છે. તેમની સમક્ષ ચાર્જ આપવો પડશે. હાજર રહેલા સભ્યો ચાર્જ રિપોર્ટ વિષે યોગ્ય લાગશે તેની ટીકાઓ કરી શકશે.

---

## પ્રકરણ ૮ મું

### સ્થાનિક સત્તાધીશ મંડળોને ગ્રાન્ટ આપવા વિષે

મુંબઈ પ્રાથમિક કેળવણી એક્ટ, ૧૯૨૩, કલમ ૧૩.

(૧) જો (કોઈ પણ ભાગમાં ફરજિઆત કેળવણી આપવા વિષેની) યોજના સરકારે મંજુર કરી હશે તો તે યોજનાને અંગે થએલા વધારાના વારંવાર થતા અને વારંવાર નહિ થતા વાર્ષિક ખર્ચ પેટે જો સ્થાનિક સત્તાધીશ મંડળ કોઈ મ્યુનિસિપાલિટિ હશે તો તે ખર્ચના ½ અને સ્થાનિક સત્તાધીશ મંડળ કોઈ જિલ્લા લોકલબોર્ડ હશે તો ⅔ સરકાર આપશે. પરંતુ સ્થાનિક સત્તાધીશ મંડળે અડસટે નક્કી કરેલા ખર્ચના જો સ્થાનિકસત્તાધીશ મંડળ મ્યુનિસિપાલિટિ હોય તો ½ અને જિલ્લા લોકલબોર્ડ હોય તો ⅔ કરતાં વધારે રકમ સરકાર આપશે નહિ.

(૨) કેળવણી ઍક્ટ અમલમાં આવે તે વખતે કોઈ પણ સ્થાનિક સત્તાધીશ મંડળને પ્રાથમિક કેળવણી માટે સરકાર તરફથી જે વાર્ષિક ગ્રાન્ટ આપવામાં આવતી હશે તે વાર્ષિક ગ્રાન્ટ મેળવવાના તેના હકને આ કલમથી કંઈ નુકસાન થશે નહિ; પરંતુ કોઈ પણ સ્થાનિક સત્તાધીશ મંડળના કેળવણી ફંડનો દુરુપયોગ અગર ગેરઉપયોગ થએલો અગર થવાનો સરકારને લાગશે તો તેવા સ્થાનિક સત્તાધીશ મંડળ પાસે તેવા દુરુપયોગ અગર ગેરઉપયોગ માટે સરકાર ખુલાસો માગશે, અને જો સંતોષકારક ખુલાસો નહિ મળે તો સરકારને યોગ્ય લાગશે તેટલો તે સ્થાનિક સત્તાધીશ મંડળને આપવાની ગ્રાન્ટમાં ઘટાડો કરશે.

## અ—વારંવાર આપવાની ગ્રાન્ટ

૧૦૯. પ્રાથમિક કેળવણીના વારંવાર થતા ખર્ચ પેટે કેળવણી ઍક્ટ-ની ૧૩ મી કલમ મુજબ આપવાની સરકારી ગ્રાન્ટ સાધારણ રીતે નીચે પ્રમાણે ગણવામાં આવશે.

ગ્રાન્ટ ગણવા વિષે.

### અ—જિલ્લા લોકલબોર્ડ

કોઈ પણ વર્ષમાં કેળવણી ઍક્ટ અમલમાં મૂકતી વખતે સરકારે પ્રાથમિક કેળવણી માટે આપવાની નક્કી કરેલી ગ્રાન્ટ કરતાં ઓછી ગ્રાન્ટ આપી શકાશે નહિ; અને તે ઉપરાંત જે વર્ષની ગ્રાન્ટ આપવાની હોય તે વર્ષના પ્રાથમિક કેળવણીના માન્ય રાખેલા વારંવાર થતા કુલ ખર્ચ અને તેવા ખરેખર થએલા જે ખર્ચ માટે મુકરર કરેલી ગ્રાન્ટ આપવામાં આવતી હોય તે ખર્ચના તફાવતના ⅔ જેટલી ગ્રાન્ટ આપવામાં આવશે.

### બ—સ્થાનિક સત્તા ધરાવનારી મ્યુનિસિપાલિટિઓ

કોઈ પણ વર્ષમાં તે વર્ષમાં પ્રાથમિક કેળવણીના માન્ય રાખવામાં આવેલા વારંવાર તથા કુલ ખર્ચના અડધા ભાગ જેટલી ગ્રાન્ટ આપવામાં આવશે; પરંતુ કેળવણી ઍક્ટની કલમ ૧૨ પ્રમાણે મંજુર કરવામાં આવેલી ફરજિઆત શરૂઆતની પ્રાથમિક કેળવણીને લગતી યોજનાને લઈ જે ખર્ચ કરવામાં આવ્યું હોય, તે ખર્ચ સિવાય પ્રાથમિક કેળવણીને લગતા કરવામાં આવેલા ખર્ચ માટે કોઈ પણ લોકલબોર્ડ અગર મ્યુનિસિપાલિટિને ઉપરના દરે આપવાની ગ્રાન્ટનો આધાર તે વર્ષની સરકારની આર્થિક સ્થિતિ ઉપર રહેશે.

૧૧૦. કોઈ પણ વર્ષમાં જે ગ્રાન્ટ આપવામાં આવશે તે ગ્રાન્ટનો આધાર તે વર્ષના અડસટે કાઢેલા ખર્ચ ઉપર રહેશે; અને ગ્રાન્ટના ચોક્કસ આંકડા સંબંધી હિસાબ બીજે વર્ષે નક્કી કરવામાં આવશે.

ગ્રાન્ટનો હિસાબ નક્કી કરવા વિષે.

દૃષ્ટાંતઃ—કોઈ જિલ્લા લોકલબોર્ડનું અડસટે કાઢેલું ખર્ચ ૧૯૨૫–૨૬ ની સાલમાં ૪½ લાખ રૂપીઆ હોય, અને ૧૦૯મા નિયમના (અ) ભાગમાં જણાવ્યા પ્રમાણે સરકારે આપવાની મુકરર કરેલી ગ્રાન્ટ ૨½ લાખ રૂપીઆ હોય, અને જે ખર્ચ માટે મુકરર કરેલી ગ્રાન્ટ આપવામાં આવતી હોય તે ખર્ચ ૩ લાખ રૂપીઆ હોય, તો ૧૯૨૫–૨૬ની સાલમાં

બધી મળીને આપવાની ગ્રાન્ટ ૨½ લાખ અને ⅔ (૪½—૩) લાખ એટલે ૩½ લાખ થશે.

૧૯૨૫-૨૬ ની સાલ પૂર્ણ થયા પછી ઉપરની જિલ્લા લોકલબોર્ડનું તે વર્ષનું ખર્ચ ૪,૨૦,૦૦૦ રૂપીઆ થએલુ હોય, તો તેને ખરેખર આપવાની ગ્રાન્ટ ૨,૫૦,૦૦૦ રૂપીઆ+⅔ (રૂ. ૪,૨૦,૦૦૦—૩,૦૦,૦૦૦) એટલે બધી મળીને ૩,૩૦,૦૦૦ રૂપીઆ થાય, તેથી વધારે આપેલા ૨૦,૦૦૦ રૂપીઆ ૧૯૨૬-૨૭ ની સાલના અડસટે કાઢેના ખર્ચ ઉપર તે વર્ષમાં આપવાની ગ્રાન્ટમાંથી કાપી લેવામાં આવશે.

**ગ્રાન્ટ આપવાના વખત વિષે.**

૧૧૧. દરેક વર્ષે કોઈ પણ સ્થાનિક સત્તાધીશ મંડળને અડસટે આપવાની સરકારી ગ્રાન્ટમાંથી અડધી ગ્રાન્ટ મોડામાં મોડી ૧ લી મે સુધીમાં આપવામાં આવશે; અને ૧૧૦મા નિયમમાં જણાવ્યા પ્રમાણે હિસાબ નક્કી કરીને બાકીની ગ્રાન્ટ મોડામાં, મોડી ૧ લી નવેમ્બર સુધીમાં આપવામાં આવશે.

**ગ્રાન્ટ નક્કી કરવા માટેના ખર્ચની વિગતો.**

૧૧૨. વારવાર થતા જે વાર્ષિક ખર્ચ ઉપર ગ્રાન્ટ નક્કી કરવામાં આવશે તેની અંદર નીચેની વિગતોના ખર્ચનો સમાવેશ કરવામાં આવશે:--

(અ) જરૂરી, કાયમ, અને હંગામી, વહીવટ કરનાર, દેખરેખ રાખનાર, તપાસણી કરનાર, અમલદારો, અને શિક્ષકવર્ગ, કારકુનો, અને હલકા દરજ્જાના નોકરો અને હાજરીના નિયમો પળાવવા, બાળકોનું વસ્તીપત્રક બનાવવા અગર એવાં બીજાં કામને માટે રાખવામાં આવેલા ખાસ અમલદારોના પગારનું ખર્ચ અને સ્થાનિક સત્તાધીશ મંડળે આપવાની રજા, પેન્શન, અને પ્રોવિડન્ટ ફંડના ફાળાની રકમ.

(બ) નિશાળો અગર ઓફિસોના ઉપયોગ માટે રાખવામાં આવેલાં મકાનોનું ભાડું, તેમને લગતા વેરા, કર, અને તેમનું સમારકામનું ખર્ચ.

(ક) નિશાળો માટે લીધેલો સરસામાન, સાધન અને પુસ્તકો જેની અંદર ઇનામનાં પુસ્તકો અને ગરીબ વિદ્યાર્થીઓને આપવાનાં પુસ્તકો અને સ્લેટોનો સમાવેશ કરવામાં આવે છે, તેમનું ખર્ચ; પરંતુ ઉપરની બાબતો·

ને લઈ થએલું કુલ ખર્ચ કોઈ પણ નિશાળમાં નિશાળના પહેલા વર્ષમાં વિદ્યાર્થી દીઠ ૫ રૂપીઆ કરતાં અને પછીના દરેક વર્ષે વિદ્યાર્થી દીઠ ૧ રૂપીઆ કરતાં વધારે થઈ શકશે નહિ; નહિતો તે ખર્ચ વારંવાર નહિ થતા તરીકે ગણવામાં આવશે.

(ડ) બુજ રકમનાં ખર્ચ માટે નિશાળોને આપવામાં આવતી માસિક ગ્રાન્ટ (કન્ટિજન્ટ એલાવન્સ).

(ઈ) પ્રાથમિક નિશાળોમાં આપેલી સ્કોલરશિપો અને શિક્ષણની સંસ્થાઓ અગર સરકારે માન્ય રાખેલી હોય તેની તેના જેવી બીજી સંસ્થાઓમાં આપેલી સ્કોલરશિપો.

(ફ) મુસાફરી ભથ્થાની રકમ.

(ગ) કાગળ, પેન્સિલ વગેરેનું ખર્ચ, ટિકિટનું ખર્ચ, છપામણીનું ખર્ચ અને ઑફિસને લગતાં બીજા ખર્ચ.

(હ) પોતાની સત્તાની હદની અંદર આવેલી માન્ય રાખવામાં આવેલી પ્રાથમિક શાળાઓને આપલી ગ્રાન્ટ.

(ય) સરકાર માન્ય રાખે તેવું બીજું યોગ્ય ખર્ચ:

(i) પરંતુ કોઈ પણ સ્થાનિક સત્તાધિશ મંડળે પ્રાથમિક કેળવણી સિવાયની બીજી કેળવણીની બાબતમાં કરેલા ખર્ચનો ઉપર કહેલા વારવાર થતા વાર્ષિક ખર્ચની અંદર સમાવેશ કરવો નહિ.

(ii) રીફંડની રકમો એટલે વધારે અપાએલી પરંતુ પાછળથી પાછી લીધેલી રકમોને ઉપર જણાવેલા ખર્ચમાંથી કમી કરવામાં આવશે.

(iii) મુબઈ લોકલબોર્ડ ઍક્ટ, ૧૯૨૩, નો કલમ ૬૭ અને ૬૯ ના આધારે કોઈ જિલ્લા લોકલ બોર્ડે કોઈ મ્યુનિસિપાલિટિને અગર કોઈ છાવણીવાળા ભાગને ગ્રાન્ટ આપેલી હશે, તો ઉપર જણાવેલ ખર્ચની અંદર તેનો સમાવેશ કરવામાં આવશે નહિ.

અપૂર્ણ )

# શુદ્ધિપત્રક

## પુ. ૬૪, અંક ૧.

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| પા. ૬ ક. ૩ (૧)-(હાસીઆમાં) | |
| પ્રાથમિક શાળાઓ વિષે | પ્રાથમિક શાળાઓ રાખવા વિષે |
| પા. ૭ ક. ૩. (૨) લીટી ૧૦ | ન હોય અને તેવા વિસ્તારની અંદર |
| ન હોય તો | ફરજિઆત્ શરૂઆતની પ્રાથમિક કેળવણી શિખવવાનું દાખલ કર્યું હોય તો |
| પા. ૮ ક. ૫. (૧) લી. ૧ | જે અમલદારો |
| પા. ૯ ક. ૫. (૨) લી. ૧. | |
| અગર વખતોવખત | અગર સરકાર વખતોવખત |
| લી. ૨. | |
| ફંડ કાઢવાની | ફંડ કાઢીને ઉપર જણાવેલા પેન્શન આપવાની ગોઠવણ કરવી પડશે. જ્યાં પેન્શન ફંડ કાઢવાની |
| પા. ૧૧ ક. ૧૩. લી. ૫ ઍક્ટની | |
| ૨૫ મી | ઍક્ટની ૧૫ મી |
| પા ૧૪ ક. ૨૨. .......... | (હાસીઆમાં) સરકારી નોકરોની નીમણુક નહિ થઈ શકે તે વિષે |
| પા. ૧૫ ક. ૨૩. લી. ૯ અને | |
| પગલાં | અને જે પગલાં |
| પા. ૧૬ ક. ૨૬. લી. ૪ ઓછામાં | |
| ઓછા ભાગના | ઓછામ ઓછા ત્રીજા ભાગના |
| પા. ૨૦ ક. ૩૩. (i) લી. ૨. જે | |
| યોજના કરવાની છે | જે યોજના સરકારને રજુ કરવાની છે |
| પા. ૨૧ ક. ૩૪. (ડ) લી. ૨ પણ | |
| તે અમલદાર | પણ જો તે અમલદાર |
| પા. ૨૬ ક. ૪૪. લી. ૬. ફરી | |
| બતાવવુ | ફરી બનાવવું |
| પા. ૨૮ ક. ૪૮. (ii) લી. ૪. | |
| દેખરેખ રાખવાની | દેખરેખ રાખનાર અમલદાર રાખવાની |
| પા. ૩૦ ક. ૫૧. લી. ૧. અગર | |
| પ્રાથામક | અગર માધ્યમિક |

પા. ૩૧ ક. ૫૪. (૩) લી. ૧.

પંદર ટકા કરતાં કોઈ પણ ૫ ટકા કરતાં અને લાયકાત નહિ ધરાવનાર સ્ત્રી શિક્ષકોની કુલ સંખ્યાના સેંકડે પંદર ટકા કરતાં કોઈ પણ

---

## સરકારી જાહેરખબર
## સને ૧૯૨૫ ની છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં સુધારો

(ઉ-ભા-ના-એ-ઇ. ના હુકમ નં.૧૦૭૧૪, તા. ૧૫-૧૨-૨૪ના આધારે)

પરિશિષ્ટ બ (પરીક્ષાનો અભ્યાસક્રમ)

માર્ક

૧૨૫ પહેલો વિષય—

૩૦ (અ) કેળવણીખાતાની વાચનમાળાની સાતમી ચોપડીમાંથી ગદ્યના પાઠોનુ વાચન અને કવિતાની ૩૦૦ લીટીઓનો મુખપાઠ. ઉમેદવારો વાંચેલા અને મોંએ બોલેલા ભાગ કેટલે અંશે સમજ્યા છે તે જોવા મોઢાના પ્રશ્નો પૂછવામાં આવશે.

૪૫ (બ) વાચનમાળાની સાતમી ચોપડીમાંથી ગદ્યના પાઠોની અને કવિતાની ૩૦૦ લીટીઓની સમજુતી.

૩૦ (ક) વાકયોનું પૃથક્કરણ, પદચ્છેદ અને વ્યુત્પત્તિ સહિત વ્યાકરણ પુરૂં. નક્કી કરેલી કવિતાઓમાં આવતું પિંગળ વિષેનું જ્ઞાન.

૨૦ (ડ) હાથના લખાણવાળા સરકારી તુમારોનું સરળતાપૂર્વક વાચન. ઉર્દુ-ગુજરાતી વિદ્યાર્થીઓની બાબતમાં સરકારી તુમાર સિવાયનાં બીજાં હાથનાં લખાણ વંચાવી શકાય.

નોંધ-બ અને ક ના વિષયો માટે એક પ્રશ્નપત્ર.

૭૫ બીજો વિષય—

૫૦ (અ) આપેલા વિષય ઉપર ચાલુ અક્ષરે નિબંધ અથવા રિપોર્ટ લખવો. જોડણી, વ્યાકરણ અને વિરામચિહ્નો ઉપર લક્ષ આપવામાં આવશે.

૨૫ (બ) ઉપરના વિષયમાં હસ્તાક્ષર અને શબ્દોને છુટા પાડવાની રીત.

નોંધ-ગણિત જે બીજો વિષય છે તે ત્રીજો વિષય થશે.

# કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાનો સુધારેલો અભ્યાસક્રમ

(ઇલાકામાં સને ૧૯૨૫થી અને સિંધમાં સને ૧૯૨૬થી અમલમાં આવશે.)

(ઉ. ભાગના એ. ઇ. ના હુકમ નં. ૧૧૨૯૫, તા. ૩-૧-૨૫ ના આધારે)

સને ૧૯૨૪ માં કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના ધારાઓમાં પરિશિષ્ટ બ માં જે અભ્યાસક્રમ જણાવેલો છે તેમ સુધારો કરવામાં આવ્યો છે. (જુઓ. શા. પ. પુ. ૬૩; પા. ૨૦૩-૨૦૫)

માર્ક
૧૨૫ **પહેલો વિષય—ભાષા:**

૩૦ (અ) કેળવણીખાતાની છઠ્ઠી ચોપડીના ૧/૨ થી ૩/૪ ભાગનું સરળતાથી અને ભાવપૂર્વક વાચન, અથવા તો ઉત્તર ભાગમાં કન્યાવાચનમાળા નં. ૩ પુરી. વાંચેલી ચોપડીની ૭ કવિતાઓનો મુખપાઠ.

(ઉર્દુ ઉમેદવારો માટે

મૌલવી સૈયદ અશરફ અશરફીના, "સરમાય-યે-ઉર્દુ" નામના પુસ્તકના ૧/૨ થી ૩/૪ ભાગનું સરળતા અને ભાવપૂર્વક વાચન. વાંચેલી ચોપડીમાંથી ૧૫૦ કડીઓનો મુખપાઠ.

પુસ્તકના પાઠો અને કવિતાઓ એ. ઇ. નક્કી કરશે.

૪૫ (બ) વાંચેલા ગદ્ય અને પદ્યના પાઠોની સમજુતી.

૩૦ (ક) વ્યાકરણ—ચોથા અને પાંચમા ધોરણનું કામ. પુરુષ અને વિભક્તિ; સકર્મક અને અકર્મક ક્રિયાપદો; સાદા કાળ; સાદા ત્રણ પ્રયોગો; મિશ્ર અને સંયુક્ત વાક્યોની સમજ.

૨૦ (ડ) હાથના લખાણનું વાચન.

મરાઠી પરીક્ષાઓ માટે મોડી લખાણનું વાચન.

નોંધ. બ અને ક વિષયો માટે એક પ્રશ્નપત્ર.

૭૫ **બીજો વિષય—નિબંધ અને અક્ષર:**

૬૦ (અ) વિદ્યાર્થીઓના રોજના અનુભવમાં આવતા વિષયો ઉપર નિબંધ (ચાલુ મરોડવાળા અક્ષરમાં). કથન અને વર્ણન.

અક્ષર, જોડણી, શબ્દોને છૂટા પાડવાની રીત અને વિરામ-ચિહ્નો ધ્યાનમાં લેવામાં આવશે.

૧૫ (બ) શ્રુતલેખન—વાચનની ચોપડીના જેવીજ અઘરી ચોપડીના કોઈ અજાણ્યા ફકરામાંથી.

૧૦૦ ત્રીજો વિષય—ગણિત અને નામું:

૮૦ (અ) ગણિત—સાદા અને વિવિધ પરિમાણોના સરવાળા,બાદબાકી, ગુણાકાર અને ભાગાકારના દાખલા; અવયવો પાડીને દૃઢ-ભાજક અને લઘુતમ, વહેવારી અપૂર્ણાંક, દશાંશ પદ્ધતિની સમજ અને એકમ પદ્ધતિ પ્રમાણે સાદાં અને મિશ્ર પ્રમાણો. સાદું વ્યાજ અને ચક્રવૃદ્ધિ વ્યાજની રીતથી માત્ર વ્યાજ કાઢવાનું. બની શકે ત્યાંસુધી વિદ્યાર્થીઓના જ્ઞાન અને અનુભવમાં આવતી વસ્તુઓ અને બાબતોને લગતા પ્રશ્નો.

૨૦ (બ) ઘરના હિસાબ; ચોપડો રાખવાનો અને ખાતાવહી ખત-વવાના સાદો મહાવરો.

૭૫ ચોથો વિષય—ભૂગોળ:

સમુદ્રો અને ખંડોનું જ્ઞાન, હિંદુસ્તાનની વિગતવાર હકી-કત; એશિઆ ખંડ જોડે ભૂગોળની દૃષ્ટિએ તેનો સંબંધ અને દુનીઆના બીજા દેશો જોડે તેનો રાજકીય અને વ્યાપારી સંબંધ.

બ્રિટિશ ટાપુઓ અને એશિઆનું સામાન્ય જ્ઞાન.

૭૫ પાંચમો વિષય—ઇતિહાસ:

બ્રિટિશ સમય સાથેના ખાસ સબંધપૂર્વક હિંદુસ્તાનનો ઇતિહાસ. રાજ્યકારભારપદ્ધતિનો સામાન્ય ખ્યાલ.

૭૫ છઠ્ઠો વિષય—આરોગ્ય:

કન્યાઓ માટેનાં ધોરણ ૪, ૫ અને ૬ માટે નક્કી કરેલો અભ્યાસક્રમ.

૧૦૦ સાતમો વિષય—સોયકામ:

લિખિત પરીક્ષા નહિ. પરીક્ષકની રૂબરૂ વિદ્યાર્થીઓને—

(અ) પોતાને બંધ બેસતો થઈ રહે તેવો કબજો વેતરવો અને જોડવો પડશે;

(બ) કન્યાઓ માટેની પ્રાથમિક શાળાનાં પહેલાંનાં ધોરણોના અભ્યાસક્રમ માટેના દોરાકામના નમુનામાંથી કોઈપણ નમુનો

તૈયાર કરવો પડશે અને તૂણવાનું અને થીગડાંનું કામ કરવું પડશે;

(ક) નીચેનાંમાંથી કોઈ નાનો નમુનોઃ—

ગુંથવાનું,સોયાથી દોરાનું ગૂંથણકામ અથવા તો હિંદી ભરતકામ.

૭૫ **આઠમો વિષય—નીચેના ઐચ્છિક વિષયોમાંથી એકઃ—**

(૧) કુદરતનો અભ્યાસ—કન્યાઓ માટેના ધો. ૪ અને ૫ માટે નક્કી કરેલો અભ્યાસક્રમ

(૨ ચિત્રકામ—ટ્રેઈંગ કમિટિએ ધો. ૬ માટે ઘડેલો નવો અભ્યાસક્રમ.

(૩) સંગીત—( પછીથી જણાવવામાં આવશે )

**નોંધ.** સને ૧૯૨૭ થી ઇતિહાસ ફરજિઆત વિષય રહેશે. સને ૧૯૨૫ અને ૧૯૨૬ માં ઇતિહાસ આઠમા વિષયમાં ઐચ્છિક વિષય તરીકે રહેશે. સને ૧૯૨૫ અને ૧૯૨૬ માં ઉમેદવારોએ ઐચ્છિક વિષયોમાથી એક તો લેવોજ પડશે; બે વિષયો પણ તેઓ લઈ શકે.

## સરકારી જાહેરખબર

**છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા; ઉત્તર ભાગ.**

**(કે. ખા. ના એ. ઈ. ના હુકમ નં. ૧૨૬૭૪, તા.૩૧–૧–૨૫ ના આધારે)**

આથી જાહેર કરવામાં આવે છે કે ઉત્તર ભાગમાં છોકરાઓ માટે વ. ફા. પરીક્ષા, સને ૧૯૨૫, એપ્રિલ, તા. ૪ થી અને શનિવારે અને તે પછીના દિવસોએ નીચેનાં મધ્યસ્થળોએ લેવામાં આવશેઃ—

અમદાવાદ, નડિઆદ, ગોધરા, ભરૂચ અને સુરત.

પરીક્ષા સને ૧૯૧૫, જુન. તા. ૨૪ મીના મુંબઈ ગેઝિટનાં પાનાં ૧૬૨૧–૧૬૨૪ ઉપર છાપેલા કેળવણીખાતાના સને ૧૯૧૫, જુન, તા. ૧૪ મીના સરકારી નોટિફિકેશન નં. ૧૭૩૮–એ. માં જણાવેલા નિયમો પ્રમાણે અને તેમાં થએલા સુધારા પ્રમાણે લેવામાં આવશે.

( સુધારાના નોટિફિકેશનનંબરો માટે જુઓ. શા. પ. પુ. ૬૩, અંક ૨, પા. ૫૯ )

દરેક મધ્યસ્થળે પરીક્ષા કમિટિ હસ્તક લેવાશે. અમદાવાદ અને સુરતના ડે. એ ઇન્સ્પેક્ટર, અને નડિઆદ, ગોધરા અને ભરૂચની સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તરો તે તે સ્થળે પરીક્ષક કમિટિના પ્રેસિડેન્ટ રહેશે.

પરીક્ષાની ફી પરીક્ષાના પહેલા દિવસે પ્રેસિડેન્ટ લેશે.

અભ્યાસક્રમની ચોપડીઓનાં નામ સને ૧૯૨૩, મે, તા. ૧૦ મીના મુંબઈ ગ. ગે. ના પા. ૬૪૯ ઉપર છાપેલાં છે.

દરેક ઉમેદવારની ઉંમર સને ૧૯૨૫ ના એપ્રિલની પહેલી તારીખ

સુધીમાં પુરાં ૨૫ વર્ષની થએલી હોવી જોઈએ નહિ; અને જે જિલ્લાના પરીક્ષાના સ્થળમાં તે બેસવાનો હોય તે જિલ્લામાં તે છેલ્લા ૭ માસ સુધી રહ્યો હોવો જોઈએ.

સને ૧૯૧૯, ફેબ્રુઆરિ, તા. ૨૭ મીના કેળવણીખાતાના સરકારી હુકમ, નં. ૭૩૬ થી, મંજુર થએલાં અને સને ૧૯૧૯ ના માર્ચની તા. ૧૩ મીના મુંબઈ ગ. ગે. ભાગ ૧ના પા. ૬૪૧-૬૫૪ ઉપર છાપેલાં ઉર્દુ-ગુજરાતી અને ગુજરાતી-ઉર્દુ ધોરણો પ્રમાણે ઉર્દુમાં વ. ફા. પરીક્ષા ઉર્દુ ઉમેદવારો માટે તેજ વખતે તે બધાં સ્થળોએ લેવામાં આવશે.

## ખેતીકામના શિક્ષણ માટે શિક્ષકો માટે સરકારે ઉઘાડેલા વર્ગો:

( ઉ. ભા. ના એ. ઇ. ના હુકમ નં. ૧૦૮૭૬, તા.૧૮-૧૨-૨૪ ના આધારે )

પ્રાથમિક શાળાઓમાં ખેતીકામને લગતું શિક્ષણ આપવાનું નક્કી થયાથી સરકારે લોણીમાં સને ૧૯૨૨-૨૩ માં ખેતીકામને લગતું શિક્ષણ લેવા કેટલાક શિક્ષકોને મોકલ્યા હતા, અને સને ૧૯૨૩ માં બીજા કેટલાક શિક્ષકોએ ખેતીને લગતું શિક્ષણ લીધું હતું. અત્યારે મુંબઈ ઇલાકામાં પણ એ શિક્ષણ અપાય છે. અને આ સાલમાં પણ બીજી વધારે શાળાઓમાં ખેતીનું શિક્ષણ આપવામાં આવશે.

શિક્ષકોને માટે અભ્યાસક્રમ બે વરસનો રહેશે પણ ચોથા ધોરણ સુધીની ગામડાની નિશાળના કેટલાક શિક્ષકો માટે એ અભ્યાસક્રમ એક વરસનો રહેશે. આ શિક્ષકોને ખેતીશિક્ષણની પદ્ધતિ અને અભ્યાસ સંબંધી પ્રયોગોનું જ્ઞાન આપવામાં આવશે.

આવા હેતુથી પૂર્વ ખાનદેશ જિલ્લામાં ૧૩ શિક્ષકોને આવી જાતનું ખેતીનું શિક્ષણ લેવા મોકલવામાં આવનાર છે.

ગામડાંની નિશાળોમાંથી બાળકો ચોથા ધોરણ પછીથી પોતાનો અભ્યાસ ઘણુંખરૂં છોડી દે છે અને કરેલો અભ્યાસ ભૂલી પણ જાય છે. એનું કારણ એ છે કે તેઓને પોતાના બાપદાદાના ધંધે એટલે ખેતીને ધંધે વળગવાનું હોય છે. પણ ખેતીને લગતી શાળાઓમાં તેઓ ખેતીમાં પણ ઉપયોગી થઈ પડે એવા વાચન અને ગણિતનો અભ્યાસ કરશે અને શાળાને લગતી જમીનમાં ખેતીકામ પણ કરશે. એથી તેઓને પોતાના બાપદાદાના ધંધામાં અને વેપારીઓ સાથેની લેવડદેવડમાં પણ ઘણી સગવડ થઈ પડશે. ગામડાંમાં નિશાળોમાં છોકરાંઓ જો આવા વર્ગોમાં ભણવા જશે તો તેમને ઘણા લાભો થશે.

( વધુ હકીકત માટે જુઓ. શા. પ. પુ. ૬૩ મું. પૃષ્ઠ ૨૮૯ )

## ઇન્સ્ટ્રકશન અને ઉ. ભાગના એ. ઇન્સ્પેકટરે પાઠયપુસ્તક, ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર કરેલાં પુસ્તકોની યાદી

( ઉ. ભાગના એ. ઇ. ના હુકમ નં. ૧૧૫૨૭, તા. ૮–૧–૨૫ ના આધારે )

| અનુક્રમ નં. | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રસિદ્ધકર્તાનું નામ અને ઠેકાણું | નકલ દીઠ કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુર–પાઠયપુસ્તક, ઇનામ, લાઇબ્રેરી | ટીકા |
|---|---|---|---|---|---|---|
| ૧ | હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઇતિહાસ ( ૩ જી આવૃત્તિ ) | રા. બા. કે. પી. ત્રિવેદી. | મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, સુરત. | ૧—૦—૦ | પાઠય પુસ્તક | પ્રાથમિક શાળાનાં ગુજરાતી ધો. ૫, ૬ અને ૭ માટે. |
| ૨ | શ્રીકૃષ્ણ ચંદ્રોદય ચિત્ર-કથા (પહેલી આવૃત્તિ) | રા. ફૂલચંદ જે. શાહ | રા. બાલુભાઈ એફ. શાહ ઢોરાપોળ, નાડઆદ, | ૦—૬—૦ | ઇનામ | પ્રાથમિક શાળાઓ માટે. |
| ૩ | રંગોળીચે પુસ્તક ( ૧૯૨૩ ની આવૃત્તિ ) | રા. દામોદર વાઇ. બારોટ | રા. શંકર નરહર જોશી, મેનેજર, ચિત્રશાળાપ્રેસ, પુણા, | ૧—૦—૦ | ઇનામ અને લાઇબ્રેરી. | કન્યાઓ માટેની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ | કવિવર ટાગોરનું કવન ગીતાંજલિ અને કુલ ચયન(પહેલી આવૃત્તિ) | રા. રામચંદ્ર ટી. અધ્વર્યું. | રા. રામચંદ્ર ટી. અધ્વર્યું વાસદા. | ૩—૦—૦ | „ | માધ્યમિક શાળાઓ અને પ્રાથમિક ટ્રેનિંગ સંસ્થાઓ માટે. |
| ૫ | ભીમચાતુર્ય (૧૯૨૪ ની આવૃત્તિ) | રા. પી. જે. ભટ્ટ | રા. પી. જે. ભટ્ટ, અમદાવાદના મે કલેક્ટર સાહેબના ચિટનિસ– | ૦—૨—૦ | „ | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે. |
| ૬ | મયૂરધ્વજ આખ્યાન (૧૯૨૪ ની આવૃત્તિ) | „ „ | „ „ | ૦—૨—૦ | „ | „ „ |
| ૭ | મયૂરધ્વજ આખ્યાન અને ભીમચાતુર્ય (૧૯૨૪ ની આવૃત્તિ) | „ „ | „ „ | ૦—૪—૦ | „ | „ „ |

(સહી) ૨ એમ. વકીલ
ઉ ભા ના એ. ન

કિંમત રૂ૦ ૦-૬-૦.

# પદ્યપાઠ

## સંગ્રહ ૧.

સંગ્રાહક—કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

અને ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી, અમદાવાદ

### બે બોલ

આ સંગ્રહમાં પાંચ કવિની કવિતામાંથી ઊતારા આપ્યા છે. પ્રથમ કવિ દલપતરામનો ચેપલક્ષ્મીસંવાદ આડકથાઓ મૂકી દઈ સળંગ ઊતાર્યો છે. પછી સામળભટની અંગદવિષ્ટિમાંથી લંકાના ત્રાસની હકીકત લીધી છે. તે પછી વલ્લભભટના કળિકાળના ગરબામાંથી ઐતિહાસિક ભાગ તારવી કાઢીને છાપ્યો છે. ત્યારબાદ પ્રેમાનંદકૃત ભાગવત સપ્તમસ્કંધમાંથી હિરણ્યકશિપુના વધનું પ્રકરણ સમજાવ્યું છે. છેવટ ભાલણની રામબાળલીલાનાં પદ મૂક્યાં છે. એ ઊતારા તે તે કવિની કવિતાનું કંઈક ઓળખાણ કરાવશે અને રસવૃત્તિ કેળવશે. સંગ્રહ હાઈસ્કૂલના ચોથા ધોરણના વિદ્યાર્થી માટે કરેલો છે.

અભ્યાસ સરળ અને સચોટ થાય એ અર્થે સાધવા સમજૂતી પૂરતા ખુલાસાથી આપી છે. વિવેચનમાં કવિની દૃષ્ટિએ કવિતાનો ભાવ અંતરમાં ઊતારવા ચીવટ રાખી છે. ક્વચિત સાહિત્ય પદાર્થનો પરિચય પણ કરાવ્યો છે. તે સાથે પ્રત્યેક ઊતારાની સમજૂતીને અંતે કવિ વિશે મુદ્દાની માહીની પણ આપી છે.

ભાષાના સાહિત્યના વારસ ઊછરતી પ્રજા છે. એમની માલકીના એ ભંડારનો આ હિસ્સો એમના ઉપભોગ માટે છે, તેનો એ લાભ લો અને લાયકી મેળવો.

---

ઈંગ્લંડમાં સ્થપાએલી, પ્રકટકર્તા, મુંબઈ.

મૅકમિલન ઍન્ડ કંપનિ લિમિટેડ, મુંબઈ.

Selections from Gujarati Poetry, Part I, By Rao Bahadur K. H. Dhruva, B.A. and D. P. Derasari, As. 6.

# સૂચના

૧. આ માસિકમાં—છપાતા અન્ય લેખોના લેખસાથે અમારે મળતાપણુ હોવું જોઈએ એમ વાચકોએ માનવું નહિ.

૨. પત્ર સબંધી લખાણ—' મેનેજર, શાળાપત્ર ઉપર મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે, નહિ પસંદ કરેલા લેખ ટિકિટ મોકલી હશે તો પાછા મોકલવામાં આવશે.

૩. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની એમા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં નહિ આવે.

૪. લવાજમ—વરસ એકનો રૂ. ૧-૮-૦ ટપાલ ખર્ચ સાથે અગાઉ-થી વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦; છુટક અંકના રૂા. ૦-૨-૬; પોસ્ટેજ ૦-૦-૬ જુદું.

૫. મનિઑર્ડર-કૂપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. મજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળા-ઑફિસ તરફથી અપાએનાં સરનામાના લેબલ ઉપરનો નંબર લખવો.

## જાહેરખબરના ભાવ

| મુદ્દત | પેજ | | |
|---|---|---|---|
| ખું વર્ષ | આખું | અર્ધું | પા |
| | રૂ.૧૦૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| માસ | રૂ ૬૦ | રૂ ૪૦ | રૂ. ૩૦ |
| ણ માસ | રૂ. ૪૦ | રૂ ૩૦ | રૂ. ૨૦ |

આ પત્ર સાથે કોઈ પણ હેંડ-બીલ વહેંચવામાં આવશે નહિ.

૬. શાળાપત્રમાં—આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડી-ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હંમેશ હોતું નથી. માટે દરેક મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૭. શાળાપત્રનું વરસ—જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે માહક બંધ થવા માગતા હશે તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

તંત્રી.

Registered No. B. 43

પુસ્તક ૬૪ મું ] [ અંક ૩ જો

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

માર્ચ, સને ૧૯૨૫

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક ( જાન્યુઆરિ ૧૯૨૪ થી)

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M. Ed., I. E.S.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



સૂર્યપ્રકાશ પ્રિં૦ પ્રેસમાં, મુળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું—
ઠેકાણું—કાળુપુર ટંકશાળ—અમદાવાદ

## માર્ચ—સને ૧૯૨૫

---

વિષય. અનુક્રમણિકા. પૃષ્ઠ.



---

### એક વિનતિ.

સ્વર્ગસ્થ ગણેશ બચાજી સપ્રેના સ્મરણાર્થે એક ફંડ શરૂ કર્યાની હકીકત આપે જાહેર પત્રો દ્વારા જાણી હશે. કેટલાક શિક્ષક બંધુઓ તરફથી અત્યાર સુધીમાં તે ફંડમાં મદદરૂપે યથાશક્તિ ફાળો મળતો રહ્યો છે, છતાં કેટલાક સ્થળે અમારી વિનતિ નહિ પહોંચી હોય એમ લાગે છે.

આ પત્રદ્વારા આપને વિનતિ કરીએ છીએ કે જેના સાદા, સરળ, આદર્શમય અને મરકણી જીવનની છાપ તેમના સમાગમમાં આવેલ પ્રત્યેક વિદ્યાર્થી ઉપર પડ્યા વિના નહિજ રહી હોય એવા એક ઉત્તમ ચારિત્ર્યવાન, અને કર્તવ્યપરાયણ શિક્ષકના સ્મારકને આપ ઉદાર દીલથી મદદ આપી મિત્ર અથવા ગુરૂઋણમાંથી અંશતઃ મુક્ત થશો એવી આશા રાખીએ છીએ.

| | |
|---|---|
| નાણાં મોકલવાનું સરનામું — | સેવકો |
| ગણેશ વાસુદેવ માવલંકર | ગણેશ વાસુદેવ માવલંકર |
| | નવીનચંદ્ર સુકુંદરાય દેસાઈ |
| ભદ્ર—અમદાવાદ | ગોવિંદરામ બાળાશંકર ઠાકર |

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૪મું, માર્ચ સને ૧૯૨૫, અંક ૩ જો

## મ્યુનિસિપાલિટિ તથા લોકલબોર્ડને પ્રાથમિક શાળાઓ સોંપવા સંબંધી ઠરાવો

(પુ. ૬૪, અંક ૨ જો, પૃષ્ઠ ૫૬ થી ચાલુ)

૧૧૩. ફરજિઆત કેળવણી દાખલ કરવા માટેની યોજનાને લીધે
કોઈ પણ વર્ષમાં આગલા વર્ષ કરતાં, વારંવાર
કોઈ પણ વર્ષમાં થતા વાર્ષિક ખર્ચમા જે વધારો થાય, તે સ્થાનિક
ખર્ચનો વધારો મત્તાધીશ મંડળે અડસટે નક્કી કર્યો હોય, અને
અડસટે નક્કી સરકારે મંજુર કર્યો હોય, તેના કરતાં વધારે થઈ
કરેલા ખર્ચ કરતાં શકશે નહિ.
વધારે નહિ
હોવા વિષે.

### ચ. વારંવાર નહિ આપવાની ગ્રાન્ટ

૧૧૪. કેળવણી ઍક્ટની કલમ ૧૦ (૨) પ્રમાણે શરૂઆતની પ્રાથમિક
કેળવણી ફરજિઆત કરવાની યોજનાના ભાગ
શરૂઆતની પ્રાથ- તરીકે, સરકારે ખર્ચ મંજુર કરેલું હોય તો, અને
મિક કેળવણી ફર- સ્થાનિક મત્તાધીશ મંડળે અડસટે નક્કી કરેલી

કરેલા ખર્ચની ગ્રાન્ટ.

જિઆત કરવાની રકમ કરતાં ખર્ચ વધી જતું ન હોય તો, ૧૧૨મા યોજનામાં દાખલ નિયમના પેટા વિભાગ (ક)માં નક્કી કરેલી હદ ઉપરાંત નિશાળોનાં મકાન બાંધવામાં, ખરીદવામાં, મોટાં કરવામાં અગર ફરીથી બનાવવામાં અને જેથી નિશાળના મકાનની કિંમતમાં ચોક્કસ વધારો થાય તેવાં ખાસ સમારકામ કરવામાં થએલા અને નિશાળનાં મકાન માટે જમીનો ખરીદવામાં અને સામાન, સાહિત્ય અને પુસ્તકો ખરીદવામાં થએલા ખર્ચને લઈને વારંવાર નહિ થતા ખર્ચની ગ્રાન્ટ આપવામાં આવશે. સ્થાનિક સત્તાધીશ મંડળ મ્યુનિસિપાલિટિ હશે તો ખર્ચના ૧/૨ જેટલી અને જિલ્લા લોકલબોર્ડ હશે તો ખર્ચના ૧/૩ જેટલી ગ્રાન્ટ આપવામાં આવશે.

બીજાં માટેની ગ્રાન્ટ.

૧૧૫. શરૂઆતની પ્રાથમિક કેળવણી ફરજિઆત કરવા માટેની યોજનાના ભાગ તરીકે ખર્ચ કરેલું ન હોય, પરંતુ જો વારંવાર સરકારે અગાઉથી ખર્ચ કરવાની મંજુરી આપી નહિ થતાં ખર્ચ હોય તો નિશાળોના મકાન વગેરેના કરેલા ખર્ચને લઈ સરકાર વારંવાર નહિ થતા ખર્ચની ગ્રાન્ટ પણ આપશે. ઉપર જણાવેલી ગ્રાન્ટ આપવાનો આધાર સરકારની નાણાંવિષયક સ્થિતિ ઉપર રહેશે.

ગ્રાન્ટ આપવાની શરતો.

૧૧૬. ૧૧૪ અને ૧૧૫ મા નિયમ મુજબ વારંવાર નહિ થતા ખર્ચની ગ્રાન્ટ આપવાનો આધાર નિશાળોનાં મકાનના નકશા દોરતી વખતે અને તેમને બાંધતી વખતે આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ જે જરૂરિઆતો જણાય તે પુરી પાડવાના સંબંધમાં અને મકાનોના વિગતવાર નકશા અને અડસટે નક્કી કરેલા ખર્ચના આંકડાની મંજુરી મેળવવાના સંબંધમાં તેમજ ખતપત્ર અગર કરારનામાં વગેરે કરવાના સંબંધમાં સરકાર વારંવાર જે શરતો નક્કી કરે તે શરતોના પાળવા ઉપર રહેશે.

---

## પ્રકરણ ૬ મું

### સ્થાનિક સત્તા નહિ ધરાવનારી મ્યુનિસિપાલિટિઓ

સ્થાનિક સત્તા નહિ ધરાવનારી દરેક મ્યુનિસિપાલિટિ આ બાબત-

મુંબઈ પ્રાથમિક કેળવણી એક્ટ, ૧૯૨૩, કલમ ૬ (૧),

ના સરકારી ઠરાવમાં જણાવવામાં આવે તે તારીખે જે જિલ્લામાં મ્યુનિસિપાલિટિ આવેલી હોય તે જિલ્લાના જિલ્લા લોકલબોર્ડને બધી પ્રાથમિક શાળાઓને લગતી જમીન, મકાનો, દફતર, અને સાહિત્ય જે તેના તાબામાં હોય તે સોંપી દેશે અને જિલ્લા લોકલબોર્ડ તરફથી મ્યુનિસિપલ હદનાં છોકરાંને પ્રાથમિક કેળવણી મળતી હશે, તેમની સંખ્યાના ધોરણ પર સરકાર વારંવાર જે રકમ ઠરાવે તે રકમ, અને પ્રાથમિક કેળવણીને લગતાં ટ્રસ્ટ ફંડ ( ધર્માદા ફંડ ) સહિત તેની પાસે જે કંઈ ફંડ હોય તેમની આવક, અને પ્રાથમિક કેળવણી માટે જે કંઈ પૈસા મળ્યા હોય તે દર વર્ષે જિલ્લા લોકલબોર્ડને કેળવણી ખર્ચ માટે આપશે.

કલમ ૬ (૨).

જો ઉપરની કોઈ મ્યુનિસિપાલિટિને સરકાર કોઈ વખતે તેની નિશાળો ચલાવવાની મના આપે તો એ બાબતમાં સરકારી ઠરાવમાં જણાવવામાં આવે તે તારીખે તે જિલ્લાની જિલ્લા લોકલબોર્ડ તે મ્યુનિસિપાલિટિને તે મ્યુનિસિપલ હદમાં આવેલી બધી પ્રાથમિક શાળાઓ, શાળાઓને લગતી જમીન, મકાનો, દફતર, અને સાહિત્ય સોંપી દેશે, અને તે મ્યુનિસિપાલિટિને ઉપર જણાવ્યા પ્રમાણેની તારીખથી પેટા કલમ (૧) માં બતાવ્યા મુજબના પૈસા આપવાની જવાબદારી વધુ વખત રહેશે નહિ.

પોતાની નિશાળો ચલાવવાને સત્તા નહિ ધરાવનારી મ્યુનિસિ-પાલિટિઓની નિશાળો જિલ્લા લોકલ-બોર્ડે ચલાવવા વિષે.

૧૧૭. પોતાની નિશાળો ચલાવવાની જે મ્યુનિસિપાલિટિને સરકારે સત્તા ન આપી હોય તે મ્યુનિસિપાલિટિની પ્રાથમિક શાળાઓનો વહીવટ જે જિલ્લામાં તે મ્યુનિસિપાલિટિ આવેલી હશે તે જિલ્લાની જિલ્લા લોકલબોર્ડે ચલાવવો પડશે; અને તે મ્યુનિસિપાલિટિની હદની અંદર આવેલી બીજી માન્ય રાખવામાં આવેલી પ્રાથમિક શાળાઓને જિલ્લા લોકલબોર્ડે ગ્રાન્ટ પણ આપવી પડશે.

૧૧૮. સ્થાનિક સત્તા નહિ ધરાવનારી મ્યુનિસિપાલિટિ અને

મ્યુનિસિપાલિટિમાં કોઈ પણ વર્ષે પ્રાથમિક કેળવણીને લગતા થએલા વારંવાર થના ખર્ચના ત્રીજા ભાગ સુધીનું ખર્ચ મ્યુનિસિ-

જિલ્લા લોકલબોર્ડે આપવાના ખર્ચનું પ્રમાણ.

પાલિટિએ આપવું પડશે: અને મ્યુનિસિપાલિટિએ આપવાની રકમ ૧૧૯ મા નિયમમાં જણાવ્યા પ્રમાણે નક્કી કરવામાં આવશે.

મ્યુનિસિપાલિટિનો ફાળો ગણવા વિષે અને કેવી રીતે અપાય તે વિષે.

૧૧૯. (i) કોઈ પણ વર્ષમાં મ્યુનિસિપાલિટિએ આપવાની રકમ જિલ્લા લોકલબોર્ડની સત્તા નીચે આવેલી હદમાં (સ્થાનિક સત્તા નહિ ધરાવનારી મ્યુનિસિપાટિઓ સહિત) વહીવટ કરવાનું, દેખરેખ રાખવાનું વગેરે ખર્ચ અંદર ગણીને વિદ્યાર્થી દીઠ આશરે કાઢેલું સરાસરી વારંવાર થતું જે ખર્ચ તે વર્ષમાં આવે તેને તે વર્ષમાં મ્યુનિસિપલ નિશાળોનાં પત્રકો પરથી અડસટે ગણેલી વિદ્યાર્થીઓની સરાસરી સંખ્યાએ ગુણતાં જે રકમ આવે, તેના ૧/૩ જેટલી થશે. તેજ વર્ષની અંદર મ્યુનિસિપલ હદની અંદર આવેલી બીજી માન્ય રાખવામાં આવેલી શાળાઓને ગ્રાન્ટ તરીકે અડસટે આપવાની રકમનો ૧/૨ ઉપરની રકમમાં ઉમેરવો પડશે. ઉપર પ્રમાણે અડસટે નક્કી કરેલી કુલ રકમમાથી કેળવણી ઍક્ટની કલમ ૬ (૧) મુજબ મ્યુનિસિપાલિટિએ જિલ્લા લોકલબોર્ડને જે કંઈ રકમ તે વર્ષની અંદર આપી હોય તે રકમ બાદ કરતાં બાકી રહેલી રકમ મ્યુનિસિપાલિટિએ જિલ્લા લોકલબોર્ડને અગાઉથી છ માસિક બે હફતામાં આપવી પડશે. દરવર્ષે પહેલો હફતો ૧૦ મી એપ્રિલ પહેલાં ભરવો પડશે અને બીજો હફતો ૧૦ મી ઑક્ટોબર પહેલાં ભરવો પડશે.

(ii) વર્ષ પુરૂં થયા પછી, પેટા કલમ (૧) પ્રમાણે મ્યુનિસિપાલિટિએ આપવાની ખરેખરી રકમ, તે વર્ષમાં નિશાળોમાં વિદ્યાર્થીઓની ખરેખરી સંખ્યા, વિદ્યાર્થી દીઠ સરાસરી ખરેખર થએલું ખર્ચ, અને માન્ય રાખવામાં આવેલી શાળાઓને ખરેખર આપેલી ગ્રાન્ટ અને કેળવણી ઍક્ટની કલમ ૬ (૧) મુજબ મ્યુનિસિપાલિટિએ જિલ્લા લોકલબોર્ડને ખરેખર આપેલી રકમ પરથી નક્કી કરવામાં આવશે અને યોગ્ય ફેરફાર કરી હિસાબ ચોકખો કરવામાં આવશે.

દૃષ્ટાંત—અડસટે એમ નક્કી કરવામાં આવ્યું હોય કે ૧૯૨૫-૨૬ ની સાલમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૧,૦૦૦ ની રહેશે, વિદ્યાર્થી દીઠ સરેરાશ ખર્ચ રૂ. ૨૧ થશે, અને મદદ મેળવતી પ્રાથમિક શાળાઓને આપ-

વાની ગ્રાન્ટ રૂ. ૬૦૦ થશે તો ૧૯૨૫–૨૬ ની સાલમાં મ્યુનિસિપાલિટિએ આપવાની રકમ રૂ. $\frac{૨૧}{૩}$×૧,૦૦૦+રૂ. $\frac{૬૦૦}{૩}$ એટલે રૂ. ૭,૨૦૦ થશે.

૧૯૨૫–૨૬ની સાલ પુરી થયા પછી, વિદ્યાર્થીઓની સરાસરી સંખ્યા ૯૫૦ અને વિદ્યાર્થી દીઠ સરેરાશ ખર્ચ ફક્ત રૂ. ૧૮ અને મદદ મેળવતી શાળાઓને ગ્રાન્ટ તરીકે આપેલી ખરેખરી રકમ રૂ. ૭૫૦ જણાય છે.

મ્યુનિસિપાલિટિએ તેટલા માટે રૂ. $\frac{૧૮}{૩}$×૯૫૦+રૂ. $\frac{૭૫૦}{૩}$ એટલે બધા મળીને રૂ. ૫,૯૫૦ આપવા જોઈશે; તેથી રૂ. ૭,૨૦૦—રૂ. ૫,૯૫૦ નો તફાવત એટલે રૂ. ૧,૨૫૦ ૧૯૨૬–૨૭ ની સાલમાં અડસટે નક્કી કરેલા મ્યુનિસિપાલિટિએ આપવાના ફાળામાંથી કમી કરવામાં આવશે.

મ્યુનિસિપાલિટિએ અને સરકારે મકાનોને લગતું વારંવાર નહિ થતું ખર્ચ આપવાનું પ્રમાણ.

૧૨૦. શાળાનાં મકાનો બાંધવા અગર વધારવા સંબંધી થએલા વારંવાર નહિ આવતા ખર્ચના ત્રીજા ભાગ સુધીનું ખર્ચ મ્યુનિસિપાલિટિએ આપવું પડશે અને બાકીના બે ભાગનું સરકાર મદદ તરીકે આપશે; પરંતુ તેવાં મકાનો બાંધવા સંબંધી સરકારે અગાઉથી પરવાનગી આપેલી હોવી જોઈશે, અને તે સંબંધી ગ્રાન્ટ આપવાનું મંજુર કરેલું હોવું જોઈશે.

બીજા વારંવાર નહિ થતા ખર્ચ વિષે.

૧૨૧. બીજું વારંવાર નહિ આવતું ખર્ચ એટલે ૧૧૨ મા નિયમના (ક) વિભાગમાં નક્કી કરેલી હદ ઉપરાંત કરેલા સામાન, સાધન અને પુસ્તકોના ખર્ચના અગર ખાસ સમારકામના કરેલા ખર્ચના ત્રીજા ભાગ સુધીનું ખર્ચ પણ મ્યુનિસિપાલિટિએ આપવું પડશે. શાને વારંવાર આવતું ખર્ચ ગણવું અને શાને વારંવાર નહિ આવતું ખર્ચ ગણવું એ સંબંધી સરકારનો ચુકાદો છેવટનો ગણાશે.

પ્રાથમિક શાળાઓની ફી સ્થાનિક સત્તાધીશ મંડળને આપવા વિષે.

૧૨૨. મ્યુનિસિપાલિટિની પ્રાથમિક શાળાઓની વિદ્યાર્થીઓની ફી સ્થાનિક સત્તાધીશ મંડળને ખાતે જમા કરવી પડશે.

**મ્યુનિસિપાલિટિએ સ્કૂલકમિટિ નીમવા વિષે.**

૧૨૩. મ્યુનિસિપલ હદની અંદર આવેલી પ્રાથમિક શાળાઓની દેખરેખ રાખવા માટે મ્યુનિસિપાલિટિને યોગ્ય લાગે તે પ્રમાણે મ્યુનિસિપાલિટિના અમુક સભ્યોની અગર મ્યુનિસિપલ સભ્યો ન હોય તેવા બીજા સભ્યોની એક સ્કૂલકમિટિ નીમવી પડશે.

**સરકારી ગૅઝિટમાં પ્રસિદ્ધ કરવામાં આવેલા વિસ્તારની કમિટિઓને નિયમો લાગુ પાડવા વિષે.**

૧૨૪. સરકારી ગૅઝિટમાં પ્રસિદ્ધ કરવામાં આવેલી વિસ્તારની કમિટિઓ જેમને મુંબઈ ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ ઍક્ટ ૧૯૦૧ ની કલમ ૫૪ ની પેટા કલમ (૧) નો પેટા વિભાગ (બી) લાગુ પાડવામાં આવેલ હોય તેમને પણ આ પ્રકરણના નિયમો મ્યુનિસિપાલિટિઓને નિયમો જે રીતે અને જે દરજ્જે લાગુ પડે છે, તેજ રીતે અને તેજ દરજ્જે લાગુ પડશે; અને આવી સરકારી ગૅઝિટમાં પ્રસિદ્ધ કરવામાં આવેલી વિસ્તારની કમિટિઓને આ નિયમો માટે સ્થાનિક સત્તા નહિ ધરાવતી મ્યુનિસિપાલિટિઓના જેવી ગણવામાં આવશે, અને પ્રાથમિક કેળવણી ઍક્ટની કલમ ૬ (૧) ની શરતો લાગુ પાડવામાં આવશે.

---

## પ્રકરણ ૧૦ મું.

### ફરજિઆત ધોરણ અમલમાં મૂકવા વિષે.

**મુંબઈ પ્રાથમિક કેળવણી ઍક્ટ, ૧૯૨૩, કલમ ૧૮.**

ફરજિઆત કેળવણી દાખલ કરવામાં આવી હોય તેવા દરેક વિસ્તારની અંદર જે બાળકને ફરજિઆત કેળવણીની યોજના લાગુ પડતી હોય, તે બાળકને પાછળ દર્શાવ્યા પ્રમાણેનું કોઈ પણ યોગ્ય કારણ હોય નહિ તો, અને જો તેનાં માબાપ અને બાળક સાધારણ રીતે તે વિસ્તારનાં રહેવાશી હોય તો તેના માબાપે તે વિસ્તારની અંદર આવેલી કોઈ પણ માન્ય રાખવામાં આવેલી શાળામાં મોકલવું પડશે.

નીચેની કોઈ પણ બાબતને લઈ કોઈ પણ બાળકને માન્ય રાખવામાં આવેલી શાળામાં ન મોકલવામાં આવતું હોય

કલમ ૧૯. તો તેનાં માબાપ તેને યોગ્ય કારણસર નથી મોકલતાં એમ ગણી શકાશેઃ—

(અ) માંદગી શારીરિક ખોડ, અગર એવા બીજા અનિવાર્ય કારણને લઈ બાળક નિશાળે ન જઈ શકતુ હોય;

(બ) માન્ય રાખવામા આવેલી શાળા સિવાય બીજી રીતે બાળકને કેળવણી આપવામાં આવતી હોય, અને તે કેળવણી સ્કૂલબોર્ડની નજરમાં કાર્યસાધક હોય અગર શરૂઆતની પ્રાથમિક કેળવણી પુરી કર્યાનું સર્ટિફિકેટ સ્કૂલબોર્ડે બાળકને આપ્યુ હોય

(ક) બાળકના રહેવાના સ્થળ આગળ નજીકમા નજીક આવેલા રસ્તાથી માપતાં સ્કૂલબોર્ડનો અભિપ્રાય લઈને સરકારે અંતર મુકરર કરેલું હોય તે અંતરની અંદર કોઈ પણ માન્ય રાખવામાં આવેલી શાળા ન હોય;

(ડ) યોગ્ય અરજ કર્યા પછી, અમુક માન્ય રાખવામાં આવેલી શાળામાં બાળકને દાખલ કરવા ના પાડવામાં આવી હોય અને તેનાં માબાપને એવી ખબર આપવામાં આવી હોય કે અમુક મુદત પછી તે બાળકને તે નિશાળમાં દાખલ કરવામાં આવશે, અને (ક) વિભાગમાં દર્શાવ્યા પ્રમાણે નક્કી કરેલા અંતરની અંદર તેને દાખલ કરી શકાય તેવી બીજી માન્ય રાખવામાં આવેલી શાળા ન હોય તો તે મુદત સુધી;

(ઈ) બાળક રહેતું હોય તે ભાગમાં બાળકની માતૃભાષામાં શિક્ષણ આપતી માન્ય રાખવામાં આવેલી કોઈ પણ શાળા ન હોય;

(ફ) બાળક રહેતું હોય તે ભાગમાં તેનાં માબાપ વાંધો ઉઠાવે તેવું ધાર્મિક શિક્ષણ ફરજિઆત અપાતું હોય, તેવી નિશાળો સિવાયની તેનાં માબાપ તેને મોકલી શકે તેવી માન્ય રાખવામાં આવેલી કોઈ પણ શાળા ન હોય.

કલમ ૨૦ (૧). કેળવણી ઍક્ટની ૧૮ મી કલમના નિયમોના આધારે દરેક માબાપે પોતાના બાળકને માન્ય રાખવામાં આવેલી શાળાની અંદર મોકલવુંજ જોઈએ એમ છે, તેમ છતાં સ્કૂલ-બોર્ડની ખાતરી થાય કે અમુક માબાપ તે પ્રમાણે વર્તન કરતાં નથી, તો તેવાં માબાપને તે સંબંધમાં જે કંઈ કહેવાનું હોય, તે કહેવાની તક આપવી, અને ત્યારપછી તે સંબંધમાં સ્કૂલ-બોર્ડને યોગ્ય લાગે તેવી તપાસ કરવી, અને ત્યારપછી તેવાં માબાપને હુકમમાં મુકરર કરવામાં આવી હોય તે તારીખથી પોતાના બાળકને માન્ય રાખવામાં આવેલી શાળામાં મોકલી આપે તેવો સ્કૂલબોર્ડે હુકમ કાઢવો.

કલમ ૨૦ (૨) સ્કૂલબોર્ડ આ સત્તા કોઈ પણ માણસને અગર પોતે નીમેલી કમિટિને આપી શકશે.

કલમ ૨૧ (૧). ૨૦ મી કલમના આધારે જે વાલીને અમુક બાળક સંબંધી હુકમ આપવામાં આવેલો હોય, અને હુકમમાં દર્શાવેલી તારીખે અગર તે તારીખ પછી તે બાળકની બાબતમાં તે વાલી ૧૮ મી કલમના કાનુનોનો ભંગ કરતો હોય, અને જો તે મૅજીસ્ટ્રેટવાળા શહેર અગર ગામમાં વસતો હોય, તો તે મૅજીસ્ટ્રેટ અને જો બીજી જગાએ વસતો હોય તો રેવન્યુ અગર પોલીસ પટેલ અગર આ સંબંધમાં જિલ્લા મૅજીસ્ટ્રેટે સત્તા આપી હોય તેવો બીજો માણસ તેને ગુનેગાર ઠરાવીને બે રૂપીઆથી વધુ નહિ એવો દંડ કરી શકશે અને ઉપર પ્રમાણે ગુનેગાર ઠરાવ્યા પછી કાનુનોનો ભંગ કરવાનું તે જારી રાખશે તો જેટલા દિવસ કાનુનોનો ભંગ તે ચાલુ રાખશે અગર તેમનો વારંવાર ભંગ કરશે તેટલા દિવસનો પૂર્વોક્ત મૅજીસ્ટ્રેટ, પટેલ, અગર માણસ તેનો દરરોજનો બાર આના લેખે દંડ કરી શકશે.

કલમ ૨૧ (૨). સ્થાનિક સત્તાધીશ મંડળ અગર ૨૦મી કલમના આધારે હુકમ કાઢનાર માણસ અગર આ સંબંધમાં ઉપલા મંડળે સત્તા આપેલી હોય તેવો કોઈ માણસ ફરિયાદ કરે તે સિવાય કોઈ પણ મૅજીસ્ટ્રેટ, પટેલ અગર માણસ પેટા કલમ (૧) ના આધારે થએલા ગુના માટે ફરિયાદ સાંભળી શકશે નહિ.

કલમ ૨૨ (૧). જે બાળકના સંબંધમાં ૧૮ મી કલમના કાનુનો લાગુ પડતા હોય તે બાળકને કોઈ પણ માણસ ઈરાદાપૂર્વક પોતાને માટે અગર બીજા કોઈ માણસને માટે તે બાળકના સંતોષકારક શિક્ષણની અંદર અંતરાય આવે તેવી રીતે

કામે લગાડશે તો તેવા માણસને મૅજીસ્ટ્રેટ આગળ ગુનેગાર ઠરાવીને વધારેમાં વધારે પચીસ રૂપીઆ સુધીનો દંડ કરવામાં આવશે.

કલમ ૨૨ (૨). આ કલમના આધારે થએલા ગુના માટે સ્કૂલબોર્ડ અગર સ્કૂલબોર્ડનો વહીવટ કરનાર અમલદાર અગર બોર્ડે સત્તા આપી હોય તેવો માણસ અગર આ કામને માટે રાખવામાં આવેલો અમલદાર ફરિયાદ નોંધાવે તે સિવાય કોઈ પણ કોર્ટ તેને ગુના તરીકે ગણી શકશે નહિ; અને આ કલમ પ્રમાણે કોઈ પણ માણસની વિરુદ્ધ ફરિયાદ કરવામાં આવે તે પહેલાં જો તે માણસ અગાઉ તેજ બાળક માટે આ કલમના આધારે ગુનેગાર ન થએલો હોય તો સ્કૂલબોર્ડે અગર સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારે અગર એવા કોઈ માણસે તે માણસને એક વખત ચેતવણી આપવી.

કલમ ૨૩ (૧). ૨૧ અગર ૨૨માં કલમના આધારે કોઈ મૅજીસ્ટ્રેટે, પટેલે, અગર માણસે કરેલો દંડ વસુલ આવે તો તે સ્થાનિક સત્તાધીશ મંડળને ખાતે જમા કરવો પડશે, અને તે મંડળને કેળવણીના કામમાં તેનો ઉપયોગ કરવો પડશે.

કલમ ૨૩ (૨) જો ઉપરનો દંડ વસુલ ન આવે તો તે દંડની રકમ સ્થાનિક સત્તાધીશ મંડળ, કરની રકમ જેવી રીતે વસુલ કરી શકાય, તેવી રીતે વસુલ કરી શકશે.

કલમ ૨૪. ૨૧ મી કલમના આધારે કોઈ પટેલ અગર માણસ કોઈ માણસને ગુનેગાર ઠરાવે, તો તે માણસના રહેવાના ગામ યા શહેરમાં નજીકમાં નજીકના જે મૅજીસ્ટ્રેટની સત્તા ચાલતી હોય, તે મૅજીસ્ટ્રેટ આગળ તેની અપીલ કરી શકાશે.

કલમ ૨૫. ફરજિઆત કેળવણીના કોઈ વિસ્તારમાં અગર તે વિસ્તારના કોઈ ભાગમાં કોઈ અમુક વર્ગ અગર કોમનાં બાળકો પૈકી છોકરા અગર છોકરીઓને આ ઍક્ટનો ફરજિઆત ધારો લાગુ પાડવામાંથી મુક્ત કરવાનો સરકારી ઠરાવ નામદાર સરકાર મુંબઈ સરકારી ગૅઝિટમાં પ્રસિદ્ધ કરીને કરી શકશે.

૧૨૫. કોઈ પણ વિસ્તારની અંદર શરૂઆતની પ્રાથમિક કેળવણી ફરજિઆત કરવામાં આવે તે પહેલાં તેવા વિસ્તારની અંદર જે બાળકોને શરૂઆતની પ્રાથમિક કેળવણીનો ફરજિઆત ધારો લાગુ પડનો હોય તે બધાં બાળકોની વસ્તીની ગણતરી સ્કૂલબોર્ડે કરવી પડશે, અને તેવાં બાળકોનું વસ્તીપત્રક પુરવણી બ માં આપેલા નમુના પ્રમાણે પ્રસિદ્ધ કરવું પડશે. જો છોકરીઓની બાબતમાં શરૂઆતની પ્રાથમિક કેળવણી ફરજિઆત કરવાનું ઠરાવવામાં આવ્યું હોય, તો છોકરીઓ માટેનું એક જુદું વસ્તીપત્રક બનાવવુ પડશે. વસ્તીપત્રકો દર વર્ષે સુધારીને નવાં બનાવવાં પડશે.

**બાળકોની વસ્તીની ગણતરી. બાળકોનું વસ્તીપત્રક પ્રસિદ્ધ કરવા વિષે.**

૧૨૬. ૧૨૫ મા નિયમ પ્રમાણે રાખવામાં આવેલા વસ્તીપત્રકમાં લખેલી દરેક બાળકની જન્મતારીખ જે નિશાળમાં તે બાળક જતું હશે તે નિશાળના સામાન્ય રજીસ્ટરમા દાખલ કરવામાં આવશે, અને સ્કૂલબોર્ડની મંજુરી સિવાય તેમાં ફેરફાર કરી શકાશે નહિ.

**નિશાળના પત્રકમાં જન્મતારીખ નોંધવા વિષે.**

૧૨૭. કોઈ પણ બાળકને જે દિવસે પહેલુ વહેલું નિશાળે મોકલવુંજ જોઈએ તે દિવસના ઓછામાં ઓછા ત્રણ મહિના અગાઉ તે બાળકના વાલીને પુરવણી બ માં આપેલા નમુના પ્રમાણે સ્કૂલબોર્ડે અગર કેળવણી ઍક્ટની કલમ ૨૦ (૨) ના આધારે સત્તા આપવામાં આવેલી હોય તે કમિટિએ અગર તો માણસે નોટિસ આપવી જોઈશે, અને નોટિસમાં જણાવવામાં આવેલી અમુક ચોક્સ તારીખથી તે બાળકને કોઈ માન્ય રાખવામાં આવેલી શાળામાં મોકલવું પડશે, એવું નોટિસની અંદર તેના વાલીને જણાવવું પડશે.

**હાજરી સંબંધી નોટિસ કાઢવા વિષે.**

ટીપ:—જો નોટિસની નકલ માબાપ અગર વાલીને હાથોહાથ પહોંચાડવામાં આવે અગર માબાપ યા વાલી છેવટના જે મકાનમાં રહેતાં હોય તે મકાનના આગલા ભાગમાં ચોંટાડવામાં આવે તો નોટિસ રીતસર બજાવવામાં આવેલી ગણાશે.

૧૨૮. કેળવણી ઍક્ટની કલમ ૧૯ ના આધારે કોઈ વાલી કોઈ બાળકના સંબંધમાં માન્ય રાખવામાં આવેલી શાળામાં મોકલવામાંથી મુક્ત થવા માટે અરજ કરે તો તે

**વાલીની હકીકત**

સાંભળવા વિષે. બાળક સંબંધી કંઈ હુકમ કાઢવામાં આવે તે પહેલાં સ્કૂલબોર્ડ અગર એ સંબંધમાં સ્કૂલબોર્ડની સત્તા આપવામાં આવેલી હોય તેવી કમિટિ અગર માણસ તે વાલીને પોતાની સમક્ષ બોલાવશે. અને તેની અરજ સંબંધી જે નિકાલ કરવામાં આવ્યો હશે, તેની લિખિત ખબર આપશે.

અમુક બાળકોએ નિશાળમાં જવુંજ જોઇએ તેવા હુકમોની વિગત મુખ્ય શિક્ષકોને પહોંચાડવા વિષે.

૧૨૯. અમુક નિશાળમાં મોકલવાના હુકમ જે બાળકોના વાલીઓને કાઢવામાં આવેલા હોય તે બધાં બાળકોનાં નામની તેમજ જે તારીખથી તેવાં બાળકોએ નિશાળમાં હાજર રહેવુંજ જોઇએ તે તારીખની ખબર તે નિશાળના મુખ્ય શિક્ષકને આપવી જોઈશે.

બાળકો ગેરહાજર રહે તો રિપોર્ટ કરવા વિષે.

૧૩૦. ૧૨૭ મા નિયમના આધારે કાઢવામાં આવેલી નોટિસમાં જણાવેલા કોઇ બાળકને નિશાળે મોકલવામાં ન આવે, તો મુખ્ય શિક્ષકે સ્કૂલબોર્ડને અગર કેળવણી એક્ટની કલમ ૨૦ (૨) ના આધારે સ્કૂલબોર્ડની સત્તા આપવામાં આવેલી હોય તેવી કમિટિને અગર માણસને તે સંબંધી એકદમ રિપોર્ટ કરવો.

જો બાળક અગર વાલી બીજી જગાએ રહેવા જાય તો સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારને ખબર આપવા વિષે.

૧૩૧. નિશાળે જતું કોઈ બાળક અગર તેનો વાલી જે ગામ અગર શહેરમાં તે બાળક અગર વાલી રહેતાં હોય ત્યાંથી બીજી જગાએ રહેવા જાય, તો જે નિશાળમાં તે બાળક જતું હોય તે નિશાળના મુખ્ય શિક્ષકે તે બાળકને બીજી જગાએ લઈ જવામાં આવ્યું છે તેની ખબર સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારને આપવી પડશે. જો બીજા ફરજિઆત વિસ્તારની અંદર તે રહેવા ગએલ હોય તો તેવા વિસ્તારની અંદર આવેલી શાળામાં તે બાળકને મોકલવાનો હુકમ તેના વાલીને નક્કી કરેલી રીતસરની નોટિસદ્વારા પહોંચાડવા માટે સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારે પગલાં ભરવાં પડશે.

## પ્રકરણ ૧૧ મું

### શરૂઆતની પ્રાથમિક કેળવણી ફરજિઆત કરવા માટેની યોજના તૈયાર કરવા વિષે.

મુંબઈ પ્રાથમિક કેળવણી એક્ટ, ૧૯૨૩, કલમ ૧૦ (૧)

કોઈ પણ સ્થાનિક સત્તાધીશ મંડળ પોતાની હદમાં આવેલા કોઈ પણ ભાગમાં અગર બધા ભાગમાં છોકરાઓ માટે અગર છોકરીઓ માટે અગર બન્ને માટે શરૂઆતની પ્રાથમિક કેળવણી ફરજિઆત શિખવવાનો પોતાનો ઇરાદો જાહેર કરવાનો ઠરાવ કરશે, અને જો સ્થાનિક સત્તાધીશ મંડળ જિલ્લા લોકલબોર્ડ હોય તો જિલ્લામાં આવેલી સ્થાનિક સત્તા નહિ ધરાવનારી મ્યુનિસિપાલિટિની હદના કોઈ પણ ભાગમાં શરૂઆતની પ્રાથમિક કેળવણી ફરજિઆત શિખવવાનો ઠરાવ કરી શકશે, અને તેની એક યોજના તૈયાર કરીને તે સંબંધીના ઠરાવ નામદાર સરકાર આગળ રજુ કરશે.

કલમ ૧૦ (૨)

જો સરકાર હુકમ કરે તો સરકાર ઠરાવે તેટલી મુદતની અંદર દરેક સ્થાનિક સત્તાધીશ મંડળે ઉપર બતાવેલી હદમાં સરકાર ઠરાવે તે પ્રમાણે અને છોકરાઓ અગર છોકરીઓ અગર બન્નેની બાબતમાં સરકાર સૂચવે તે પ્રમાણે શરૂઆતની પ્રાથમિક કેળવણી ફરજિઆત શિખવવાની યોજના તૈયાર કરી રજુ કરવી પડશે.

કલમ ૧૦ (૩)

દરેક સ્થાનિક સત્તાધીશ મંડળે પોતાની સત્તાની હદમાં અમુક નક્કી કરેલી મુદતની અંદર સર્વત્ર ફરજિઆત કેળવણી દાખલ કરવાની બની શકે તેવી સંપૂર્ણ યોજના આપેલી મુદતની અંદર તૈયાર કરવી પડશે.

કલમ ૧૧. યોજનામાં નીચેની બાબતોનો સમાવેશ કરવો પડશે:—

(અ) ફરજિઆત ધારા લાગુ પાડવાનો વિસ્તાર;

(બ) ઉપરના વિસ્તારની અંદર રહેતાં બાળકોનું એટલે છોકરા

અગર છોકરીઓનું અગર બન્નેનુ વસ્તીપત્રક અને જાતિ અને માતૃભાષા પ્રમાણે તેમનું વર્ગીકરણ;

(ક) હાલમાં ચાલતી શાળાઓ અને ભવિષ્યમાં નવી ઉઘાડવાની શાળાઓની યાદી જેની અંદર જે ખાનગી શાળાઓ માન્ય રાખવામાં આવેલી શાળાઓ ગણવામાં આવશે તે ખાનગી શાળાઓ બતાવવી પડશે;

(ડ) હાલમાં કામ કરતા અને ભવિષ્યમાં જોઈતા શિક્ષકવર્ગ અને તપાસણી કરનાર અને દેખરેખ રાખનાર અમલદાર-વર્ગનું પરિશિષ્ટ.

(ધ) ફરજિઆત વિસ્તારની અંદર બધી જાતિનાં બાળકોને તેમની માતૃભાષામાં શરૂઆતની પ્રાથમિક કેળવણી ફરજિઆત શિખવવાને કેવી રીતે ગોઠવણ કરવામાં આવશે તે;

(ન) યોજના પરત્વે વારંવાર થતું અને વારંવાર નહિ થતું ખર્ચ, અને સ્થાનિક સત્તાધીશ મંડળે તે ખર્ચમાંથી પોતાના હિસ્સાના ખર્ચનાં નાણાં ભેગાં કરવાની શી જોગવાઇ કરેલી છે તે; અને

(ચ) ફરજિઆત વિસ્તારની અંદર સ્થાનિક સત્તા નહિ ધરાવનારી કોઈ મ્યુનિસિપાલિટિ હોય તો તેણી મ્યુનિસિપાલિટિએ સ્થાનિક સત્તાધીશ મંડળના મત પ્રમાણે કેટલો વાર્ષિક ફાળો આપવો પડશે તે જણાવવું પડશે.

જરૂર જણાય તેવી તપાસ કર્યા પછી ઉપરની યોજનામાં સુધારો વધારો કરીને અગર કર્યા સિવાય નામદાર સરકાર

કલમ ૧૨. તેને મંજુર કરશે.

મંજુર કરેલી યોજના સ્થાનિક સત્તાધીશ મંડળ સરકારની મંજુરી મેળવીને પાછી ખેંચી લઈ શકશે, અગર વારંવાર

કલમ ૧૫. તેમાં સુધારો વધારો કરી શકશે, અગર સરકાર તે યોજનામાં સુધારો વધારો કરવાનો, અગર તેને

રદ કરવાનો અગર તેને થોડો વખત બંધ રાખવાનો હુકમ તેમ

કરવાનાં કારણો બતાવીને મુંબઈ સરકારી ગૅઝિટમાં પ્રસિદ્ધ કરીને કરી શકશે.

કલમ ૨૬ (૧). યોજના તૈયાર કરવા માટે કોઈપણ સ્થાનિક સત્તાધીશ મંડળને કહેવામાં આવે તેમ છતાં જે તે મંડળ યોજના તૈયાર કરશે નહિ અગર યોજના મંજુર કર્યા પછી મંજુર કરેલી યોજના પ્રમાણે શરૂઆતની પ્રાથમિક કેળવણી ફરજિઆત કરવાનો અને તે યોજનાને અમલમાં મૂકવાનો અગર અમલમાં મૂક્યા પછી જારી રાખવાનો યોગ્ય બંદોબસ્ત કરશે નહિ, તો યોગ્ય તપાસ કર્યા પછી જરૂર હશે તે પ્રમાણે યોજના તૈયાર કરવા માટે અગર યોજનાને અમલમાં મૂકવા માટે અગર અમલમાં મૂકેલી હશે તો જારી રાખવા માટે નામદાર સરકાર કોઈ માણસને નીમી શકશે અને તે સંબધમાં જે ખર્ચ થશે, તે સ્થાનિક સત્તાધીશ મંડળે સરકારને આપવુ પડશે.

કલમ ૨૬ (૨). જો ખર્ચ ઉપર પ્રમાણે આપવામાં આવશે નહિ તો તે વખતે જે માણસની પાસે મંડળના શરાફ તરીકે અગર બીજા સંબંધને લઈ સ્થાનિક સત્તાધીશ મંડળનાં નાણાં કબજામાં હશે, તે માણસને પોતાની પાસે હાથ પર જે નાણા હોય તેમાંથી અગર વખતો વખત તેની પાસે જે નાણાં આવે તેમાંથી ખર્ચના પૈસા આપવાનો હુકમ નામદાર સરકાર કરી શકશે, અને તેવા માણસે તે હુકમને માન્ય કરવો પડશે.

૧૩૨. યોજનામાં દાખલ કરવાની વિગતો. કેળવણી ઍક્ટની ૧૧ મી કલમ પ્રમાણે યોજનામાં જે વિગતો આપવાની છે, તે નીચે દર્શાવેલા ત્રણ વિભાગમાં પુરી પાડવી પડશેઃ—

(અ) જે બાળકો માટે ગોઠવણ કરવાની હોય તે બાળકોની અડસટે કાઢેલી સંખ્યા.

(બ) દસ વર્ષ કરતાં વધુ પહોંચે નહિ તેવો ફરજિઆત ધારો લાગુ પાડવા માટેનો સામાન્ય કાર્યક્રમ, અડસટે નક્કી કરેલા ખર્ચ સહિત.

(ક) કાર્યક્રમની દરેક વર્ષની વિગતવાર યોજના.

૧૩૩. ૧૩૨ મા નિયમના પેટા વિભાગ (અ) પ્રમાણે પુરી પાડવાની હકીકત પુરવણી ક, ડ, ઈ, અને ફ માં બતાવેલા પત્રકોના નમુના પ્રમાણે તૈયાર કરવી પડશે.

અડસટેનક્કી કરેલી બાળકોની કુલ સંખ્યા સંબંધી હકીકત પુરી પાડવાનો નમુનો.

૧૩૪. ૧૩૨ મા નિયમના પેટા વિભાગ (બ) માં જણાવવામાં આવેલા સામાન્ય કાર્યક્રમમા જે નિયમો વડે ફરજિઆત ધારો લાગુ પાડવો હોય, અને જે મુદતની અંદર કાર્યક્રમ પુરો કરવાનું ઠરાવેલું હોય, અને પોતાના હિસ્સાનું ખર્ચ પુરૂં પાડવા માટે સ્થાનિક સત્તાધીશ મંડળે જે ઉપાયો યોજવાની ગોઠવણ કરેલી હોય તે દર્શાવવું પડશે.

સામાન્ય કાર્યક્રમની અંદર દાખલ કરવાની વિગતો.

પુરવણી ગ, હ, અને ય માં આપેલા નમુનાનાં પત્રકો પણ તૈયાર કરવાં પડશે અને નામદાર સરકારને મોકલી આપવાં પડશે. પુરવણી ગ નું પત્રક દર વર્ષે જુદું બનાવવું પડશે.

૧૩૫. ૧૩૨ મા નિયમના પેટા વિભાગ (ક) માં જણાવવામાં આવેલી કાર્યક્રમની દરેક વર્ષની વિગતવાર યોજના પુરવણી જ માં બતાવેલા નમુના પ્રમાણે તૈયાર કરવી પડશે, અને ઓછામાં ઓછા એક વર્ષ પહેલાં નામદાર સરકારને મોકલી આપવી પડશે, એટલે ૧૯૨૬-૨૭ ની યોજના ૧ લી. એપ્રિલ ૧૯૨૫ પહેલાં મોકલી આપવી પડશે અને તે પ્રમાણે આગળ.

વિગતવાર યોજના.

## પ્રકરણ ૧૨ મું

### મરજિઆત ધોરણ પર પ્રાથમિક કેળવણીની અભિવૃદ્ધિ માટેની યોજના તૈયાર કરવા વિષે

૧૩૬. મરજિઆત ધોરણ પર પ્રાથમિક કેળવણીની અભિવૃદ્ધિ માટેની યોજનાના વિભાગ યોજનામાં નીચેના ત્રણ વિભાગમાં માગેલી હકીકત પાડવા વિષે. આપવી જોઈશે:—

(અ) ગોઠવણ કરવાની હોય તેવાં બાળકોની અડસટ્ટે નક્કી કરેલી કુલ સંખ્યા

(બ) દસ વર્ષથી વધુ મુદત પહોંચે નહિ તેવો કેળવણીની અભિવૃદ્ધિ માટેનો સામાન્ય કાર્યક્રમ, અડસટ્ટે નક્કી કરેલા ખર્ચ સહિત.

(ક) કાર્યક્રમની દરેક વર્ષની વિગતવાર યોજના.

૧૩૭. ૧૩૬ મા નિયમના પેટા વિભાગ (અ) માં માગેલી હકીકત આ નિયમોની પુરવણીઓ ક, ડ, ઈ, અને ફ માં અડસટ્ટે નક્કી કરે- આપેલાં પત્રકોના નમુના પ્રમાણે તૈયાર કરવી પડશે, લી બાળકોની અને સરકારને મોકલી આપવી પડશે. કુલ સંખ્યા.

૧૩૮. ૧૩૬ મા નિયમોના પેટા વિભાગ (બ) પ્રમાણે બનાવવાના સામાન્ય કાર્યક્રમમાં જે નિયમોને આધારે નિશાળો ઉઘાડવાનું નક્કી કર્યું હોય તે નિયમો, જે મુદતની અંદર કાર્યક્રમ પુરો કરવાનું નક્કી કર્યું હોય તે મુદત, અને પોતાના હિસ્સાનું ખર્ચ પુરૂં કરવાને સ્થાનિક સત્તાધીશ મંડળે જે ઉપાયો યોજવાનું ઠરાવ્યું હોય તે ઉપાયોની હકીકતનો સમાવેશ કરવો પડશે. આ નિયમોની પુરવણીઓ ગ, હ, અને યમાં બતાવેલાં પત્રકો પણ તૈયાર કરવાં પડશે, અને સરકારને મોકલી આપવાં પડશે: ગ પત્રક દરેક વર્ષને માટે જુદુંજ બનાવવું.

૧૩૯. ૧૩૬ મા નિયમના પેટા વિભાગ (ક) પ્રમાણે બનાવવાની કાર્યક્રમની દરેક વર્ષની વિગતવાર યોજના પુરવણી **વિગતવાર યોજના.** ક માં આપેલી સૂચના પ્રમાણે તૈયાર કરવી પડશે; અને ઓછામાં ઓછા એક વર્ષ અગાઉ સરકારમાં મોકલી આપવી પડશે: એટલે ૧૯૨૬–૨૭ ની સાલની યોજના તા. ૧ લી એપ્રિલ ૧૯૨૫ પહેલાં મોકલી આપવી જોઈશે, અને તે પ્રમાણે આગળ.

## પ્રકરણ ૧૩ મું.

## (બજેટ) અંદાજ પત્ર તૈયાર કરવા વિષે

### અ.—બજેટ

મુંબઈ પ્રાથમિક કેળવણી ઍક્ટ, ૧૯૨૩, કલમ ૪(૩)

સ્કૂલબોર્ડ તેનું વાર્ષિક બજેટ, અને તેની અંદર જે બધા ફેરફાર કર્યા હોય તે, સ્થાનિક સત્તાધીશ મંડળની મંજુરી માટે મોકલી આપશે.

સ્કૂલબોર્ડે બજેટ તૈયાર કરવા વિષે.

૧૪૦. (૧) નામદાર સરકાર નક્કી કરે તેવા નમુનાની અંદર સ્કૂલબોર્ડે દરેક વર્ષ માટે પ્રાથમિક બજેટ તૈયાર કરવુ પડશે, અને મોડામાં મોડું આગલા વર્ષના સપ્ટેમ્બર મહિનાની ૧ લી તારીખ સુધીમાં સ્થાનિક સત્તાધીશ મંડળને મંજુરી માટે મોકલી આપવું પડશે.

(૨) વર્ષની ઇલાકા ગ્રાન્ટ મંજુર થાય કે તરતજ સ્કૂલબોર્ડે બજેટમાં જરૂર જણાય તેવા સુધારાવધારા કરવા પડશે, અને સુધારેલું બજેટ સ્થાનિક સત્તાધીશ મંડળને છેવટની મંજુરી માટે મોકલી આપવું પડશે. સ્થાનિક સત્તાધીશ મંડળ તે સુધારેલા બજેટમાં યોગ્ય લાગશે તેવા સુધારાવધારા કરશે અને તા. ૧ લી માર્ચે સુધારેલું બજેટ મંજુર કરશે.

### બ.—જમાખર્ચનો હિસાબ

પ્રાથમિક કેળવણી ફંડનું બંધારણ.

૧૪૧. (૧) દરેક સ્થાનિક સત્તાધીશ મંડળના સ્કૂલબોર્ડે પ્રાથમિક કેળવણીફંડ રાખવું પડશે. આ ફંડનાં નાણાં હિંદુસ્તાનની ઇમ્પીરિઅલ બેન્કની જો શાખા હોય તો તે સ્થાનિક શાખામાં અગર સરકાર માન્ય રાખે તેવી બીજી બેન્કમાં અગર કોઓપરેટિવ સોસાઇટીઝ ઍક્ટ, ૧૯૧૨ મુજબ રજિસ્ટર કરેલી અગર રજિસ્ટર કરેલી ગણવામાં આવતી કોઓપરેટિવ સોસાઇટીમાં અગર સરકારી તિજોરીમાં રાખવાં પડશે.

પ્રાથમિક કેળવણી-ફંડ શાનું બનાવવું તે વિષે.

(૨) નીચે દર્શાવેલ નાણાં પ્રાથમિક કેળવણીફંડના ભાગરૂપ થશે, અગર પ્રાથમિક કેળવણીફંડમાં આપી દેવામાં આવશેઃ—

(અ) કેળવણી ઍક્ટ અમલમાં મૂકવામાં આવે તે વખતે સ્થાનિક સત્તાધીશ મંડળ જિલ્લા લોકલબોર્ડ હોય તો કેળવણીના લોકલફંડની શિલિક અને સ્થાનિક સત્તાધીશ મંડળ કોઈ મ્યુનિસિપાલિટિ હોય તો સ્કૂલફંડની શિલિક.

(બ) પ્રાથમિક કેળવણી માટે સ્થાનિક સત્તાધીશ મંડળે આપવાની ગ્રાન્ટ, જેની અંદર સ્થાનિક સત્તાધીશ મંડળ જિલ્લા લોકલબોર્ડ હોય તો મુંબઈ લોકલબોર્ડ ઍક્ટ ૧૯૨૩ ની કલમ ૮૦ ના આધારે જે ઉપજનો ભાગ કેળવણીના કામમાં વાપરવાનો છે, તે ભાગનો સમાવેશ કરશે.

(ક) પ્રાથમિક કેળવણી માટે નામદાર સરકારે આપવાની ગ્રાન્ટ.

(ડ) સ્થાનિક સત્તાધીશ મંડળ જિલ્લા લોકલબોર્ડ હોય તો જિલ્લામાં આવેલી સ્થાનિક સત્તા નહિ ધરાવનારી મ્યુનિસિપાલિટિઓનો ફાળો.

(ઇ) પ્રાથમિક શાળામાંથી આવેલી ફી અને દંડની રકમ.

(ફ) પ્રાથમિક કેળવણી માટે વારંવાર એવી બીજી જે રકમો મળે તે.

ફંડનાં નાણાં ઉપાડવા વિષે.

૧૪૨. કોઈ પણ ચેક અગર રૂક્કામાં સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારે સહી કરી હશે, અને સ્કૂલબોર્ડના ચેરમેને અગર તેની ગેરહાજરીમાં ચેરમેને ચેક અગર રૂક્કામાં તપાસી સામે સહી કરવાની સત્તા આપેલી હોય તેવા વાઇસ-ચેરમેને અગર સ્કૂલબોર્ડના સભ્યે તપાસી સામે સહી કરી હશે, તે સિવાય પ્રાથમિક કેળવણી ફંડમાંથી ચેક અગર રૂક્કાનાં નાણાં બેન્ક અગર સરકારી તિજોરીમાંથી આપવામાં આવશે નહિ. ઉપરની સત્તા આપવા સંબંધી જે બેન્ક અગર સરકારી તિજોરીમાં પ્રાથમિક

કેળવણી ફંડનાં નાણાં રાખવામાં આવેલાં હોય તે બેન્ક અગર તિજોરીને ચેરમેને વખતસર યોગ્ય ખબર આપવી.

**બરાબર તપાસવા માટે સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારને જોખમદાર ગણવામાં આવશે.**

૧૪૩. કોઈ ચેક અગર રૂક્કો તૈયાર કરવામાં આવે તે પહેલાં તેને લગતી બધી પહોંચો અને બધાં ભરતીયાંની બારીક તપાસ કરવા માટે સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારને જોખમદાર ગણવામાં આવશે, અને કંઈ અસાધારણ બાબતને માટે પૈસા લેવામાં આવતા હોય તો તે અસાધારણ બાબત ચેરમેન, વાઈસ-ચેરમેન, અગર ચેક અગર રૂક્કામાં તપાસીને સામે સહી કરનાર સ્કૂલબોર્ડના બીજા કોઈ સભ્યના ખાસ ધ્યાનમાં લાવવાની ફરજ સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારની રહેશે.

**સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારે નાણાં વહેંચવા વિષે.**

૧૪૪. સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારે બધાં નાણાંની યોગ્ય વ્યવસ્થા કરવી પડશે.

**આવકજાવકનો હિસાબ રાખવાનો નમુનો.**

૧૪૫. દરેક સ્થાનિક સત્તાધીશ મંડળના સ્કૂલબોર્ડે આવકજાવકનો હિસાબ સરકાર નક્કી કરે તેવા નમુના પ્રમાણે રાખવો પડશે.

**હિસાબનો સંક્ષિપ્ત સાર ડિરેક્ટર ઑફ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનને મોકલવા વિષે.**

૧૪૬. દરેક સરકારી વર્ષમાં થએલા આવકજાવકનો સંક્ષિપ્ત સાર સરકારે નક્કી કરેલા નમુનાની અંદર વર્ષ પુરું થયા પછી જેમ બને તેમ તાકીદે ડિરેક્ટર ઑફ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનને મોકલી આપવો પડશે.

## ૬.—હિસાબની તપાસણી

૧૪૭. પ્રાથમિક કેળવણીફંડના આવકજાવકનો હિસાબ સરકાર ફરમાવે તેને વખતે, તેવી રીતે, સરકાર ઠરાવે તેવો

**હિસાબની તપાસણી**

હિસાબની તપાસણી કરનાર અમલદાર તપાસશે, અગર મેળવશે, અગર તેવા અમલદારની દેખરેખ નીચે તપાસવામાં આવશે, અગર મેળવવામાં આવશે.

**હિસાબ, ચોપડા વગેરે હિસાબની તપાસણી કરનાર અમલદાર જોઈ શકે તે વિષે.**

૧૪૮. ૧૪૭ મા નિયમ પ્રમાણે નીમવામાં આવેલો હિસાબની તપાસણી કરનાર દરેક અમલદાર સ્કૂલબોર્ડના કબજામાં અગર તેના તાબામાં જે જે હિસાબ, ચોપડાઓ, ખતપત્ર, કરારનામાં, પહોંચો, અને બીજા બધા દસ્તાવેજ અને દફતર હશે તે જોઈ શકશે.

**સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદારે હિસાબની તપાસણી કરનાર અમલદારને મદદ કરવા વિષે.**

૧૪૯. સ્કૂલબોર્ડનો વહીવટ કરનાર અમલદાર હિસાબની તપાસણી કરનાર અમલદારે કાઢેલા વાંધાનો નિકાલ કરવામાં તેને મદદ કરશે, અને જે બધા વાંધાનો નિકાલ હિસાબની તપાસણી કરનાર અમલદારની સમક્ષ ન થયો હોય, તે બધા વાંધા સ્કૂલબોર્ડની આવતી મીટિંગમાં રજુ કરશે.

**હિસાબની તપાસણી કરનાર અમલદારનો રિપોર્ટ કોને મોકલવો તે વિષે.**

૧૫૦. હિસાબની તપાસણી કરનાર અમલદારનો દરેક સ્કૂલબોર્ડના હિસાબનો રિપોર્ટ સરકારમાં મોકલવો પડશે, અને તેની નકલો સ્થાનિક સત્તાધીશ મંડળના પ્રમુખને, સ્કૂલબોર્ડના ચેરમેનને, ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનને તથા સંબંધ ધરાવનાર જિલ્લા કલેક્ટરને મોકલવી પડશે.

**હિસાબની તપાસણીના વાંધાનો જવાબ આપવા વિષે.**

૧૫૧. હિસાબ તપાસણીના જે બધા વાંધાઓ હિસાબની તપાસણી કરનાર અમલદારે હિસાબ જોતી વખતે અગર હિસાબ તપાસણીના રિપોર્ટમાં દર્શાવ્યા હોય તે બધા વાંધાનો જવાબ સ્કૂલબોર્ડે વાંધાઓ મળ્યા પછી બે માસની અંદર કરવો પડશે.

## પરિશિષ્ટ અ

| પછાત | હલકી | પછાત | હલકી |
|---|---|---|---|
| અગસા | અદ્વીચીંચર | ધાડી | ઢોડીઆ |
| આગેર | અલીકર | ધાંચી | ઘોર |
| આગરી | બહુરૂપી | ગોલા | દુબળા' |
| આહીર | બજાણીયા | ગોલ્લા | ગામટા |
| અલ્કારી | બાલસંતોષી | ગોંગડીકર | ગંધ્રપ |
| અંબીગ | બાન્ડી | ગુડીગર | ગારૂડી |
| આરેર | બારડા | ગુરવ | ઘાડશી |
| અનારી | બાર્ટલ | હબ્બુ | ઘીસડી |
| આત્તે વક્કલ | બાવા | હજામ | ગોન્ડ |
| બાબીયા | બાવચા | હાલેપૈક | ગોન્ધાલી |
| બાધાઇ | બાજીગર | હાલીર | ગોપાલ |
| બાડીગ | બલદાર | હલવાકી વક્કલ | હલસાર |
| બાગડી | બેરાડ (બિડર) | હંબાર | હેલાવ |
| બાજીર | ભાંભી | હરિદાસ | હોલીઆ |
| બાકડ | ભામટા | હરકંટા | જાગરીઆ |
| બંધારા | ભાંડ | હાટી | જાગીઆસી(સિંધ) |
| બારી | ભંગી | ઇલીગર | જાજક (સિંધ) |
| ભાડભુંજા | ભરાડી | જાજરી | જાટીઆ |
| ભંડારી | ભાટ (અથવા) | જાટ | જોગી |
| ભરવાડ | બારોટ | જીન્ગાર | જોગીન્ |
| ભાવસાર | ભવયા | કબ્બાલીગર | જોશી |
| બોઈ | ભાવીન્ | કચારી | જોહારી |
| બોગર | બીલ | કાછીઆ | કાહર |
| ચતુર્થ | ભીસ્તી | કચી | કૈકાડી |
| ચૌકલશી | બુટે | કલાલ | કંજરી |
| ડબગર | બુરૂડ | કલાવંત | કટકરી |
| દરજી | ચંભાર | કમાડી | કાપડી |
| ધંગાર | ચામઠા | કુમાર | કાટ્ટઇ |
| ધાવડ | ચાંદલગર | કામલી | ખાલપા |
| ધોબી | ચપ્પરબંદ | કાનડા | ખાટી (સિંધ) |
| ગાબીટ | ચારણ | કંચાગર | ખવાસ |
| ગામ વક્કલ | ચીત્રકારી | કંસારા | કીલીકેટ |
| ગંધારીઆ | ચોધરા | કારે વક્કલ | કોકણા |
| ગાન્નીગ | ચુહાર | કસાઈ | કોલહાટી |
| ગાવડા | દાસ | કસાર | કોલી મહાદેવ |
| ગાવલી | દેપલા | કાટરી | કોલી મલાર |
| ગવન્ડી | ઢેડ | કાઠી | કોલી ઘોર |

| પછાત | હલકી | પછાત | હલકી |
|---|---|---|---|
| કેલસી | કોલધા | ઓસથમા | સંગાર |
| ખરાદી | કોરવા | ઓતારી | સંજોગી |
| ખરાક | કોરચર | પદમસાળી | સંન્યાસી |
| ખારવા | કોરી (સિંધ) | પદતી | સોપ્પાલીગ |
| ખેત્રી | કોટેગર | પગી | સરાણીઆ |
| ખાત્રી | કુકોહરિયા(સિંધ) | પંચોલી | સારોડી |
| ખીત્રી (સિંધ) | શામાણી | પરીત | સરવડે |
| કીરાદ | માહર | પટેલીઆ | શિકારી |
| કોળી ગુજરાતના | મરાલ | પાટેગર | સીડવ |
| કોલી મોન | મગ્સાવ | પટવેકુરી | સોચી |
| કોમારપેક | મોંગ અને માડીગ | પેંધરી | સુલર |
| કોષ્ટી | મોંગ ગરૂડી | પીંજારી | સુથરીઆ (સિંધ) |
| કોટ | માન્માંલ | રબારી | તકારી |
| ક્ષત્રી | મે | રંગી | ઠાકર (રત્નાગીરી) |
| કુદા વક્કલ | મીઆણા | રજપૂત | ઠાકુર (ઉત્તર |
| કુલમા | મધવાર | રાવત | કોંકણ) |
| કુંભાર | મોચી | સગર | તીહાર |
| કુણબી અને કણબી | મુકરી | સાઆ | તીરામાલી |
| કુચા વક્કલ | મોરલી;વાઘ્યા | સંધાર | તુરી |
| કુલગી | નાયકડા | સારીકરી | ઉંદરી |
| કુરેવ | નંદીવાલે | સરવણ | વાડર |
| લાડ | નાંગા | સતારકર | વાદી |
| લાડક | નટ | સથવારા | વાઘરી |
| વાકનેરી | નાથ | શીરોગર | વડુ |
| લિંગાયત | ઓડ | શીમ્પી | વરી |
| લોટા | પટારીઆ | શુદ્ર (સુદીર) | વંજતરી |
| લુહાર | પદીઆર | સુતાર | વલહાર |
| માછી | પોંગુલ | સુવાર | વંજારી |
| મહીઆ | પત્રદવરૂ | તાંબટ | વરલી |
| માળી | પથ્થરવાટ | તંબોળી | વાસુદેવ |
| મરાઠા | પવયા | તરૂ | વીર |
| મર્સદ (સિંધ) | ફણગે પારધી | તેલ ગુંડગ | વીરોઠીઆ |
| મેર | ફુડગી | તેલી | ઝારેકરી |
| મોગર | પોમલા | ઠાકોર (સિંધ) | ——— |
| નાદાર | રામેવર | ઘોરી | |
| નાઘોરી | રાવકરી | ટીગલા | પછાત: |
| નાયકવાડી | રામોશી | ટીમલીઆ | વાઘેર |
| નાયર | રાવળીઆ | ટીરગલી | વદાન |
| ન્હાવી | સહદેવ જોશી | ઉપ્પાર | વાકલર |
| [illegible] | [illegible] | વંઝા | ——— |

## મુંબઈ યુનિવર્સિટિની બી. ટી. (બૅચેલર ઑવ્ ટીચિંગ)ની ડિગ્રી માટેની છેલ્લી પરીક્ષામાં પુછાએલા કેટલાક પ્રશ્નોઃ-

---

૧. 'મગજ' પોતાનું કામ કેવી રીતે કરે છે તે આકૃતિ આપી સમજાવો.

૨. શિક્ષણમાં વિષયોની સંકલનાની અગત્ય સમજાવો ( ઉદાહરણ સહિત ).

૩. 'પ્રેરણા' એટલે શું ? ચારિત્ર્યના બંધારણમાં પ્રેરણા કેવી રીતે સહાયભૂત થાય છે સમજાવો.

૪. 'ટેવ' અને 'પ્રેરણા' વચ્ચે શો ભેદ છે ? બાળકો સારી ટેવો સ્વીકારે અને ખરાબ ટેવો છોડી દે એવા હેતુથી તમે કયા સિદ્ધાંતોનું અવલંબન કરશો ?

૫. 'લાગણી' એટલે શું ? તેનાં લક્ષણ ગણાવો. બાળકોની લાગણીઓને શિક્ષકે કેટલે દરજ્જે ઉત્તેજન આપવું ?

૬. શિક્ષણમાં "સંસ્કાર" ની અગત્ય વિષે દૃષ્ટાંતો આપી વિવેચન કરો.

૭. 'કેળવણીનો ઉદ્દેશ' તમારા પોતાના અભિપ્રાય પ્રમાણે કયો હોઈ શકે તેનું દલીલો આપી વિવેચન કરો.

૮. 'રમત' ની પ્રવૃત્તિ બાળકને ઉપયોગી છે એમ કહેવાનું શું કારણ ? કેળવણીના કાર્યમાં એ પ્રવૃત્તિનો તમે કેવી રીતે ઉપયોગ કરશો ?

૯. જીવનશાસ્ત્રની દૃષ્ટિએ કેળવણીની અગત્ય શી છે તે સમજાવો. એ દૃષ્ટિએ કેળવણીની પદ્ધતિ પર શી અસર કરી છે ?

૧૦. "જે કેળવણીથી બાળકનું વ્યક્તિત્વ ખીલે ને બહાર પડે તેજ કેળવણી 'કુદરતને અનુસરતી' કેળવણી છે"

ઉપલા વાક્યનો અર્થ સમજાવો.

એ ઉક્તિમાં રહેલાં સત્યને વ્યાવહારિક સ્વરૂપ આપવા માટે આધુનિક સમયમાં કેવા પ્રયાસો થવા માંડ્યા છે તે જણાવો.

૧૧. 'ચારિત્ર્ય' એટલે શું ? 'ચારિત્ર્ય'ની ખીલવણીમાં કેળવણી કેવી રીતે અને કેટલે અંશે સહાયભૂત થઈ શકે એમ છે ?

૧૨. માનસશાસ્ત્રની દૃષ્ટિએ 'અનુકરણ'નો અર્થ કરો. સંક્ષેપમાં વ્યાખ્યા લખો.

૧૩. બાળકનાં સ્વપ્નો શિક્ષકને તેની કેળવણીના કાર્યમાં કેવી રીતે ઉપયોગી નીવડે છે એ લખો.

૧૪. પેસ્ટેલૉઝી, ફ્રબલ, હર્બાર્ટ અને મૉન્ટેસોરી–એમણે કેળવણી સંબંધી વિચારમાં અને કેળવણીની પદ્ધતિમાં શો ઉમેરો અથવા ફેરફાર કર્યો છે તે જણાવો.

૧૫. નીચેની સંસ્થાઓ પૈકી ગમે તે એકનું વર્ણન લખોઃ—

(૧) રેવરંડ મેકૂકીની યોજના પદ્ધતિથી ચાલતી ગ્રામ્યશાળા.

(૧) બોળપૂરનું ડૉ. રવીન્દ્રનાથ ટાગોરનું શાંતિનિકેતન.

(૨) હરદ્વારનું ગુરુકૂળ.

૧૬. આપણા દેશમાં હાલમાં કેળવણીની જે પદ્ધતિ પ્રચલિત છે તેની રચનામાં કયા કયા મહાન અંગ્રેજ અધિકારીઓએ ભાગ લીધો હતો તેમનાં નામ લખો, અને તેની રચનામાં તેમણે શો ભાગ લીધો હતો તે જણાવો.

૧૭. આપણા દેશમાં પ્રાચીન સમયમાં કેળવણીનાં જે આદર્શોનું અવલંબન કરવામાં આવતું હતું તે પૈકી જે કોઈ આદર્શોનું, આપણી હાલની પરિસ્થિતિનો ખ્યાલ રાખીને, આધુનિક સમયમાં પણ અવલંબન કરવું ઇષ્ટ જણાતું હોય તેવા આદર્શોનું વર્ણન કરો.

૧૮. નીચેનાં અવતરણોમાંથી ગમે તે ૬ ની પસંદગી કરી તેમના લેખકોનાં નામ લખો. તે અવતરણોના અર્થ પણ લખોઃ—

(૧) "પુનઃકથન અભ્યાસની માતા છે."

(૨) "ગોખવું એ નહિ સમજવા બરાબર છે."

(૪) "કેળવણીનો હેતુ મનુષ્યની અંદર કંઈપણ વધારે ઘુસાડવાનો નથી, પણ તેની કનેથી વધારે વધારે પ્રમાણમાં તેને બહાર કાઢવાનો છે."

(૫) "એટલું તો સ્પષ્ટજ છે કે જે કામ કરવાની આપણે આપણી ફરજ સમજીએ છીએ તેનો અભ્યાસ પણ કરવાની આપણી ફરજ જ છે."

(૬) "મારે મન તો ભણતું-જ્ઞાન સંપાદન કરવું-એ કેળવણીનું છેલ્લું અને સૌથી થોડી અગત્યનું કાર્ય છે."

(૭) "જ્યારે વર્ગમાં બાળકો પાઠમાં લક્ષ આપે નહિ અને તેમને તેમાં રસ પડે નહિ એવું શિક્ષકને સમજાય ત્યારે તેનું કારણ શોધતાં શિક્ષકે પોતાની તરફ પણ દષ્ટિ કરવાની છે."

(૮) "આપણા તત્ત્વજ્ઞાનના પહેલા શિક્ષકો આપણા પગ, હાથ અને ચક્ષુ-એજ છે."

(૯) "ઇન્દ્રિયોમાં જેનો પ્રવેશ નથી થયો તેનો બુદ્ધિમાં પણ પ્રવેશ ન થઈ શકે."

(૧૦) "કેળવણીનું કાર્ય કરનાર શિક્ષકનું કામ બાળકને વિજ્ઞાનના કોઈ પણ ભાગમાં સંપૂર્ણ રીતે પ્રવીણ બનાવવાનો નથી પણ ભવિષ્યમાં તેને તેમાંથી જે કોઈ ભાગનું જ્ઞાન લેવાની જરૂર પડે તે મેળવવા માટે તેને તે વખતે યોગ્યતા મળે અને તેમાં તે કુશળતા મેળવી શકે એવું તેના મનને વલણ મળે એ છે."

## સરકારી જાહેર ખબર

### ઉ. વિ૦ ની સને ૧૯૨૪ માં લેવાએલી કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલી, કન્યાઓનાં નામની યાદી

( ઉ. વિ. ના મે. એ. ઈ. સાહેબના હુકમ નં. ૧૩૭૦૩ તા. ૨૫–૨–૧૯૨૫ ઉપરથી )

| નં | નામ | માર્ક | નં | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | અમદાવાદ જિલ્લો. | | | | |
| ૧ | એસ કહાનજી ખ્રિસ્તી | ૪૨૯ | ૧૬ | અન્નપૂર્ણા ગૌરિશંકર જાની. | ૩૩૮ |
| ૨ | અજવાળી કેશવલાલ અમદાવાદી | ૪૨૫ | ૧૭ | શાંતાગવરી માણશંકર જોષી. | ૩૩૩ |
| ૩ | સુશિલા કહાનજી ખ્રિસ્તી | ૪૦૭ | | શાંતા પરભુલાલ મહેતા. | ૩૩૨ |
| ૪ | પ્રભાવતી શંકરભાઇ દુગીઆ | ૩૯૧ | ૧૯ | હીરા નર્મદાશંકર ત્રિવેદી. | ૩૨૭ |
| ૫ | ચંદન શંકરભાઈ પટેલ. | ૩૯૦ | ૨૦ | હેલીના કેશવલાલ જોસાયા. | ૩૨૪ |
| ૬ | લીલાવતી માણેકલાલ ઠાકર | ૩૮૯ | ૨૧ | કાશી સોમાભાઈ વાળંદ | ૩૨૨ |
| ૭ | બહેરોજ ફરદુનજી મહેતા. | ૩૮૦ | | ચંચળગવરી ડાહ્યાભાઇ ખત્રી. | ૩૨૨ |
| ૮ | ચંદ્રા સત્યાનંદ ખ્રિસ્તી. | ૩૭૮ | ૨૩ | એસ સુલેમાન રાનીપુરીઆ. | ૩૧૭ |
| ૯ | રૂથ રણછોડ ખ્રિસ્તી. | ૩૭૧ | ૨૪ | પારવતી નારાયણ જોષી. | ૩૧૨ |
| ૧૦ | મણિ ગોકળદાસ પીપરવાલા. | ૩૬૮ | ૨૫ | ચંદન ચુનિલાલ મિસ્ત્રી. | ૩૧૧ |
| ૧૧ | હીરા ત્ર્યંબકલાલ ભટ. | ૩૬૭ | | હીરાલક્ષ્મી વાડીલાલ શેકવાલા. | ૩૧૧ |
| ૧૨ | મૂળી જેશંકર જોષી. | ૩૫૭ | ૨૭ | શારદા જીવતરામ પંજા. | ૩૦૮ |
| ૧૩ | સાલોમી વીરા ખ્રિસ્તી. | ૩૪૮ | ૨૮ | પારવતી સોમનાથ ભગત. | ૩૦૭ |
| ૧૪ | જમુના ગોકળદાસ શાહ. | ૩૪૩ | ૨૯ | ચંપાગવરી ત્ર્યંબકલાલ ત્રિવેદી. | ૩૦૫ |
| ૧૫ | કમળા બાલાશંકર ત્રવાડી. | ૩૪૨ | ૩૦ | લાભગવરી ભાનુશંકર ત્રવાડી. | ૩૦૪ |

| | | |
|---|---|---|
| ૩૧ | રૂક્ષ્માણી તુલસીદાસ ભટ. | ૩૦૦ |
| ૩૨ | શાંતાગવરી માણેકશંકર આચાર્ય. | ૨૯૧ |
| ૩૩ | દીના મહીજી ખ્રિસ્તી. | ૨૯૦ |
| ૩૪ | અંબા ઉમેદરામ શાહ. | ૨૮૮ |
| ૩૫ | હીરાલક્ષ્મી હરિલાલ ભટ. | ૨૮૭ |
| ૩૬ | શારદા ચંદુલાલ શાહ. | ૨૮૧ |
| ૩૭ | ચંચળ ઓધવ શાહ. | ૨૮૦ |
| ૩૮ | ઝવેરી ગુલાબચંદ શેઠ. | ૨૭૯ |
| ૩૯ | પ્રીતિ પાઉલ ખ્રિસ્તી. | ૨૭૨ |
| ૪૦ | મેના લક્ષ્મીચંદ ચોહાણ. | ૨૬૮ |
| | મંગળા મોહનલાલ ત્રવાડી. | ૨૬૮ |
| ૪૨ | રસીલા રણછોડલાલ શાહ. | ૨૬૭ |
| ૪૩ | સવીતાબેન અમૃતલાલ જોષી. | ૨૬૨ |
| ૪૪ | હસમુખ માણેકલાલ પંડ્યા. | ૨૫૮ |
| ૪૫ | બનકુંવર પ્રભાશંકર ત્રવાડી. | ૨૫૫ |
| | તારાગવરી રણછોડલાલ ઓઝા. | ૨૫૫ |
| ૪૭ | ધુળી પુંજાભાઇ પટેલ. | ૨૪૬ |
| ૪૮ | સુભદ્રા ગણપતરામ ભટ. | ૨૪૩ |
| ૪૯ | શાંતા હરિલાલ ત્રવાડી. | ૨૪૨ |
| ૫૦ | કાશી મરઘાભાઈ પટેલ. | ૨૩૦ |
| ૫૧ | વિજયાગવરી નંદલાલ ત્રવાડી. | ૨૨૭ |
| ૫૨ | લાવતા ભાઇચંદ સોની. | ૨૧૮ |
| ૫૩ | જમુ સોમચંદ ગોળવાળા. | ૨૧૨ |

ખેડા જિલ્લો.

| | | |
|---|---|---|
| ૧ | અની કુઇન્ટા ગોવિંદ ક્રિશ્ચિયન. | ૪૮૪ |
| ૨ | ફુલમણિ ફકીરભાઇ રાઠોડ. | ૪૬૯ |
| ૩ | કેરોલીન મણિલાલ દેસાઇ. | ૪૫૯ |
| | સાલોમી ધનજી ખ્રિસ્તી. | ૪૫૯ |
| ૫ | મંતાવ ભગવાન ક્રિશ્ચિયન. | ૪૫૬ |
| ૬ | સહનશીલ મોતીલાલ ખ્રિસ્તી. | ૪૪૯ |
| ૭ | સાણેક વિલિઅમ ક્રિશ્ચિયન | ૪૪૩ |
| ૮ | સોમત્રા જોસંગ ખ્રિસ્તી. | ૪૩૭ |
| ૯ | દરકાસ ડેનઅલ ખ્રિસ્તી. | ૪૩૫ |
| ૧૦ | પ્રીતિ નાથાજી ક્રિશ્ચિઅન. | ૪૩૪ |
| ૧૧ | ફ્લીરા કહાનજી ખ્રિસ્તી | ૪૧૨ |
| ૧૨ | રૂક્ષ્મણી માધવ ખ્રિસ્તી. | ૪૧૦ |
| ૧૩ | સુકીર્તિ દાભાઈ ખ્રિસ્તી. | ૪૦૨ |
| ૧૪ | લુઇસ સેમ્યુઅલ ખ્રિસ્તી. | ૩૯૮ |
| ૧૫ | મંજુલા છગન કંથારિઆ. | ૩૯૪ |
| ૧૬ | મરીઅમ કચરા ખ્રિસ્તી. | ૩૯૨ |
| ૧૭ | એગ્નીસ જયમલ ખ્રિસ્તી. | ૩૯૦ |
| ૧૮ | નેઓમી હાસમ ખ્રિસ્તી. | ૩૭૪ |
| ૧૯ | વિદ્યાગવરી પાઉલ ખ્રિસ્તી. | ૩૬૭ |
| ૨૦ | બ્લડીના પ્રેમચંદ ક્રિશ્ચિયન. | ૩૫૯ |
| ૨૧ | નેઓમી પુંજાલાલ ખ્રિસ્તી. | ૩૫૬ |
| ૨૨ | ઇસ્ટર ઇશા ક્રાઇશ્ચિઅન. | ૩૫૩ |

| | | |
|---|---|---|
| ૨૩ | ગંગાબેન સોમાભાઈ વાળંદ | ૩૪૯ |
| ૨૪ | રૂખી ગોકલ ખ્રિસ્તી | ૩૪૧ |
| ૨૫ | સુમિત્રા જીવનભાઈ ખ્રિસ્તી. | ૩૩૯ |
| ૨૬ | ભાનુમતી હરીલાલ પરિખ. | ૩૨૧ |
| ૨૭ | ગુલાબ ફુલા ખ્રિસ્તી. | ૩૧૯ |
| ૨૮ | મંગળા મોતીલાલ પુરોહિત. | ૩૧૫ |
| ૨૯ | { ચંચળબેન ગિરધરભાઈ રીલોત. | ૩૧૩ |
| | { તારા ગંગુ ખ્રિસ્તી. | ૩૧૧ |
| ૩૧ | મણિબેન રેવાશંકર પુરોહિત. | ૩૦૭ |
| ૩૨ | મણિબેન મોતીભાઈ પટેલ. | ૨૯૪ |
| ૩૩ | રૂથ માધવલાલ ખ્રિસ્તી. | ૨૮૩ |
| ૩૪ | ડાહીલક્ષ્મી કેશવલાલ ઠાકર. | ૨૮૦ |
| ૩૫ | ગંગાબેન મથુરભાઈ સોની. | ૨૭૪ |
| ૩૬ | મણિબેન સખાભાઈ પાટણવાડીઆ. | ૨૭૩ |
| ૩૭ | લવીના પ્રેમાભાઈ ખ્રિસ્તી. | ૨૬૩ |
| ૩૮ | ધનલક્ષ્મી જગન્નાથ ભટ. | ૨૫૧ |
| ૩૯ | હીરાબેન વાઘજીભાઈ પટેલ. | ૨૪૩ |
| ૪૦ | ડાહીબેન છગનભાઈ પટેલ. | ૨૪૨ |
| ૪૧ | પુંજીબેન જેસીંગભાઈ પટેલ. | ૨૩૯ |
| ૪૨ | માણેકબેન મગનલાલ ત્રિવેદી. | ૨૨૪ |
| | પંચમહાલ જીલ્લો. | |
| ૧ | રૂથેરિન નેથન ખ્રિસ્તી. | ૪૨૧ |
| ૨ | એમી ગગા ખ્રિસ્તી. | ૪૧૪ |

| | | |
|---|---|---|
| ૩ | પ્રેમસ જીવા ખ્રિસ્તી. | ૪૦૫ |
| ૪ | ઇસ્ટર ધનજી ખ્રિસ્તી. | ૩૮૪ |
| ૫ | મરીઅમ દાનીઅલ ખ્રિસ્તી. | ૩૬૩ |
| ૬ | મારા પ્રેમચંદ ખ્રિસ્તી. | ૩૬૨ |
| ૭ | { મરીઅમ મૂળજી ખ્રિસ્તી. | ૩૬૧ |
| | { સરા જોહુ ખ્રિસ્તી. | ૩૬૧ |
| ૯ | સુમિત્રા જીવા ખ્રિસ્તી. | ૩૪૭ |
| ૧૦ | નેઓમી બીજલ ખ્રિસ્તી. | ૩૪૫ |
| ૧૧ | લલિતા શાભઈ ખ્રિસ્તી. | ૩૧૫ |
| ૧૨ | સુશીલા જીભાઈ ખ્રિસ્તી. | ૩૧૩ |
| ૧૩ | સાલોમી કગ ખ્રિસ્તી. | ૩૧૨ |
| ૧૪ | મેરી ફુલચંદ ખ્રિસ્તી. | ૩૦૩ |
| ૧૫ | ડાહી નાગર ખ્રિસ્તી. | ૩૦૧ |
| ૧૬ | મરીઅમ પુંજાલાલ ખ્રિસ્તી. | ૨૯૯ |
| ૧૭ | સમજુ જગન્નાથ ઠાકર. | ૨૯૪ |
| ૧૮ | { ફેબી વહાલજી ખ્રિસ્તી. | ૨૯૨ |
| | { અચરત જીવરાજ તલાટી. | ૨૯૨ |
| ૨૦ | સુમિત્રી ખાનગર ખ્રિસ્તી. | ૨૯૧ |
| ૨૧ | { ડાહી મોહનલાલ જાની. | ૨૯૦ |
| | { હીરી દયાલ ખ્રિસ્તી. | ૨૯૦ |
| ૨૩ | માર્ગેટ ભુલાભાઈ ખ્રિસ્તી. | ૨૮૯ |
| ૨૪ | હરિગંગા ચતુર પટેલ. | ૨૮૭ |
| ૨૫ | એમી છગન ખ્રિસ્તી. | ૨૮૪ |

| | | |
|---|---|---|
| ૨૬ | કુસમન દુર્ગા ખ્રિસ્તી. | ૨૮૦ |
| ૨૭ | સોના મીઠાલાલ ખ્રિસ્તી. | ૨૭૨ |
| ૨૮ | ગિરિજાલક્ષ્મી ભોગીલાલ ત્રિવેદી. | ૨૬૬ |
| ૨૯ | વિદ્યાગવરી પુરુષોત્તમ ભટ. | ૨૬૨ |
| ૩૦ | જુલીઆં અમરીદાસ ખ્રિસ્તી. | ૨૬૧ |
| ૩૧ | લલિતા રણછોડજી મહેતા. | ૨૫૩ |
| ૩૨ | જસોદા છોટાલાલ શાહ. | ૨૫૧ |
| | અગ્નુસ ભાણા ખ્રિસ્તી. | ૨૫૧ |
| ૩૪ | લક્ષ્મી દક્ષસુખ શેઠ. | ૨૪૭ |

### ભરુચ જિલ્લો.

| | | |
|---|---|---|
| ૧ | ઓરપા નારણજી ખ્રિસ્તી. | ૩૬૫ |
| ૨ | સારા સોમચંદ ખ્રિસ્તી. | ૩૪૩ |
| ૩ | કપિલાગવરી હીરાલાલ ત્રિવેદી. | ૩૨૯ |
| ૪ | લલિતા ત્ર્યંબકલાલ જોષી. | ૩૧૫ |
| ૫ | ચંચળ હરિલાલ ચોકસી. | ૩૦૫ |
| ૬ | લલિતા અમૃતરામ હિંદીઆ. | ૨૯૫ |
| ૭ | સુંદરમતિ મોહનલાલ કાપડીઆ. | ૨૯૧ |
| | પારવતી ઉત્તમરામ ઠાકર. | ૨૯૧ |
| ૯ | ગમાનગવરી ઇશ્વરદાસ લીબાચીઆ | ૨૯૦ |
| | મંચ્છાબેન ગુમાનદાસ સાધુ. | ૨૯૦ |
| ૧૧ | બબુ ગણપતરાવ મરેઠા. | ૨૬૯ |

| | | |
|---|---|---|
| ૧૨ | જયાગવરી અમૃતલાલ ત્રિવેદી. | ૨૫૩ |
| ૧૩ | મણિગવરી ઇશ્વરદાસ લીબાચીઆ. | ૨૫૨ |
| ૧૪ | ચન્દ્રકાન્તા હીરાલાલ પંડ્યા. | ૨૫૧ |
| ૧૫ | ઉજમ ઇશ્વર કુંભાર. | ૨૪૫ |
| ૧૬ | અમથી સોમેશ્વર દેરાસરી. | ૨૩૪ |

### સુરત જિલ્લો.

| | | |
|---|---|---|
| ૧ | કેથી ડેવિડ માસ્તર. | ૪૪૭ |
| ૨ | નંદાગવરી આત્મારામ પરિખ. | ૪૨૭ |
| ૩ | પુતલાંબાઇ એદલજી સફરી. | ૪૧૩ |
| ૪ | ધનગવરી મગનલાલ જોષી. | ૪૦૨ |
| ૫ | લલિતાબેન રણછોડજી દેસાઇ. | ૩૫૭ |
| ૬ | બીબીબેન ગુલાબભાઈ જોષી. | ૩૫૪ |
| ૭ | કુંદનબેન રણછોડદાસ શાહ. | ૩૫૧ |
| ૮ | રમણગવરી રતિલાલ યાજ્ઞિક. | ૩૪૨ |
| ૯ | મનોરમાબેન લીંબાજીરાવ સસાને. | ૩૪૦ |
| ૧૦ | ઝવેરબેન નરસિંહભાઈ પટેલ. | ૩૩૭ |
| ૧૧ | લાડકોર કુંવરજી પટેલ. | ૩૨૨ |
| ૧૨ | કમળાબેન નારણજી જોષી. | ૩૧૫ |
| ૧૩ | હીરાંબાઇ હોરમસજી સુખેશવાલા. | ૨૯૯ |
| ૧૪ | ભીખીબેન બાબરભાઇ લોટીઆ. | ૨૯૮ |
| | રામલક્ષ્મીબેન ફાલ્ગુભાઈ મેગોડકર. | ૨૯૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬ | બનીબેન ભગાભાઇ પટેલ. | ૨૯૩ | ૨૬ | લાડીબેન રણછોડજી પટેલ. | ૨૫૨ |
| | મહેરબાઇ કાવસજી ગંભીર. | ૨૯૩ | | મંગળાગવરી છોટાલાલ શાહ. | ૨૫૨ |
| ૧૮ | ચંદમણી હરગોવન ઠાકર. | ૨૮૨ | ૨૮ | પારવતી હરિશંકર ભટ. | ૨૫૦ |
| ૧૯ | મણિબેન નિચ્છાભાઇ નાયક. | ૨૭૯ | | **સુરત ઉર્દુ.** | |
| ૨૦ | જાલનભાઈ મહેરવાનજી કામદ. | ૨૭૮ | | | |
| ૨૧ | જસવંતગવરી સુરજરામ ત્રિવેદી. | ૨૭૨ | | | |
| ૨૨ | રમણગવરી ઉત્તમરામ યાજ્ઞિક. | ૨૬૯ | ૧ | હલીમાબુ કાસમ દલાલ. | ૩૫૭ |
| ૨૩ | મંગુ જીવાભાઇ દેસાઇ. | ૨૬૨ | ૨ | અમનજી મહમદ હુસેનભાઇ ઉન્તારીવા. | ૩૪૮ |
| ૨૫ | જમુબાઇ લક્ષ્મણ અગ્રરી. | ૨૫૫ | ૩ | સાકરજી કાસમ દલાલ | ૩૦૨ |
| | મણિબેન નિચ્છાભાઇ પટેલ. | ૨૫૫ | ૪ | ફાતમાબીબી અનુમીઆં કાગઝી. | ૨૫૮ |

## બાગકામ સંબંધી જાહેરખબર

ગુ. શા. પત્રના ગયા જુન-જુલાઈ (૧૯૨૪)ના અંકમાં પૃ. ૨૧૪ મે ઉ. ભાગના એ. ઇ. ના હુકમ નં. ૩૫૩૭ તા. ૨૩-૬-૧૯૨૪ના આધારે પ્રકટ થએલી જાહેરખબર તરફ આથી સર્વે શિક્ષકોનું ધ્યાન ખેંચવામાં આવે છે, અને વિશેષમાં તેમને જણાવવામાં આવે છે કે માહે મે ના અંકમાં પ્રકટ થએલી "સૃષ્ટિજ્ઞાન અને બાગકામ માટેની સૂચનાઓ" મુજબ દરેક જિલ્લામાંથી, જે શિક્ષક બાગકામ વિષેનું સૌથી સારામાં સારૂં કામ કરી દેખાડશે તેને ચાલુ સાલમાં પણ રૂા. ૧૦) (દશ)નું ઇનામ આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. માટે નજીક આવતી ચોમાસાની ઋતુનો તેમણે સારામાં સારો લાભ લેવા પ્રયત્ન કરવો.

(૨) બાગકામ માટે જોઇતાં બી, "ગુ. શા. પત્રના મેનેજર, અમદાવાદ." એ સિરનામે અરજી મોકલી આપવાથી શિક્ષકોને મફત મોકલી આપવામાં આવશે.

(૩) ગઈ સાલ માટે જાહેર કરવામાં આવેલાં ઇનામ આપવા સંબંધીનો નિર્ણય થોડા વખતમાં થઈ જશે અને તે ઇનામ મેળવનાર શિક્ષકોના નામ રીતસર આ પત્રમાં પ્રકટ કરવામાં આવશે

# રણછોડલાલ છોટાલાલ ટેકનીકલ ઇન્સ્ટીટયુટ

## અમદાવાદ

### પ્રવેશિક પરીક્ષા

(ઉ. ભા. એ. ઈ. સા ના હૂકમ નં. ૧૪૮૩૦ તા. ૧૯-૩-૧૯૨૫ ઉપરથી)

---

આ સંસ્થાની પ્રવેશક પરીક્ષા તા. ૧૭ મી જુન ૧૯૨૫ ને બુધવારે દસવાગે આ ઇન્સ્ટીટયુટમાં લેવામાં આવશે.

આ ઇન્સ્ટીટયુટની અંદરઃ—

૧ મીકેનીકલ એન્જીનીઅરીંગ.

૨ કોટન વીવીંગ.

૩ કોટન સ્પીનીંગ.

આ પ્રમાણે ત્રણ જુદાં ખાતા રાખવામાં આવ્યાં છે. આ ત્રણ પૈકી ગમે તે એકજ ખાતામા વિદ્યાર્થીની ઇચ્છામુજબ દાખલ કરવામાં આવે છે. દરેક ખાતામાં વ્યવહારીક શિક્ષણ આપવા માટે પુરતા સાંચાઓની ગોઠવણ કરી છે, તેથી પાસ થએલો વિદ્યાર્થી મીલ અગર કારખાનામા કામ કરવાને સારો લાયક બની શકે છે.

અભ્યાસક્રમ—દરેક ખાતામાં અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે. લાયક વિદ્યાર્થીઓ માટે સ્કોલરશીપો તેમજ સારીની જગાઓ રાખવામાં આવી છે. અભ્યાસમાં જરૂરીઆતી ઓજારો સ્કૂલમાંથી આપવામાં આવે છે.

બહારગામના વિદ્યાર્થીઓની સવડ માટે બોર્ડીંગ હાઉસ પણ ઉઘાડવામાં આવેલું છે.

ઉમર—ઉમેદવારની ઉમર પ્રવેશક પરીક્ષાને દિવસે ૧૫ વર્ષની પુરી થતી હોવી જોઈએ.

દાખલ થવા માટે લાયકાત—દાખલ થવા ઇચ્છનાર ઉમેદવારોએ ઓછામાં ઓછું અંગ્રેજી પાંચમું ધોરણ પાસ કરેલું હોવું જોઈએ, પરંતુ ખાસ કરીને મેટ્રીક પાસ થએલાને અગર અંગ્રેજી સાત ધોરણ પુરાં કરેલા વિદ્યાર્થીઓને વધુ પસંદ કરવામાં આવે છે.

આ સિવાય અંગ્રેજી ત્રીજા ધોરણમાં પાસ થએલામાંથી અગર ગુજરાતી જાણનારમાં વર્નાકયુલર ફાઇનલ પરીક્ષા પાસ થએલામાંથી ફક્ત સારા છોકરાઓને કેટલીક વખત અપવાદ તરીકે દાખલ કરવામાં આવે છે, માટે તેવા વિદ્યાર્થીઓએ પણ દાખલ થવું હોયતો પ્રવેશક પરીક્ષામાં બેસવા માટે અરજી કરવી.

દાખલ થવા ઇચ્છતા તમામ ઉમેદવારોએ પોતાની અરજી ઇન્સ્ટીટ્યુટના છાપેલાં ફોર્મ ઉપર તા. ૧૫ જુન ૧૯૨૫ પહેલા મોકલી આપવી. સ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓએ આ અરજીઓ બનતાં સુધી એ વેકેશન પડતાં પહેલાં પોતાની સ્કૂલના હેડમાસ્તર મારફત ભરી મોકલવી, કે જેથી કરીને પાછળથી રજાઓને લીધે સ્કૂલ બંધ હોવાથી તેમને અડચણ પડે નહિ. નીચે જણાવેલા વિદ્યાર્થીઓ હેડમાસ્તરને બદલે પોતાના વાલીની સહી સાથે અરજીઓ તા ૧૫-૬-૨૫ સુધીમાં મોકલશે તો ચાલશે. આવા વિદ્યાર્થીઓએ ચોકસ જન્મ તારીખની ખબર નહોય તો ફક્ત ઉમર લખવી.

૧. મેટ્રીક પાસ થએલા વિદ્યાર્થીઓ.
૨. વર્નાકયુલર ફાઈનલ પાસ થએલા વિદ્યાર્થીઓ.
૩. હાલમાં કોઈ સ્કૂલમાં ભણતા ન હોય તેવા વિદ્યાર્થીઓ.
૪. ચાલુ સાલે મેટ્રીકમાં નપાસ થએલા વિદ્યાર્થીઓ.

પ્રવેશક પરીક્ષાનો ફીનો રૂ. ૧) પરીક્ષાને દિવસે લેવામાં આવશે. અરજી સાથે મોકલવો નહિ

પ્રવેશક પરીક્ષા દરેકને ફરજીઆત છે અને તેમાં પાસ થએલા વિદ્યાર્થીઓ પૈકી ફક્ત જરૂર જેટલા વિદ્યાર્થીઓનેજ લેવામા આવશે.

બહાર ગામના વિદ્યાર્થીઓને અરજીનાં ફોર્મ તથા ઇન્સ્ટીટ્યુટનુ વિગતવાર બોધક પત્રક અડધા આનાની ટિકિટ બીડવાથી મોકલી આપવામાં આવશે. અમદાવાદમાં રહેતા વિદ્યાર્થીઓએ જોઈતો ખુલાસો અમારી ઑફિસમાં આવી મેળવવો.

આ ઇન્સ્ટીટ્યુટ અમદાવાદ રેલ્વે સ્ટેશન પાછળ સરસપુર રોડ ઉપર આવેલું છે.

આર. સી. ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ,
અમદાવાદ તા. ૨૪-૩-૨૫

J. H. Mehta
પ્રિન્સિપલ.



અનાજ અને વનસ્પતિમાંથી સુવર્ણ ભસ્મજેવી મજબુત સ્વાદિષ્ટ
ચીજો બનાવીને ઉત્તમ પ્રકારનો ખોરાક લેવાની ઇચ્છા
હોય તો તમારી બ્હેનોને, માતાઓને,
પુત્ર—વધૂઓને અને તમારી ગૃહિણીને
અવશ્ય વંચાવો

**અન્નફળ, શાક, જાતજાતનાં પકવાન્નો બનાવવાની રીત**
**દર્શાવનારૂં પુસ્તક**
**દરેક કુટુંબમાં અવશ્ય રાખવા લાયક—નાની બાળાઓને**
**અવશ્ય અભ્યાસ કરવા લાયક**




લેખક તથા પ્રકાશક
ગં. સ્વ. લલિતગૌરી સામરાવ, તથા
ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ
નવીન સુધરેલી બીજી આવૃત્તિ
કિમ્મત રૂા ૩-૦-૦; સોનેરી ગીલ્ટનું પુઠું રૂા. ૩-૮-૦.
આ પુસ્તકની અંદર ૬૦૦ થી વધુ તરેહ તરેહનાં ખાવાના પકવાનો
બનાવવાના જુદા જુદા પ્રકારો દર્શાવવામાં આવ્યા છે

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.**
**કાલબાદેવી રોડ, મુંબઈ.**

દાખલ થવા ઇચ્છતા તમામ ઉમેદવારોએ પોતાની અરજી ઇન્સ્ટીટ્યુટના છાપેલાં ફૉર્મ ઉપર તા. ૧૫ જુન ૧૯૨૫ પહેલાં મોકલી આપવી. સ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓએ આ અરજીઓ બનતાં સુધી મે વેકેશન પડતાં પહેલાં પોતાની સ્કૂલના હેડમાસ્તર મારફત ભરી મોકલવી, કે જેથી કરીને પાછળથી રજાઓને લીધે સ્કૂલ બંધ હોવાથી તેમને અડચણ પડે નહિ. નીચે જણાવેલા વિદ્યાર્થીઓ હેડમાસ્તરને બદલે પોતાના વાલીની સહી સાથે અરજીઓ તા. ૧૫-૬-૨૫ સુધીમાં મોકલશે તો ચાલશે. આવા વિદ્યાર્થીઓએ મોકલ્યા જન્મ તારીખની ખબર નહોય તો ફક્ત ઉમર લખવી.

૧. મેટ્રીક પાસ થએલા વિદ્યાર્થીઓ.

૨. વર્નાક્યુલર ફાઈનલ પાસ થએલાં વિદ્યાર્થીઓ.

૩. હાલમાં કોઈ સ્કૂલમાં ભણતા ન હોય તેવા વિદ્યાર્થીઓ.

૪. ચાલુ સાલે મેટ્રીકમાં નપાસ થએલા વિદ્યાર્થીઓ.

પ્રવેશક પરીક્ષાનો ફીનો રૂ. ૧) પરીક્ષાને દિવસે લેવામાં આવશે, અરજી સાથે મોકલવો નહિ.

પ્રવેશક પરીક્ષા દરેકને ફરજીયાત છે અને તેમાં પાસ થએલા વિદ્યાર્થીઓ પૈકી ફક્ત જરૂર જેટલા વિદ્યાર્થીઓનેજ લેવામાં આવશે.

બહાર ગામના વિદ્યાર્થીઓને અરજીનાં ફૉર્મ તથા ઇન્સ્ટીટ્યુટનું વિગતવાર બોધક પત્રક અડધા આનાની ટિકિટ બીડવાથી મોકલી આપવામાં આવશે. અમદાવાદમાં રહેતા વિદ્યાર્થીઓએ જોઈતો ખુલાસો અમારી ઑફિસમાં આવી મેળવવો.

આ ઇન્સ્ટીટ્યુટ અમદાવાદ રેલ્વે સ્ટેશન પાછળ સરસપુર રોડ ઉપર આવેલું છે.

આર. સી. ટેક્નીકલ ઇન્સ્ટીટ્યુટ, અમદાવાદ તા. ૨૪-૩-૨૫ } J. H. M. elita પ્રિન્સિપલ.



અનાજ અને વનસ્પતિમાંથી સુવર્ણ ભસ્મજેવી મજબુત સ્વાદિષ્ટ
ચીજો બનાવીને ઉત્તમ પ્રકારનો ખોરાક લેવાની ઇચ્છા
હોય તો તમારી બ્હેનોને, માતાઓને,
પુત્ર—વધૂઓને અને તમારી ગૃહિણીને
અવશ્ય વંચાવો

**અન્નફળ, શાક, જાતજાતનાં પકવાન્નો બનાવવાની રીત**
**દર્શાવનારૂં પુસ્તક**
**દરેક કુટુંબમાં અવશ્ય રાખવા લાયક—નાની બાળાઓને**
**અવશ્ય અભ્યાસ કરવા લાયક**




લેખક તથા પ્રકાશક
ગં. સ્વ લલિતગૌરી સામરાવ, તથા
ગં સ્વ વિમલાગૌરી મગનલાલ.
નવીન સુધરેલી બીજી આવૃત્તિ
કિમ્મત રૂ ૨–૦–૦; સોનેરી ગીલ્ટનું પુઠું રૂ. ૩–૮–૦
આ પુસ્તકની અંદર ૬૦૦ થી વધુ તરેહ તરેહના ખાવાના પકવાનો
બનાવવાના જુદા જુદા પ્રકારો દર્શાવવામાં આવ્યા છે

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપનિ.**
**કાલબાદેવી રોડ, મુંબઇ.**

*Registered No. B. 43*

પુસ્તક ૬૪ મું ] [ અંક ૪ થો

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

એપ્રિલ, સને ૧૯૨૫

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (જાન્યુઆરિ ૧૯૨૪ થી)

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M. Ed, I.E.S.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



સૂર્યપ્રકાશ પ્રિ૦ પ્રેસમાં, મુળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું—

ઠેકાણું—કાળુપુર ટંકશાળ—અમદાવાદ

## એપ્રિલ—સને ૧૯૨૫

| વિષય. | અનુક્રમણિકા. | પૃષ્ઠ. |
| --- | --- | --- |



મે તથા જુનના અંક એકઠા બહાર પડશે.

### એક વિનતિ.

સ્વર્ગસ્થ ગણેશ બચાજી મ્હેનાં સ્મરણાર્થે એક ફંડ શરૂ કર્યાની હકીકત આપે જાહેર પત્રો દ્વારા જાણી હશે કેટલાક શિક્ષક બંધુઓ તરફથી અત્યાર સુધીમાં તે ફંડમાં મદદરૂપે યથાશક્તિ ફાળો મળતો રહ્યો છે, છતાં કેટલાક સ્થળે અમારી વિનતિ નહિ પહોંચી હોય એમ લાગે છે

આ પત્રદ્વારા આપને વિનતિ કરીએ છીએ કે જેના સાદા, સરળ, આદર્શમય અને સંસ્કારી જીવનની છાપ તેમના સમાગમમાં આવેલ પ્રત્યેક વિદ્યાર્થી ઉપર પડયા વિના નહિજ રહી હોય એવા એક ઉત્તમ,ચારિત્ર્યવાન અને કર્તવ્યપરાયણ શિક્ષકના સ્મારકને આપ ઉદાર દીલથી મદદ આપી મિત્ર અથવા ગુરૂઋણમાંથી અંશત મુક્ત થશો એવી આશા રાખીએ છીએ.

નાણાં મોકલવાનું સરનામું:—

ગણેશ વાસુદેવ માવલંકર

ભદ્ર—અમદાવાદ

સેવકો

ગણેશ વાસુદેવ માવલંકર

નવીનચંદ્ર મુકુંદરાય દેસાઈ

ગોવિંદરામ બાળાશંકર ઠાકર

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૪મું, એપ્રિલ સને ૧૯૨૫, અંક ૪ થો

## દ્વિભાષા શિક્ષણ

સને ૧૯૨૩માં લંડનમાં મળેલી સામ્રાજ્ય કેળવણી કૉન્ફરન્સે નીમેલી કમીટીએ દ્વિભાષા શિક્ષણ સંબંધે ભલામણો કરી હતી તે શિક્ષકોને જાણવા જેવી હોવાથી નીચે આપી છેઃ—

૧. બ્રિટિશ સામ્રાજ્યમાં જ્યાં જ્યાં બે ભાષાઓનું શિક્ષણ અપાય ત્યાં ત્યાં અંગ્રેજી ભાષાનું સારૂં જ્ઞાન આપવાનો ચોક્કસ હેતુ હોવો જોઈએ.

૨. શાળામાં પ્રથમ દાખલ થતી વખતે જે ભાષા બાળકને વધારે જાણીતી હોય ને જે તે સમજતું હોય તે જ ભાષાદ્વારા તેને શાળા-શિક્ષણના આરંભનાં વર્ષોમાં શિક્ષણ આપવાથી ઉત્તમ પરિણામ આવશે.

૩. બીજી ભાષાદ્વારા અપાતા શિક્ષણનો બાળક લાભ લઈ શકે તે પુરતું તે ભાષાનું જ્ઞાન તેને મળે ત્યાર પછી તે ભાષામાં અભ્યાસક્રમના કેટલાક અથવા બધા વિષયોનું શિક્ષણ તેને આપવું.

૪. અંગ્રેજી સામ્રાજ્યના જે દેશોમાં બંને ભાષાનો વિકાસ સારો થએલો હોય અને બંનેમાં સાહિત્ય–સામગ્રી પુરતી હોય ત્યાં શાળાવ્યવસ્થાને અનુસરીને બની શકે તે પ્રમાણે બધું શાળાશિક્ષણ બંને ભાષા-દ્વારા આપવું.

૫. વિદ્યાર્થી માધ્યમિક શાળામાં દાખલ થાય નહિં ત્યાં સુધી 'ત્રીજી ભાષા તેને શીખવવી એ ઇચ્છવા જોગ નથી.

૬. બંને ભાષાનું જ્ઞાન વિષય તરીકે અથવા શિક્ષણના સાધન' તરીકે અપાય તેટલા સારૂ શિક્ષકના ધંધાને લગતા અભ્યાસક્રમમાં એ બંને ભાષાના શિક્ષણનો યોગ્ય રીતે સમાવેશ કરવો જોઈએ.

———

## પુરવણી બ

(૧૨૭ મો નિયમ જુઓ.)

રા. રા.
બેન

તમારા પુત્ર/પુત્રી/આશ્રિત ની ૭ વર્ષની ઉમર ને રોજ થશે/થઈ છે તેથી મુંબઈ પ્રાથમિક કેળવણી ઍક્ટ ૧૯૨૩ ની કલમ ૧૮ ના કાનુનો પ્રમાણે તમારે તેને/તેણીને તે તારીખથી નિયમિત રીતે નિશાળમાં મોકલવાની જરૂર છે, જો ઉપર લખેલી નિશાળ સિવાય બીજી નિશાળમાં તમારે તેને/તેણીને દાખલ કરવાની ઇચ્છા હોય તો જે નિશાળમાં તેને/તેણીને દાખલ કરાવવાની તમારી ઇચ્છા હોય તે નિશાળનું નામ જણાવીને અમને એક અરજી મોકલી આપવી. જો તમારા પુત્ર/પુત્રી/આશ્રિત ને નિશાળે નહિ મોકલવા માટે કેળવણી એક્ટની ૧૯* મી કલમમાં જણાવેલાં કારણો પૈકી કોઈ યોગ્ય કારણ છે એમ તમને લાગતું હોય, તો કેવા કારણસર તેને/તેણીને નિશાળે જવામાંથી મુક્ત કરવાની માગણી કરવામાં આવે છે, તે કારણ બતાવીને એક માસની અંદર તે સંબંધી અમને અરજી મોકલી આપવી.

તારીખ

સ્કૂલબોર્ડના વહીવટ કરનાર અમલદાર,
મ્યુનિસિપાલિટિ.
(સ્થાનિક સત્તા ધરાવનારી મ્યુનિસિપાલિટિઓની બાબતમાં.)

ચેરમેન.
સ્કૂલ કમિટિ
(જિલ્લા લોકલ બોર્ડ અને સ્થાનિક સત્તા નહિ ધરાવનારી મ્યુનિસિપાલીટિઓની બાબતમાં)

*નોટિસની પાછળની બાજુએ ૧૮ અને ૧૯ મી કલમો ફરીથી છાપવી.

## પુરવણી ક

( ૧૩૩ મો નિયમ જુઓ. )

ગાઠવણ કરવાની હાય તેવાં બાળકાની સંખ્યા. ( જિલ્લા લોકલબોર્ડ. )

દરેક તાલુકા માટે બે પત્રક તૈયાર કરવાં; એક છોકરાઓ માટે અને બીજું છોકરીઓ માટે.

તાલુકા                                                  જિલ્લો

| | અ<br>૧,૦૦૦ કરતાં વધુ વસ્તીવાળાં. | બ<br>૫૦૦ થી ૧,૦૦૦ સુધીની વસ્તીવાળાં. | ક<br>૫૦૦થી ઓછી વસ્તીવાળાં. | કુલ. |
|---|---|---|---|---|
| ૧. ગામની સંખ્યા ... | | | | |
| ૨. ઉપરનાં ગામોની પુરુષ/સ્ત્રીની કુલ વસ્તી ... | | | | |
| ૩. વસ્તીના ૧૫ ટકા લેખે નિશાળે જવા લાયક ઉંમરના છોકરા/છોકરીઓની સંખ્યા | | | | |
| ૪ ૩૧ મી માર્ચ ૧૯૨૪ ને રોજ લોકલબોર્ડ નિશાળોવાળાં ગામની સંખ્યા | | | | |
| ૫. ૩૧ મી માર્ચ ૧૯૨૪ ને રોજ લોકલબોર્ડ નિશાળોના પત્રકમાં વિદ્યાર્થીઓની માસિક સરાસરી સંખ્યા | | | | |

| | | | | |
|---|---|---|---|---|
| ૬. ૩૧ મી માર્ચ ૧૯૨૪ ને રોજ બીજી માન્ય રાખવામાં આવેલી શાળાઓમાં છોકરા/છોકરીઓની માસિક સરાસરી સંખ્યા | | | | |
| ૭. ૩૧ મી માર્ચ ૧૯૨૪ને રોજ નિશાળે ભણતા છોકરા/છોકરીઓની કુલ સંખ્યા | | | | |
| ૮. ૩૧ મી માર્ચ ૧૯૨૪ ને રોજ ઉપરના સાતમા અંકની સામે બતાવવામાં આવેલી કુલ સંખ્યાના $\frac{2}{3}$ લેખે નિશાળે જવા લાયક ઉંમરનાં નિશાળે જતાં છોકરા/છોકરીઓની સંખ્યા | | | | |
| ૯. નિશાળે જવા લાયક ઉંમરના છોકરા/છોકરીઓ જેમને માટે ગોઠવણ કરવાની જરૂર છે, તેમની સંખ્યા [ ત્રીજા અંકની સામેની સંખ્યામાંથી આઠમા અંકની સામેની સંખ્યા બાદ કરો. ] | | | | |
| ૧૦. છૂટછાટ* ... | | | | |
| ૧૧. ગોઠવણ કરવા માટેના છોકરા/છોકરીઓની ચોકૂખી કુલ સંખ્યા | | | | |

* જે નાનાં ગામડાંઓમાં બાળકોની સંખ્યા, નિશાળ ઉઘાડવા માટે પુરતી હોય નહિ તે ગામડાને લઇને છૂટછાટ મૂકવી. ૫૦૦ કરતાં ઓછી વસ્તીવાળાં ગામડાંનાં અડધાં બાળકો આ પ્રમાણે બાદ કરવાનો સંભવ રહેશે. ફરજિઆત ધારામાંથી મુક્ત કરવાનું ઠરાવેલું હોય તેવા ભાગ અને વર્ગ માટે પણ છૂટછાટ મૂકવી.

# પુરવણી ૩

( ૧૩૩ મા નિયમ જુઓ. )

જે બાળકોની ગોઠવણુ કરવાની હોય તે બાળકોની સંખ્યા. (મ્યુનિસિપાલિટિઓ.)

સ્થાનિક સત્તા ધરાવતી અગર નહિ ધરાવતી દરેક મ્યુનિસિપાલિટિએ, એક છોકરાઓ માટે અને બીજું છોકરીઓ માટે, એમ બે પત્રકો તૈયાર કરવાં. મ્યુનિસિપાલિટિ ——————— ——————— જિલ્લો

૧. $\frac{\text{પુરુષ}}{\text{સ્ત્રી}}$ની કુલ વસ્તી ...

૨. નિશાળે જવા લાયક ઉંમરના $\frac{\text{છોકરા}}{\text{છોકરીઓ}}$ની સંખ્યા ...

૩. ૩૧મી માર્ચ ૧૯૨૪ને રોજ મ્યુનિસિપલ પ્રાથમિક શાળાઓના પત્રકમાં $\frac{\text{છોકરા}}{\text{છોકરીઓ}}$ની સરાસરી માસિક સંખ્યા

૪. ૩૧ મી માર્ચ ૧૯૨૪ને રોજ બીજી માન્ય રાખવામાં આવેલી શાળાઓના પત્રકમાં $\frac{\text{છોકરા}}{\text{છોકરીઓ}}$ની સરાસરી માસિક સંખ્યા

૫. ૩૧ મી માર્ચ ૧૯૨૪ને રોજ નિશાળે ભણતા $\frac{\text{છોકરા}}{\text{છોકરીઓ}}$ ની કુલ સંખ્યા [ ત્રીજા અંકની સામેની સંખ્યામાં ચોથા અંકની સામેની સંખ્યા ઉમેરો ]

૬. *૩૧મી માર્ચ ૧૯૨૪ને રોજ નિશાળે જવા લાયક ઉમરનાં નિશાળે જતાં $\frac{\text{છોકરા}}{\text{છોકરીઓ}}$ની સંખ્યા

૭. ગોઠવણુ કરવાની હોય તેવા $\frac{\text{છોકરા}}{\text{છોકરીઓ}}$ની સંખ્યા [ બીજા અંકની સામેની સંખ્યામાંથી છઠ્ઠા અંકની સામેની સંખ્યા બાદ કરો. ]

૮. † છૂટછાટ ...

ગોઠવણુ કરવાની હોય તેવા $\frac{\text{છોકરા}}{\text{છોકરીઓ}}$ની ચોકખી કુલ સંખ્યા ...

---

* આ આંકડા નિશાળોમાંથી મેળવવો

† જે વર્ગોને ફરજિયાત ધારામાંથી મુક્ત કરવાનું ઠરાવવામાં આવ્યું હોય તે વર્ગોને લઈને છૂટછાટ મૂકવી.

# પુરવણી ઈ

(૧૩૩મો નિયમ જુઓ.)

જિલ્લા લોકલબોર્ડ માટે એકત્ર કરેલું પત્રક

જિલ્લો

| | ગોઠવણ કરવાની હોય તેના છોકરાઓની સંખ્યા | ગોઠવણ કરવાની હોય તેવી છોકરીઓની સંખ્યા |
|---|---|---|
| તાલુકો | | |
| કુલ . | | |
| મ્યુનિસિપાલિટિ ... | | |
| કુલ . | | |
| એકંદર કુલ સંખ્યા .. | | |

## પુરવણી ૬

(૧૩૩ મો નિયમ જુઓ.)

દરેક જિલ્લા લોકલબોર્ડ અગર મ્યુનિસિપાલિટિ માટે બે પત્રક, એક છોકરાઓ માટે ને બીજું છોકરીઓ માટે તૈયાર કરવાં.

જ્ઞાતિ પ્રમાણે વિદ્યાર્થીઓનું વર્ગીકરણ.

જિલ્લા લોકલબોર્ડ
મ્યુનિસિપાલિટિ

| | આગળ પડતા હિંદુઓ | જૈન | *વચલા વર્ગના હિંદુઓ | *પછાત વર્ગના હિંદુઓ | મુસલમાન | ખ્રિસ્તી | બીજા | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧. પુરુષ/સ્ત્રીની કુલ વસ્તી ... | | | | | | | | |
| ૨. નિશાળે જવા લાયક ઉમરના છોકરા/છોકરીઓની સંખ્યા. | | | | | | | | |
| ૩. ૩૧મી માર્ચ ૧૯૨૪ને રોજ પ્રાથમિક શાળાઓના પત્રકમાં છોકરા/છોકરીઓની સરાસરી માસિક સંખ્યા. | | | | | | | | |

* ઉપરની જ્ઞાતિઓના નિરૂપણ માટે હિંદુસ્તાનના ૧૯૨૧ના વસ્તીપત્રકના બીજા ભાગના આઠમા પુસ્તકને છઠું નવમું અને દસમું પાનું જુઓ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪.× ૩૧મી માર્ચ ૧૯૨૪ને રોજ નિશાળે જવા લાયક ઉંમરના નિશાળે જતા છોકરા/છોકરીઓ ની સંખ્યા. | | | | | | | |
| ૫. ૩૧મી માર્ચ ૧૯૨૪ને રોજ નિશાળે જવા લાયક ઉંમરના નિશાળે જતા છોકરા/છોકરીઓના ટકા. [ચોથા અંકની સામેની સંખ્યાને સોએ ગુણી બીજા અંકની સામેની સંખ્યા વડે ભાગો. ] | | | | | | | |

× જો આ આંકડો નિશાળમાંથી તાકીદે મળી શકે તેમ ન હોય તો નિશાળે જતાં બાળકોની કુલ સંખ્યાના ૧૦/૩ નિશાળે જવા લાયક ઉમરનાં બાળકો છે એમ ગણવું.

## પુરવણી ય

( ૧૩૪ મો નિયમ જુઓ. )

કાર્યક્રમનું અડસટે નક્કી કરેલું ખર્ચ

| વર્ષ | આગલા વર્ષનું ખર્ચ | વધારાનું વારંવાર થતું ખર્ચ | વારંવાર થતું કુલ ખર્ચ | વારંવાર નહિ થતું ખર્ચ | વારંવાર મળતી ઇલાકા ગ્રાન્ટ | વારંવાર નહિ મળતી ઇલાકા ગ્રાન્ટ | ફી અને બીજી આવક | મ્યુનિસિપલ ફાળો† | સ્થાનિક સત્તાધીશ મંડળે આપવાની રકમ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૩-૨૪* ખરેખરું ખર્ચ | | | | | | | | | |
| ૧૯૨૪-૨૫ | | | | | | | | | |
| ૧૯૨૫-૨૬ | | | | | | | | | |
| ૧૯૨૬-૨૭ | | | | | | | | | |
| ૧૯૨૭-૨૮ | | | | | | | | | |
| ૧૯૨૮-૨૯ | | | | | | | | | |
| ૧૯૨૯-૩૦ | | | | | | | | | |
| ૧૯૩૦-૩૧ | | | | | | | | | |
| ૧૯૩૧-૩૨ | | | | | | | | | |
| ૧૯૩૨-૩૩ | | | | | | | | | |
| ૧૯૩૩-૩૪ | | | | | | | | | |

* ૧૯૨૩-૨૮ ની સાલ માટે ખરેખરા આંકડા ભરવા. પહેલાં બે આસનો ભરવાં નહિ.

† જે મ્યુનિસિપાલિટિઓની નિશાળો જિલ્લા લોકલબોર્ડ ચલાવતી હોય, તેજ મ્યુનિસિપાલિટિઓના ફાળાને આ લાગુ પડે છે.

## પુરવણી જ

( ૧૩૫ મો નિયમ જુઓ. )

પ્રાથમિક કેળવણી ફરજીઆત દાખલ કરવા માટે ૧૯ ના વર્ષની વિગતવાર યોજના.

ફરજિઆત ધારો લાગુ પાડવાનો હોય તેવા દરેક વિસ્તારને માટે તેમજ સ્થાનિક સત્તા ધરાવતી અગર નહિ ધરાવતી દરેક મ્યુનિસિપાલિટિ માટે જુદાં પત્રક બનાવવાં.

જો છોકરીઓને ફરજીઆત ધારો લાગુ પાડવાનો ઠરાવ કર્યો હોય તો છોકરા અને છોકરીઓનાં જુદાં પત્રક બનાવવાં.

૧. જે વિસ્તારની અંદર ફરજીઆત ધારો લાગુ પાડવાનું ઠરાવવામાં આવ્યું હોય, તે વિસ્તારનું નામ.

૨. ચોરસ માઇલમાં તેનું ક્ષેત્રફળ.

૩. વસ્તી $\frac{\text{પુરૂષ}}{\text{સ્ત્રી}}$

| ૪. ગામની સંખ્યા. × | ૧,૦૦૦ કરતા વધુ વસ્તી | | ૫૦૦ અને ૧,૦૦૦વચ્ચેની | | ૫૦૦ કરતાં ઓછી વસ્તી | |
|---|---|---|---|---|---|---|
| ૫ | (અ) ઉંચ કોમના હિંદુઓ | (બ) વચલા વર્ગના હિંદુઓ | (ક) પછાત વર્ગના હિંદુઓ | (ડ) મુસલમાન | (ઇ) ખ્રિસ્તી | (ફ) બીજા. |
| વસ્તીપત્રક પ્રમાણે નિશાળે જવા લાયક ઉંમરનાં $\frac{\text{છોકરા}}{\text{છોકરીઓ}}$ની સંખ્યા | | | | | | |
| માન્ય રાખવામાં આવેલી શાળાઓમાં નિશાળે જવા લાયક ઉંમરના નિશાળે જતાં $\frac{\text{છોકરા}}{\text{છોકરીઓ}}$ની સંખ્યા | | | | | | |
| નિશાળે જવા લાયક ઉંમરનાં છોકરાંમાંથી જેને નિશાળે જવામાંથી મુક્ત કરવામાં આવ્યાં હોય તેવાં $\frac{\text{છોકરા}}{\text{છોકરીઓ}}$ની સંખ્યા | | | | | | |
| ગોઠવણ કરવાની હોય તેવાં નિશાળે જવા લાયક ઉંમરનાં $\frac{\text{છોકરા}}{\text{છોકરીઓ}}$ની સંખ્યા | | | | | | |

× મ્યુનિસિપાલિટિઓની બાબતમાં નહિ લખવી.

| | અ મરાઠી | બ ગુજરાતી | ક કાનડી | ડ સિંધી | ઈ ઉર્દુ | ફ અંગ્રેજી | ગ બીજી |
|---|---|---|---|---|---|---|---|
| વસ્તીપત્રક પ્રમાણેની માતૃભાષાવાળાં નિશાળે જવા લાયક ઉંમરનાં છોકરા/છોકરીઓની સંખ્યા | | | | | | | |
| માન્ય રાખવામાં આવેલી શાળાઓમાં નિશાળે જવા લાયક ઉંમરના નિશાળે જતા છોકરા/છોકરીઓની સંખ્યા | | | | | | | |
| નિશાળે જવા લાયક ઉંમરનાં છોકરાંમાંથી જેને નિશાળે જવામાંથી મુક્ત કરવામાં આવ્યાં હોય તેવાં છોકરા/છોકરીઓની સંખ્યા | | | | | | | |
| ગોઠવણ કરવાની હોય તેવાં નિશાળે જવા લાયક ઉંમરનાં છોકરા/છોકરીઓની સંખ્યા | | | | | | | |

૭. ચાલુ નિશાળો અને વિદ્યાર્થીઓ—

| | સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટ વાળી | | સ્થાનિક સત્તાધીશ મંડળે માન્ય રાખેલી | | કુલ | |
|---|---|---|---|---|---|---|
| | નિશાળોની સંખ્યા | નિશાળનાં પત્રક પ્રમાણે વિદ્યાર્થીઓની સરાસરી સંખ્યા | નિશાળોની સંખ્યા | નિશાળનાં પત્રક પ્રમાણે વિદ્યાર્થીઓની સરાસરી સંખ્યા | નિશાળોની સંખ્યા | નિશાળનાં પત્રક પ્રમાણે વિદ્યાર્થીઓની સરાસરી સંખ્યા |
| સાધારણ પ્રાથમિક શાળાઓ ... | | | | | | |
| ઉર્દુ નિશાળો ... | | | | | | |
| બીજી* ... | | | | | | |
| કુલ ... | | | | | | |

* જિલ્લામાં બોલાતી માતૃભાષા સિવાયની બીજી માતૃભાષામાં શિક્ષણ આપવામાં આવતું હોય તેવી નિશાળોને આ લાગુ પડે છે.

૮. નવી ઉઘાડવાની નિશાળો—

| | સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટવાળી | | સ્થાનિક સત્તાધીશ મંડળે માન્ય રાખેલી | | કુલ | |
|---|---|---|---|---|---|---|
| | નિશાળોની સંખ્યા | વિદ્યાર્થીઓની અડસટે નક્કી કરેલી સંખ્યા | નિશાળોની સંખ્યા | વિદ્યાર્થીઓની અડસટે નક્કી કરેલી સંખ્યા | નિશાળોની સંખ્યા | વિદ્યાર્થીઓની અડસટે નક્કી કરેલી સંખ્યા |
| સાધારણ પ્રાથમિક શાળાઓ ... | | | | | | |
| ઉર્દુ નિશાળ ... ... | | | | | | |
| બીજી* ... ... | | | | | | |
| કુલ ... | | | | | | |

* જુઓ પૃષ્ઠ ૧૧૩ માની ફૂટનોટ.

૯. ચાલુ નિશાળોમાં વિદ્યાર્થીઓની સંખ્યામાં અડસટે ધારેલો વધારો—

| | સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટવાળી | સ્થાનિક સત્તાધીશ મંડળે માન્ય ગણેલી | કુલ |
|---|---|---|---|
| | વિદ્યાર્થીઓની સંખ્યામાં અડસટે ધારેલો વધારો | વિદ્યાર્થીઓની સંખ્યામાં અડસટે ધારેલો વધારો | |
| સાધારણ પ્રાથમિક શાળાઓ ... ... | | | |
| ઉર્દુ નિશાળો ... ... ... | | | |
| બીજી* | | | |

૧૧. સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટવાળી નિશાળોમાં વધારાનો રાખવાનો શિક્ષકવર્ગ—

| | શિક્ષકોની સંખ્યા | | કુલ | એક શિક્ષકનું માસિક સરાસરી ખર્ચ | વાર્ષિક કુલ ખર્ચ |
|---|---|---|---|---|---|
| | નવી નિશાળોમાં | ચાલતી નિશાળોમાં | | | |
| | | | | રૂ. | રૂ. |
| ત્રીજા વર્ગના ટ્રેન્ડ શિક્ષકો ... | | | | | |
| બીજા ,, ,, ,, ... | | | | | |
| પહેલા ,, ,, ,, ... | | | | | |
| લાયકાત ધરાવનાર શિક્ષકો ... | | | | | |
| લાયકાત નહિ ધરાવનાર શિક્ષકો ... | | | | | |
| પાસ થએલા વિદ્યાર્થી શિક્ષકો ... | | | | | |
| ભણતા વિદ્યાર્થી શિક્ષકો ... | | | | | |
| કુલ ... | | | | | |

૧૨. વધારાનું ખર્ચ—

| | (દર વર્ષે) વારંવાર થતું | વારંવાર નહિ થતું |
|---|---|---|
| ૧. સ્થાનિક સત્તાધીશ મંડળના વહીવટવાળી નિશાળોમાં ... | | |
| (અ) ઉપર જણાવેલો વધારાનો રાખવાનો શિક્ષકવર્ગ ... | | |
| (બ) પેન્શન સરકારે આપવાનું હોય તો) પેન્શનનો ફાળો ... | | |
| (ક) પ્રોવિડન્ટ ફંડ ... | | |
| (ડ) ભાડું અને વેરા .. | | |
| (ઈ) કંટિંજટ ખર્ચ ... | | |
| (ફ) સામાન, સાહિત્ય, વગેરે .. | | |
| (ગ) બીજુ ખર્ચ .. | | |
| ૨. માન્ય રાખવામાં આવેલી શાળાઓમાં— | | |
| ગ્રાન્ટ | | |
| ૩. વધારાનો દેખરેખ રાખનાર અમલદાર વર્ગ (વિગતવાર) ... | | |
| એકંદર કુલ સરવાળો... | | |

૧૩.

| | વારંવાર થતું | વારંવાર નહિ થતું |
|---|---|---|
| કુલ વધારાનું ખર્ચ ... | | |
| ચાલતી નિશાળોના ખર્ચમાં અડસટે ધારેલી કંઈ બચત હોય તો તે ... | | |
| ચોકખું વધારાનું ખર્ચ ... | | |
| ½ અગર ⅓ લેખે અડસટે ધારેલી ઇલાકા ગ્રાન્ટ ... | | |
| બાકી રકમ ... | | |
| ફીની આવક ... | | |
| સ્થાનિક સત્તાધીશ મંડળે આપવાની કુલ રકમ | | |

૧૪. વધારાના ખર્ચમાંથી પોતાના હિસ્સાનું ખર્ચ પુરૂં કરવાને સ્થાનિક સત્તાધીશ મંડળે શી ગોઠવણ કરેલી છે તે.

જિલ્લા લોકલબોર્ડ કોઈ મ્યુનિસિપલ નિશાળોનો વહીવટ ચલાવતી હોય અને તેની મ્યુનિસિપાલિટિની હદમાં ફરજિઆત ધારો લાગુ પાડવાનો હોય તો વધારાના ખર્ચનો ⅓ તે મ્યુનિસિપાલિટિએ આપવો પડશે.

## પુરવણી ક

( ૧૩૯ મો નિયમ જુઓ )

મરજીઆત ધોરણ પર પ્રાથમિક કેળવણીની અભિવૃદ્ધિ માટે ૧૯ ની સાલ માટે વિગતવાર યોજના.

દરેક તાલુકા માટે પત્રક બનાવવું અને સ્થાનિક સત્તા ધરાવતી અગર નહિ ધરાવતી દરેક મ્યુનિસિપાલિટિ માટે પણ પત્રક બનાવવાં. છોકરા અને છોકરીઓ માટે જુદાં પત્રક બનાવવાં.

પુરવણી જ માં આપેલા નમુનાનો ઉપયોગ કરવો; જેમાં ૮ થી ૧૪ નંબર સુધીના નમુનાઓ ફક્ત ભરવા. ૧૦ મા નંબરના નમુનામાં ફરજિઆત ન હોય તેવા વિસ્તારમાં રાખેલો શિક્ષકવર્ગ જણાવવો.

---

## પરિશિષ્ટ क

---

### સ્કૂલબોર્ડની ચૂંટણી માટેના આદર્શ નિયમો (પ્રાથમિક કેળવણીના નિયમો પૈકી ૧૫ મો નિયમ જુઓ.)

૧ પ્રમુખે ચૂંટણી માટે સ્થળ અને તારીખો નક્કી કરવા વિષે:—

સ્થાનિક સત્તાધીશ મંડળના પ્રમુખે (૧) સ્કૂલબોર્ડના ખાસ વર્ગોના સભ્યો અને (૨) સ્કૂલબોર્ડના બાકીના સભ્યો ચૂંટી કાઢવા માટેની તારીખ મુકરર કરવી પડશે. દરેક પ્રસંગે ચૂંટણીનાં નીચે દર્શાવેલાં કાર્ય માટે એટલે ઉમેદવારોની દરખાસ્તની અરજીઓ લેવી, તેમની નિરીક્ષા કરવી, અને મત નોંધવા અને તેમની ગણતરી કરવા માટે તારીખ, કલાક અને સ્થળ પણ પ્રમુખે મુકરર કરવાં પડશે. ઉમેદવારોની દરખાસ્તની અરજીઓ લેવાની તારીખ ચૂંટણીની મુકરર કરેલી તારીખે પહેલાં એક અઠવાડીઆ કરતાં ઓછી રાખી શકાશે નહિ.

**૨ ખાસ વર્ગોના સભ્યોની અરજીઓ માગવા વિષે:—**

ચૂંટણી માટે મુકરર કરેલી તારીખનાં ઓછામાં ઓછાં ૭ અઠવાડીઆં અગાઉ પ્રમુખે સ્કૂલબોર્ડમાં ખાસ વર્ગોના સભ્યો તરીકે ચૂંટાવાને જેમની ઇચ્છા હોય તેમની અરજીઓ મોકલી આપવાને જાહેરખબર આપવી પડશે, ઉમેદવારોની અરજીઓ ચૂંટણી માટે મુકરર કરેલી તારીખનાં ઓછામાં ઓછાં ચાર અઠવાડીઆં અગાઉ પ્રમુખને પહોંચવી જોઈએ, અને તેમાં તેમની લાયકાતની હકીકત જણાવવી પડશે. વળી મુંબઈ પ્રાથમિક કેળવણીના ૧૯૨૪ ના નિયમો પૈકી ૧૩ મા નિયમ પ્રમાણે ચૂંટાવાને માટે તેઓ લાયકાત ધરાવે છે તેવો પુરાવો તેમાં રજુ કરવો પડશે. સ્થાનિક સત્તા નહિ ધરાવનારી મ્યુનિસિપાલિટિઓનાં પ્રતિનિધિઓ સિવાયના ખાસ વર્ગો માટે રાખેલી જગાઓ માટે લાયક ઉમેદવારોનાં નામ સૂચવવાને સ્થાનિક મંડળોને ભલામણ કરવાનું પણ પ્રમુખ કહેશે; અને મ્યુનિસિપાલિટિઓની જગાઓના સંબધમાં સંબંધ ધરાવતી મ્યુનિસિપાલિટિઓની ભલામણો માગશે.

**૩ ચૂંટણીની તારીખ, સ્થળ વગેરેની જાહેર ખબર આપવા વિષે:—**

ચૂંટણી માટે મુકરર કરેલી તારીખના ઓછામાં ઓછા ૨૧ દિવસ અગાઉ ચૂંટણીની તારીખ અને સ્થળની તેમજ ૧ લા નિયમ પ્રમાણે ચૂંટણીમાં જુદાં જુદાં પગથીઆંની તારીખો, અને કલાકોની લેખી ખબર પ્રમુખે (૧) સ્થાનિક સત્તાધીશ મંડળના દરેક સભ્યને આપવી પડશે અને (૨) પ્રમુખની ઑફિસમાં કોઈ ખુલ્લી જગાએ ચોંટાડવી પડશે. વળી બીજા નિયમ પ્રમાણે કાઢવામાં આવેલી જાહેરખબરના આધારે જે ઉમેદવારોએ અરજીઓ મોકલી આપી હશે તે ઉમેદવારોનાં નામની તેમની લાયકાત સાથેની એક યાદી અને સ્થાનિક મંડળ તરફથી ભલામણ કરવામા આવેલી હાય તો તેવા ઉમેદવારોની અને સ્થાનિક સત્તા નહિ ધરાવતી મ્યુનિસિપાલિટિઓની ભલામણના ઉમેદવારોની યાદી ઉપરની જાહેરખબર સાથે પ્રમુખ મોકલી આપશે અને ચોંટાડાવશે.

**૪ ઉમેદવારોની દરખાસ્તની અરજી કરવા વિષે:—**

(૧) ઉમેદવારોની દરખાસ્તની અરજીઓ લેવા માટે ૧ લા નિયમના આધારે મુકરર કરવામાં આવેલી તારીખે અને વખતે અગર તે અગાઉ અ. પરિશિષ્ટની ૧ લી પુરવણીમાં આપેલા નમુના પ્રમાણે દરખાસ્તની

અરજી ભરીને પ્રમુખને દરેક ઉમેદવારે પહોંચાડવી પડશે અને તેમાં પોતે નિમવાને કબુલ છે તે દર્શાવવાને ઉમેદવારે જાતે સહી કરવી પડશે અને. દરખાસ્ત કરનાર અને ટેકો આપનાર બન્ને સભ્યોએ પણ તેમાં સહીઓ કરવી પડશે. મુકરર કરેલા નમુના પ્રમાણે મોકલવાની ઉમેદવારોની દરખાસ્તની અરજીઓના નમુના કોઈ પણ સભ્યને તે માટે માગણી કરે તો પ્રમુખે આપવા પડશે.

(૨) ઉમેદવારની અરજી આપતી વખતે દરખાસ્ત કરનાર અને ટેકો આપનાર બન્ને જણે પ્રમુખની આગળ હાજર રહેવું પડશે અને પ્રમુખે તેજ વખતે અને સાજ આગળ દરખાસ્ત કરનાર અને ટેકો આપનારે અરજીમાં ખુશીથી સહી કરી છે કે કેમ તેની ખાત્રી કરવી પડશે. જો દરખાસ્ત કરનાર અગર ટેકો આપનાર બેમાથી એક પણ અરજીમાં પોતાની સહી કબુલ કરવાને નાખુશી બતાવે તો ઉમેદવારે બીજી અરજી મોકલી આપવી પડશે.

૫ ઉમેદવારોની દરખાસ્તની અરજીઓની બારીક તપામણી કરવા વિષે:—

ઉમેદવારોની અરજીઓની નિરીક્ષા માટે મુકરર કરેલી તારીખે ઉમેદવારો અને દરેક ઉમેદવારોનો એક દરખાસ્ત મૂકનાર અને એક ટેકો આપનાર માણસ અને ઉમેદવાર તરફથી લેખી સત્તા આપવામાં આવેલી હોય તેવો દરેક ઉમેદવારોનો એક બીજો માણસ મુકરર કરેલા વખતે અને સ્થળે હાજર રહી શકશે. પણ બીજો કોઈ માણસ હાજર રહી શકશે નહિ, અને ૪ થા નયમમ ઠરાવ્યા પ્રમાણે અને વખતસર જે બધા ઉમેદવારોની અરજીઓ આવેલી હશે તેમની તપાસણી કરવાને તેમને જોઈતી યોગ્ય અનુકૂળતા પ્રમુખ કરી આપશે

૬ વાંધાઓનો નિકાલ કરવા વિષે અને અરજીઓ કાઢી નાંખવા વિષે:—

(૧) પ્રમુખ ઉમેદવારોની અરજીઓ તપાસશે અને કોઈ પણ અરજીના સંબધમાં જે કાંઈ વાંધા ઉઠાવવામા આવ્યા હોય તેમનો નિકાલ કરશે. અને વાંધાને લઈને અગર પ્રમુખને યોગ્ય લાગે તેવી એકી તપાસ કરીને પોતાની મરજીથી કોઈ પણ અરજીને નીચેના કોઈ પણ કારણોને લઈને કાઢી નાખશે.

(i) ઉમેદવારે જે જગા અગર જગાઓને માટે અરજી મોકલવાની છે તેને માટે તે લાયક નથી ;

(ii) નક્કી કરેલી શરતોમાંથી અમુક સરત પાળવામાં આવી નથી.

(iii) ઉમેદવારની અગર દરખાસ્ત મૂકનારની અગર ટેકો આપનારની સહી ખરી નથી, અગર પ્રપંચથી સહી કરાવેલી છે.

(૨) જગાઓ પૂરવાની હોય તેના કરતાં વધારે ઉમેદવારોની અરજીઓ કોઈપણ સભ્યે દરખાસ્ત મૂકનાર અગર ટેકો આપનાર તરીકે સહીઓ કરેલી હોય તો જગાઓ પૂરવાની હોય તેજ સંખ્યા પૂરતી જેમની અરજીઓ પહેલી આવેલી હશે તેમની અરજીઓ કાયદેસર યોગ્ય ગણાશે.

(૩) જો કોઈ પણ ઉમેદવારની દરખાસ્તની અરજીમાં કાંઈ પણ અનિયમિતપણું હોય નહિ અને તે અરજીને સ્વીકારવામાં આવી હોય અને તેજ ઉમેદવારની દરખાસ્તની બીજી અરજીમાં કાંઈ પણ અનિયમિતપણું હોય તો પેટા કલમ (૨) માં દર્શાવેલી હકીકત લઈને ઉમેદવારની અરજી કાઢી નાખી શકાશે નહિ.

૭ તપાસણી પુરી કરવા વિષે:—

(૧) ઉમેદવારની અરજી સ્વીકારવામાં આવી છે કે કાઢી નાખવામાં આવી છે તે સંબંધી પ્રમુખ દરેક અરજી ઉપર પોતાનો નિર્ણય લખશે, અને જો અરજીને કાઢી નાખવામાં આવી હોય તો કાઢી નાખવાનાં કારણો ટુંકમાં અરજીમાં નોંધશે.

(૨) તપાસણી માટે મુકરર કરેલા દીવસે તપાસણી પૂરી કરવી જોઈશે. અને આગળ ઉપર ફરી તપાસણી માટે કામ બંધ રાખી શકાશે નહિ.

૮ સ્વીકારેલી અરજીઓની યાદી તૈયાર કરવા વિષે:—

ઉમેદવારોની અરજીઓની તપાસણી પૂરી થયા પછી પ્રમુખ તરત જ સ્વીકારેલી અરજીઓવાળા ઉમેદવારોના નામની પોતાની સહી સાથેની યાદી તૈયાર કરાવીને પોતાની ઑફિસમાં કોઈ પણ ખુલ્લી જગાએ ચોટાડશે અને ચૂંટણી થવાની હોય તે સ્થળે પણ ચોટાડશે.

૯ હરિફાઈ ન હોય તેવી જગાઓની ચૂંટણીની રીત:—.

ઉમેદવારોની અરજીઓ તપાસ્યા પછી અમુક વર્ગની જગાઓ માટે ઉમેદવારોની અરજીઓની સંખ્યા જો તેજ વર્ગની જગાઓ કરતાં વધારે ન હોય તો અરજીઓવાળા ઉમેદવાર અગર ઉમેદવારોને ચૂંટી કાઢેલા

આ શાળામાં નીચે પ્રમાણે વિષયો શીખવવામાં આવે છે:—

(૧) કૃષિવિદ્યા, (૨) સૃષ્ટિજ્ઞાન, (આ વિષયમાં વનસ્પતી અને જંતુ સંબંધી વ્યાવહારિક જ્ઞાન આપવામાં આવે છે.) (૩) ખેતીવાડીને લગતી ભૂગોળ. (૪) ખેતીવાડીને લગતું અંકગણિત અને જમીનની માપણી. (૫) આરોગ્યવિજ્ઞાન. (૬) પેટા ધંધા (૭) ગ્રામ્ય અને શહેરી જીવન (ખેડુતને ઉપયોગી કાયદા વગેરેનું ઉપયોગી શિક્ષણ જેમકે જમીન મહેસુલનો એક્ટ, તગાવી એક્ટ, ડબા એક્ટ, લોકલ બોર્ડ એક્ટ.) (૮) વાચન અને લખાણ. (૯) ખેતી અને બગીચાનું કામ. (૧૦) ઓઇલ એંજિન કેવી રીતે ચલાવવું, તેના દરરોજના ઉપયોગી ભાગ દરરોજ સાફ કરી કેવી રીતે બેસાડવા વગેરે. (૧૧) ખેતીનાં ઉપયોગી ઓજારના ભાગ ભાંગેતૂટે ત્યારે કેવી રીતે દુરસ્ત કરવા એને લગતુંજ સુથારી લુહારી કામ. (૧૨) વણાટકામ.

૮. આ સ્કૂલમાં દાખલ થવા ઇચ્છતા ઉમેદવારે ગોધરા (જિલ્લે પંચમહાલ) ખેતીવાડી સ્કૂલના હેડ માસ્તરને જેમ બને તેમ જલદી પોતાની અરજી મોકલવી. તેમાં નામ, જાત, ધંધો, ઉમર, તાલુકો, જિલ્લો, પોષ્ટ ઑફિસ વગેરે સ્પષ્ટ જણાવી ગુજરાતીમાં અરજી કરવી. અરજી ઉમેદવારના હાથનીજ હોવી જોઈએ. ઉમેદવારને દાખલ કરવાની, અભ્યાસક્રમ પુરો થતાં સુધી રહેવા દેવાની, અને સ્કૂલ છોડયા પછી તેને ખેતીના કામે લગાડવાની ઇચ્છા છે એ બદલની કબુલત લખી તેની નીચે વાલીની સહી હોવી જોઈએ.

૯. જે ઉમેદવારને દાખલ કરવાનું નક્કી થશે તેને તે પ્રમાણે કાગળથી ખબર આપવામાં આવશે. જે તારીખે હાજર થવા લખ્યું હોય તે તારીખે તેણે નિશાળમાં આવી હાજર થવું જોઈએ.

૧૦. શાળા છોડયા પછી જે છોકરાનો ખેતી કરવાનો વિચાર હશે અને જમીનની જરૂર હશે તો શાળાની નજીકમાં ઘણી સારી શરતે માત્ર નામનાજ ગણોતથી ૧૦ થી ૧૫ એકર જમીન અપાવવામાં આવશે.

૧૧. વધુ વિગત માટે નીચેનાં સિરનામે પત્રવ્યવહાર કરવો.

હેડમાસ્તર,
ખેતીવાડી સ્કૂલ,
ગોધરા.

---

# રણછોડલાલ છોટાલાલ ટેકનીકલ ઇન્સ્ટીટયુટ

## અમદાવાદ

## પ્રાવેશિક પરીક્ષા

(ઉ. ભા એ. ઈ.માના ફકમ નં. ૧૪૮૩૦ તા. ૧૯-૩-૧૯૨૫ ઉપરથી)

---

આ સંસ્થાની પ્રાવેશિક પરીક્ષા તા. ૧૭ મી જુન ૧૯૨૫ ને બુધવારે દસવાગે આ ઇન્સ્ટીટયુટમાં લેવામાં આવશે.

આ ઇન્સ્ટીટયુટની અંદર—

૧ મીકેનીકલ એન્જીનીઅરીંગ.

૨ કોટન વીવીંગ.

૩ કોટન સ્પીનીંગ.

આ પ્રમાણે ત્રણ જુદાં ખાતાં ગખવામા આવ્યાં છે. આ ત્રણ પૈકી ગમે તે એકજ ખાતામા વિદ્યાર્થીની ઇચ્છા મુજબ દાખલ કરવામા આવે છે. દરેક ખાતામાં વ્યવહારીક શિક્ષણ આપવા માટે પુરતા સાંચાઓની ગોઠવણ કરી છે, તેથી પાસ થએલો વિદ્યાર્થી મીલ અગર કારખાનામાં કામ કરવાને સારો લાયક બની શકે છે.

અભ્યાસક્રમ—દરેક ખાતામાં અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે. લાયક વિદ્યાર્થીઓ માટે સ્કોલરશીપો તેમજ સારીની જગાઓ રાખવામાં આવી છે. અભ્યાસમાં જરૂરીઆતી ઓજારો સ્કૂલમાંથી આપવામાં આવે છે.

બહારગામના વિદ્યાર્થીઓની સગવડ માટે બોર્ડિંગ હાઉસ પણ ઉઘાડવામાં આવેલ છે.

ઉંમર—ઉમેદવારની ઉંમર પ્રાવેશિક પરીક્ષાને દિવસે ૧૫ વર્ષની પુરી થની હોવી જોઇએ.

દાખલ થવા માટે લાયકાત—દાખલ થવા ઇચ્છનાર ઉમેદવારોએ ઓછામાં ઓછું અંગ્રેજી પાંચમુ ધોરણ પાસ કરેલું હોવુ જોઇએ, પરંતુ ખાસ કરીને મેટ્રિક પાસ થએલાને અગર અંગ્રેજી સાત ધોરણ પુરાં કરેલા વિદ્યાર્થીઓને વધુ પસંદ કરવામાં આવે છે.

આ સિવાય અંગ્રેજી ત્રીજા ધોરણમાં પાસ થએલામાંથી અગર ગુજરાતી જાણનારમાં વર્નાકયુલર ફાઇનલ પરીક્ષા પાસ થએલામાંથી ફક્ત સારા છોકરાઓને કેટલીક વખત અપવાદ તરીકે દાખલ કરવામાં આવે છે, માટે તેવા વિદ્યાર્થીઓએ પણ દાખલ થવું હોય તો પ્રાવેશિક પરીક્ષામાં બેસવા માટે અરજી કરવી.

દાખલ થવા ઇચ્છતા તમામ ઉમેદવારોએ પોતાની અરજી ઇન્સ્ટીટયુટના છાપેલા ફોર્મ ઉપર તા. ૧૫મી જુન ૧૯૨૫ પહેલાં મોકલી આપવી. સ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓએ આ અરજીઓ બનતાં સુધી મે વેકેશન પડતાં પહેલાં પોતાની સ્કૂલના હેડમાસ્તર મારફત ભરી મોકલવી, કે જેથી કરીને પાછળથી રજાઓને લીધે સ્કૂલ બંધ હોવાથી તેમને અડચણ પડે નહિ. નીચે જણાવેલા વિદ્યાર્થીઓ હેડમાસ્તરને બદલે પોતાના વાલીની સહી સાથે અરજીઓ તા. ૧૫-૬-૨૫ સુધીમાં મોકલશે તો ચાલશે. આવા વિદ્યાર્થીઓએ ચોકસ જન્મ તારીખની ખબર ન હોય તો ફક્ત ઉંમર લખવી.

૧. મેટ્રિક પાસ થએલા વિદ્યાર્થીઓ.
૨. વર્નાકયુલર ફાઇનલ પાસ થએલા વિદ્યાર્થીઓ
૩. હાલમા કોઈ સ્કૂલમા ભણતા ન હોય તેવા વિદ્યાર્થીઓ.
૪. ચાલુ સાલે મેટ્રિકમાં નપાસ થએલા વિદ્યાર્થીઓ.

પ્રાવેશિક પરીક્ષાનો (ફીનો રૂ. ૧) પરીક્ષાને દિવસે લેવામા આવશે. અરજી સાથે મોકલવો નહિ.

પ્રાવેશિક પરીક્ષા દરેકને ફરજિઆત છે અને તેમાં પાસ થએલા વિદ્યાર્થીઓ પૈકી ફક્ત જરૂર જેટલા વિદ્યાર્થીઓનેજ લેવામાં આવશે

બહાર ગામના વિદ્યાર્થીઓને અરજીનાં ફોર્મ તથા ઇન્સ્ટીટયુટનું વિગતવાર બોધક પત્રક અડધા આનાની ટિકિટ બીડવાથી મોકલી આપવામા આવશે. અમદાવાદમાં રહેતા વિદ્યાર્થીઓએ જોઇતો ખુલાસો અમારી ઑફિસમાં આવી મેળવવો.

આ ઇન્સ્ટીટયુટ અમદાવાદ રેલ્વે સ્ટેશન પાછળ સરસપુર રોડ ઉપર આવેલુ છે.

આર. સી. ટેકનીકલ ઇન્સ્ટીટયુટ, અમદાવાદ તા. ૨૪-૩-૨૫ } J. H. Mehta પ્રિન્સિપલ.



## સૂચના

૧. આ માસિકમાં છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતાપણું હોવું જોઈએ એમ વાચકોએ માનવું નહિ.

૨. આ પત્ર સંબંધી લખાણ—મેનેજર, શાળાપત્ર ઉપર મોકલવું. છાપવા મોકલવાનું લખાણ કાગળની એક બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો છપાશે; નહિ પસંદ કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો પાછા મોકલવામાં આવશે નહિ.

૩. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપેથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ. ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ આપવામાં આવશે નહિ.

૪. લવાજમ—વરસ એકનો રૂ. ૧—૮—૦(ટપાલ ખર્ચ સાથે) અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦—૧૨—૦; છુટક અંકના રૂ. ૦—૨—૬; પોસ્ટેજ ૦—૦—૬ જુદું.

૫. મનિઑર્ડર—કુપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલાં સરનામાના લેબલ ઉપરનો નંબર પણ લખવો.

### જાહેરખબરના ભાવ

નાણાં અગાઉથી લેવામાં આવશે.

| મુદત | એકપાન | અડધુપાન | પા પાન. |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૧૦૦ | રૂ. ૬૦ | રૂ. ૪૦ |
| ૭ માસ | રૂ. ૬૦ | રૂ. ૪૦ | રૂ ૩૦ |
| ત્રણ માસ | રૂ. ૪૦ | રૂ. ૩૦ | રૂ. ૨૦ |

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૬. શાળાપત્રમાં—આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોવું નથી માટે દરેક મંજુર કરેલી તરીકે ગણવી નહિ.

૭. શાળાપત્રનું વરસ—જાન્યુઆરીથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાની છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે

તંત્રી.

## મે-જુન—સને ૧૯૨૫

### અનુક્રમણિકા.



### એક વિનતિ.

સ્વર્ગસ્થ ગણેશ બચાજી સૂપેના સ્મરણાર્થે એક ફંડ શરૂ કર્યાની હકીકત આપે જાહેર પત્રો દ્વારા જાણી હશે. કેટલાક શિક્ષક બંધુઓ તરફથી અત્યાર સુધીમાં તે ફંડમા મદદરૂપે યથાશક્તિ ફાળો મળતો રહ્યો છે, છતાં કેટલાક સ્થળે અમારી વિનતિ નહિ પહોચી હોય એમ લાગે છે.

આ પત્રદ્વારા આપને વિનતિ કરીએ છીએ કે જેના સાદા, સરળ, આદર્શમય અને મશ્કરી જીવનની છાપ તેમના સમાગમમાં આવેલ પ્રત્યેક વિદ્યાર્થી ઉપર પડયા વિના નહિજ રહી હોય એવા એક ઉત્તમ ચારિત્ર્યવાન અને કર્તવ્યપરાયણ શિક્ષકના સ્મારકને આપ ઉદાર દીલથી મદદ આપી મિત્ર અથવા ગુરૂઋણમાંથી અંશતઃ મુક્ત થશો એવી આશા રાખીએ છીએ.

નાણાં મોકલવાનું સરનામું:—
ગણેશ વાસુદેવ માવલંકર
ભદ્ર-અમદાવાદ

સેવકો
ગણેશ વાસુદેવ માવલંકર
નવીનચંદ્ર મુકુંદરાય દેસાઈ
ગોવિંદરામ બાળાશંકર ઠાકર

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૪મું, મે-જુન સને ૧૯૨૫, અંક ૫-૬

## ટ્રેનિંગ કૉલેજનું શિક્ષણ.

—:*:—

"લંડનમાં મળેલી છેલ્લી શહેનશાહી કેળવણી કૉન્ફરન્સમાં જે અગત્યના વિષયો ચર્ચાયા હતા, તેમાં ટ્રેનિંગ કૉલેજનો વિષય પણ હતો.

ઉત્તર આયર્લૅંડના કેળવણીખાતાના વડા મિ. બોનાપાર્ટ વાઇલ્ડે બેલફાસ્ટ ટ્રેનિંગ કૉલેજ વિષે બોલતાં જણાવ્યું હતું કે પ્રાથમિક શાળાના શિક્ષક થનારને જે તાલીમ આપવાની છે તેનો હેતુ તેને પ્રાથમિક શાળામાં ભણાવવાના વિદ્યાર્થીઓ કરતાં વધારે વિષય-જ્ઞાન આપવાનોજ ન હોવો જોઈએ. તેને પ્રાથમિક શાળાના શિક્ષણ ઉપરાંત માધ્યમિક શાળાનું શિક્ષણ પણ મળેલું હોવું જોઈએ, અને ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થતાં પહેલાં જે પ્રાવેશિક પરીક્ષા લેવાય તે માધ્યમિક શાળાની શાળાન્ત પરીક્ષા જ હોવી જોઈએ. વળી, ટ્રેનિંગ કૉલેજના અભ્યાસની મુદત ઓછામાં ઓછી બે વર્ષ જેટલી હોવી જોઈએ એમ તેમણે સાથે સાથે જણાવ્યું હતું. અગીઆર કે બાર વર્ષની ઘણીજ નાની વયના વિદ્યાર્થીઓને શિક્ષકના ધંધાનું શિક્ષણ આપવા માટે પસંદ કરી તેમની પાસે પ્રાથમિક શાળામાં વડા નિશાળીઆ (મૉનિટર) તરીકે અથવા વિદ્યાર્થી-શિક્ષક ('પ્યુપિલ ટીચર') તરીકે ત્રણથી છ વર્ષ સુધી કામ કરાવી શાળાના યાન્ત્રિક બંધારણથી વાકેફ કરવાની અને ત્યારપછી જ તેમને ટ્રેનિંગ કૉલેજમાં દાખલ કરવાની જુની રીત તેમણે વખોડી કાંઢી હતી.

પ્રાથમિક શાળાના શિક્ષક થવાની ઉમેદવારી કરનારાઓએ માધ્યમિક શાળામાં અભ્યાસ કરતા રહીને આરંભથીજ પ્રાથમિક શાળાની પરિસ્થિતિથી પણ વાકેફ થતાં રહેવું જોઈએ. એ ઉદ્દેશથી તેમણે દર અઠવાડીએ એકાદ દિવસ પ્રાથમિક શાળામાં ગાળવો જોઈએ, ત્યાં શિક્ષણ અપાતું હોય તે જોવું જોઈએ, અને ત્યાં પોતે પણ કંઈક કામ કરી શાળાકામમાં પોતાનો હિસ્સો આપવો જોઈએ. પ્રાથમિક શાળાનાં બાળકોનાં લક્ષણ, તેમની કલ્પના, તેમની આશાઓ તથા ઉમેદો, વગેરે બાબતોનું જ્ઞાન મેળવવું એ પ્રાથમિક શિક્ષકને સૌથી વધારે અગત્યનું છે; કારણકે તે એ મેળવે તોજ ટ્રેનિંગ કૉલેજમાંથી નીકળ્યા પછી પ્રાથમિક શાળાનું કામ તેને શિર આવે ત્યારે પોતાનું જીવન કેવી રીતે નિર્ગમન કરવું જોઈએ, પોતે આદર્શો કેવા રાખવા જોઈએ, પોતાનું કામ કેવા હેતુથી પ્રેરાયલું હોવું જોઈએ, તેની સ્થિતિ-પરિસ્થિતિ તેણે કેવી રીતે યોજવી જોઈએ, એ પ્રશ્નોનો નિર્ણય કરવો તેને મુશ્કેલ થઈ પડે નહિ. આ પ્રમાણે ઉમેદવાર શિક્ષકોએ ટ્રેનિંગ કૉલેજના અભ્યાસ દરમિયાનજ પોતાને શિક્ષકનો ધંધો પસંદ છે કે નહિ અથવા તે ધંધા માટે તેને કુદરતી વલણ છે કે નહિ તે નક્કી કરવાથી જે ઉમેદવારોને તે ધંધા માટે વલણ ન હોય અથવા જેના સ્વભાવનેજ એ ધંધો અનુકૂળ પડતો ન હોય તેને ટ્રેનિંગ કૉલેજ વેળાસર છોડી દેવાનું ફાવી શકે છે.

શિક્ષણ કામનો મહાવરો શિક્ષણના ધંધા માટેના શિક્ષણનો સૌથી વધારે અગત્યનો ભાગ છે તે સંબંધી બોલતાં મિ. વાઇલ્ડે કહ્યું કે, જેવી રીતે સૃષ્ટિવિજ્ઞાનના અભ્યાસીને એક સારી પ્રયોગશાળાનો લાભ આપી તેને જાતે પ્રયોગ તથા શોધખોળ કરવા દેવાની છૂટ આપવામાં આવે છે, તેવીજ રીતે ઉમેદવાર શિક્ષકોને પણ તેમના વિષય સંબંધી પ્રયોગ તથા અજમાયશ કરવાની છૂટ આપવી જોઈએ. ઉચિતપાઠ અથવા નમુનાના પાઠ આપવાનું સ્થળ એટલે ટ્રેનિંગ કૉલેજની પ્રૅક્ટિઝિંગ સ્કૂલ એ તેમની પ્રયોગશાળા છે, અને તે ટ્રેનિંગ કૉલેજનું અંગજ છે. અહિં શિક્ષણપદ્ધતિના શિક્ષકે અને તેના મદદનીશોએ શિક્ષણના પ્રયોગો કરવા જોઈએ, અને સારી નઠારી શિક્ષણપદ્ધતિથી શીખનારપર થતી અસર ઉમેદવાર શિક્ષકોને બતાવવી જોઈએ. પ્રૅક્ટિઝિંગ સ્કૂલના શિક્ષકો બહુ કાળજીથી પસંદ કરવા જોઈએ; અને તેમણે ટ્રેનિંગ કૉલેજના અધિકારીઓ (અધ્યાપકો) ની દેખરેખ નીચે કામ કરવું જોઈએ. પ્રયોગશાળાનો ઉપયોગ ડહાપણથી

અને વિદ્યાર્થીના અભ્યાસને હાનિ ન પહોંચે એવી રીતે કરવો જોઇએ. કારણકે એટલું યાદ રાખવું કે જે વિદ્યાર્થીઓ પર તેઓ અજમાયશ કરે છે તે સજીવ બાળકો છે અને તે ત્યાં અભ્યાસમાં આગળ વધવાને આવ્યાં છે, અભ્યાસના ભોગ થવાને નહિજ.

ઉમેદવાર શિક્ષકો જ્યારે પ્રૅક્ટિઝિંગ સ્કૂલમાં મહાવરો કરવા જાય ત્યારે તેમને સૂચનાઓ આપવાને અને તેમના કામ ઉપર દેખરેખ રાખવાને જે ગોઠવણ કરવી પડે છે તેના સંબંધમાં બોલતાં મિ. વાઇએ જણાવ્યું હતું કે વર્ષમાં અમુક સમયેજ બધા વિદ્યાર્થીઓને સામટા શાળામાં શીખવવાને મોકલી આપવાની પદ્ધતિ વખોડવા જેવી છે, કારણકે આથી એકી વખતે થતા બધા કામ ઉપર પ્રવીણ શિક્ષકોની દેખરેખ રહી શકતી નથી. પુરતી દેખરેખ રહી શકે તે હેતુથી બેલફાસ્ટની ટ્રેનિંગ કૉલેજમાં થોડાથોડા વિદ્યાર્થીઓનેજ એકી વખતે શાળામાં શીખવવાનો મહાવરો કરવાને મોકલવામાં આવે છે. ત્યાં વિદ્યાર્થીનાં ૧૧–૧૧ નાં જૂથ બાંધવામાં આવ્યાં છે ને એવા દરેક જૂથને વારાફરતી એક એક દિવસ શીખવવાનો મહાવરો કરવા મોકલવામાં આવે છે. જ્યારે એ જૂથો વારાફરતી પ્રૅક્ટિઝિંગ સ્કૂલમાં રોકાએલાં હોય છે, ત્યારે કૉલેજનું શિક્ષણકામ તો બાકીના વિદ્યાર્થીઓ સમક્ષ ચાલુજ રહે છે, તેથી મહાવરો કરવા ગએલા વિદ્યાર્થીઓના તે દિવસના પાઠ પડે છે. આ એ યોજનાની ખામી છે. પણ દર અગીઆરમે દિવસે મહાવરા માટે શાળામાં જવાનો વારો આવે છે તેથી દર પ્રસંગે જુદો જુદોજ દિવસ આવે છે, તેથી કરીને દર પ્રસંગે એકના એકજ વિષયના કૉલેજપાઠ તેમના પડતા નથી. દાખલા તરીકે અઠવાડીઆમાં પાંચજ દિવસ કામ થાય છે; તેથી જે વિદ્યાર્થીઓ સોમવારે મહાવરો કરવા જાય ને પાઠમાં ગેરહાજર રહે તેને પછીને વારે મંગળવારે જવાનું આવે, અને ત્યાર પછીને વારે બુધવારે, અને તે પછીને વારે ગુરુવારે, એ પ્રમાણે. આથી અઠવાડીઆના ઉઘડા દિવસનો વારો આવતાં તેની સાથે સાથેજ અગીઆર કે બાર અઠવાડીઆના ટર્મનો પણ છેડો આવે છે; જેથી કૉલેજનું શિક્ષણ તેમને દરેક ટર્મમાં દરેક વિષયમાં એકજ દિવસ ખોવું પડે છે. શિક્ષણકામનો મહાવરો પણ આખા વર્ષપર્યન્ત તેમને થાય છે, અને પ્રૅક્ટિઝિંગ સ્કૂલમાં જવાના વારાઓ વચ્ચેના ગાળામાં સંપૂર્ણ નોંધ તૈયાર કરવાનો અને ધીમે ધીમે અને ચોક્કસ રીતે શિક્ષણકળાની માહિતી મેળવવાનો તેમને પુરતો વખત મળે છે.

વિદ્યાર્થીના કામપર દેખરેખ સારી રહી શકે તે માટે દરેક જૂથના ૭-૭ વિદ્યાર્થીઓના ત્રણ ભાગ પાડી દઇ તેમને ત્રણ જુદી જુદી શાળામાં મોકલવામાં આવે છે અને તેમની સાથે તેમના કામપર દેખરેખ રાખવાને કૉલેજના એક એક મદદનીશ શિક્ષક જાય છે, જેથી કરીને આખો દિવસ તેમના કામપર પુરતી દેખરેખ રાખી શકાય છે, ને તેમને સલાહ કે સહાય જરૂર પડે ડગલે ડગલે મળી શકે છે.

ટ્રેનિંગ કૉલેજમાં શિક્ષણવિષયના શિક્ષણના સંબંધમાં મિ. વાઇઝે જણાવ્યું હતું કે વિષયજ્ઞાન આપનારા શિક્ષકો અને શિક્ષણપદ્ધતિનું જ્ઞાન આપનારા શિક્ષકો જુદા હોવા જોઈએ નહિ. એકજ શિક્ષકે એટલે વિષયજ્ઞાન આપનાર શિક્ષકોએજ પોતાના વિષયો કેવી રીતે નાનાં પ્રાથમિક શાળાનાં બાળકોને શીખવવા તે પણ વિષયજ્ઞાન આપતી વખતે શીખવવું જોઈએ.

---

## " પ્રોજેક્ટ " પદ્ધતિ. ( Project Method )

---

જગતના ઇતિહાસમાં દરેક યુગનાં ખાસ લક્ષણ જોવામાં આવે છે. કોઈક યુગ ધાર્મિક પ્રવૃત્તિનો, કોઈ શૌર્યનો, કોઈ વેપારની વૃદ્ધિનો અને કોઈ હુન્નરકળાની વૃદ્ધિનો હોય છે. આ ઉપરાંત જુદા જુદા યુગમાં જનસમાજની જુદા જુદા વર્ગોની ચઢતી પડતી જોવામાં આવે છે. કોઈ યુગમાં બ્રાહ્મણો-ધર્મગુરુઓ-પુરોહિતોની ઉન્નતિ અને બાકીના જનસમાજની અધોગતિ જોવામાં આવે છે, તો કોઈ યુગમાં ક્ષત્રિઓ અને યુદ્ધકલામાં પ્રવીણ મનુષ્યોની ઉન્નતિ અને બીજા વર્ગની અધોગતિ જોવામાં આવે છે. યુરોપ અમેરિકા વગેરે પશ્ચિમના દેશોમાં એક યુગ એવો હતો કે સ્ત્રીઓની ઉન્નતિ, સ્ત્રી-સન્માનવૃત્તિ એજ સમાજનું લક્ષ્ય હતું. હાલનો જમાનો, એ દેશોમાં, બાલકોનો અને મજુર, કારીગર અને પછાત પડતી કોમોનો છે. આ કારણથી એ દેશોમાં,હાલના સમયમાં કેળવણીના-ખાસ કરીને બાળ-કેળવણી અને ધંધાદારી લોકોની કેળવણીના-અનેક પ્રયોગો થાય છે, અને તે તે પ્રયોગોની અજમાયશ માટે શાળાઓ સ્થાપવામાં આવે છે. કિન્ડરગાર્ટન, મૉન્ટેસોરી અને ડૉલ્ટન પદ્ધતિ એ આ જાતના પ્રયોગોના પ્રત્યક્ષ દાખલા છે. આવા પ્રયોગો પશ્ચિમના દેશોમાં ખાસ થાય છે તેનું કારણ એ છે કે એ દેશોમાં જીવન છે, ચેતન છે. ઉત્સાહ છે અને મહત્વાકાંક્ષા

છે. બાળકેળવણીના એક નવા–આપણા દેશમાં નવા–પ્રયોગની હકીકત સંબંધી ચર્ચા કરવાનો આ લેખનો હેતુ છે.

આપણી હાલની કેળવણી માટે એક ફરિઆદ એવી સાંભળવામાં આવે છે કે તે કેળવણીથી વિદ્યાર્થીઓ 'વેદીઆ' થઈ જાય છે, તેમને સામાન્ય વ્યાવહારિક જ્ઞાન બીલકુલ મળતું નથી. નિશાળ અને કૉલેજમાં સારી રીતે ભણેલો વિદ્યાર્થી ધંધારોજગારમાં કોર્ટો અને ઑફિસોમાં તદ્દન નકામો નીવડે છે અને ખોટા સ્વપ્નવત્ ખ્યાલોમાં પોતાની છંદગી બરબાદ કરે છે. આ ફરિઆદ શહેરના લોકોની છે. ગામડાંના લોકો એવી ફરિઆદ કરે છે કે અમારા છોકરાઓ થોડુંઘણું ભણે છે એટલે અમારા ગામડાં ઉપર, ખેતી ઢોરઉછેર વગેરે ધંધા ઉપર, અને ગામડાના સાદા જીવન ઉપર તેને તિરસ્કાર આવે છે, તે શહેરોમાં જતા રહે છે અને શહેરોના ખર્ચાળ, વિલાસી અને કુસંસ્કારી જીવનમાં શરીર અને આત્માનો તેમજ ધનનો નાશ કરે છે. ભણેલા છોકરા અમારા ગામડાને કાંઈ પણ ઉપયોગી નથી. ઘણું સારું ભણે અને સારો વકીલ કે દાક્ટર થાય અગર ઉંચા સરકારી અધિકારે પહોંચે તો તો ઠીક પણ થોડુંઘણું અંગ્રેજી ભણેલાની તો ઉપર જણાવી તેવીજ સ્થિતિ થાય છે. તેના કરતાં બે ચાર ચોપડીઓ ભણે તો પછી અમને ખેતીમાં ઉપયોગમાં આવે અને તેને ઢોર હાંકી લાવતાં કે બળદને પાણી પાવા જતાં કે માટીનાં ને કામડાંના ઘરમાં રહેતા શરમ ન લાગે. ઉપરની ફરિઆદોમાં ઘણું સત્ય છે અને બાળકેળવણીની જે પદ્ધતિ વિષે અહીં ચર્ચા કરી છે તેથી એ ફરિઆદ દૂર થવાનો સંભવ જણાય છે.

જે હેતુથી કિન્ડરગાર્ટન અને મૉન્ટેસોરી પદ્ધતિની યોજના થઈ છે તેજ હેતુ આ નવી પ્રૉજેક્ટ પદ્ધતિમાં રાખવામાં આવ્યો છે. ઠેઠ નાનાં બાળકને ભણવાના વિષયોમાં રસ પડે, તેમને ભણવાનો અને નિશાળનો કંટાળો ન ઉપજે, બાળકો પોતાને શીખવાના વિષયો રમતાં રમતાં અને રમતની મારફતે શીખે અને તે ઉપરાંત તેમના સ્વાભાવિક ગુણો કેળવાય તથા તેઓ સારી રીતભાત શીખે અને નીતિની ટેવો તેમને પડે એ આ પદ્ધતિઓના હેતુ છે. પ્રૉજેક્ટ પદ્ધતિ એથી વિશેષ આગળ જાય છે. બાળકો નિશાળમાં નથી આવતાં ત્યારે શું કરે છે? ઘર આગળ કે ફળીઆમાં રમે છે. રમત એ બાળકોની સ્વાભાવિક હાજત છે. તે સ્થિતિથી જુદી ભણવાની સ્થિતિ ન હોવી જોઈએ એવો કેળવણીકારોનો મત થતો

જાય છે. બાળકના માનસિક તેમજ શારીરિક વિકાસને માટે રમત અતિ ઉપયોગી છે. આ વાતનું ઘણીવાર માબાપ તેમજ શિક્ષકો વિસ્મરણ કરે છે અને તેથીજ બાળકોને ઘણીવાર તેઓ ધમકાવીને રમત છોડાવી હાથમાં સ્લેટ કે ચોપડી આપી "ભણવા" બેસાડે છે. વાસ્તવિક રીતે બાળકો રમતમાંથી જેટલું શીખે છે, તેની નૈસર્ગિક શક્તિઓ રમતમાં જેટલી કેળવાય છે અને આજુબાજુના સંસારની તેને રમતમાં જેટલી માહીતી મળે છે તેનો શતાંશ પણ પુસ્તકોમાંથી તેને મળતો નથી. ગામડાનો આઠ દશ વર્ષનો અભણ છોકરો, શહેરના તેટલીજ ઉંમરના ત્રીજા કે ચોથા ધોરણના વિદ્યાર્થી કરતાં, વનસ્પતિ, પશુપંખી, તળાવ, ડુંગર વિષે ઘણું વધારે જાણે છે; તેનું શરીર ઘણું વધારે મજબુત હોય છે; તે વધારે હિંમતવાળો અને સાહસિક હોય છે. આ સર્વ ગુણોની ભવિષ્યની જીંદગીમાં ઓછી જરૂર છે ? પશ્ચિમના કેળવણીકારો અને શિક્ષણશાસ્ત્રીઓએ ખૂબ વિચાર કરીને, અનેક પ્રકારના પ્રયોગો કર્યા પછી આ પ્રોજેક્ટ પદ્ધતિ કાઢી છે બાળકોની રમતો નિશાળમાં રમાડીને–રમવામાં અને ભણાવવામાં જરાપણ ભેદ પાડયા સિવાય–બાળકોને અક્ષરજ્ઞાન, ગણિતનું જ્ઞાન, ઇતિહાસ ભૂગોળનું જ્ઞાન અને તેની સાથે બીજી સર્વ ઉપયોગી માહીતી આ પદ્ધતિદ્વારા આપી શકાય છે. તે દેશના શિક્ષણશાસ્ત્રીઓ અને બાળઅભ્યાસીઓ માને છે કે રમતમાંથી કૃત્રિમ રીતે બાળકોને "ભણવા"માં જોડવાથી ખરી કેળવણી મળતી નથી અને બાળકોને પરાણે કરાવેલા પરિશ્રમથી જલદી થાક લાગે છે. રમવાનું ચાલુ રાખવાથી આ પ્રમાણેની કૃત્રિમતા દૂર થઈ ખાસ શ્રમ લેવાની જરૂર પડતી નથી. બીજી એક દૃષ્ટિથી અને જરા વધારે ગંભીરપણે વિચાર કરીશુ તો જણાશે કે મનુષ્યો મોટી ઉંમરે શું કરે છે ? વ્યવહારમાં જે જે કાર્યો કરે છે તે પણ એક જાતની નાનપણની રમતોનું જુદું સ્વરૂપ નથી ? અગર બીજી રીતે કહીએ તો મોટપણનાં વ્યવહારનાં કાર્યો–ખેતી, નિશાળ–ભણાવવાનું, આગગાડી ચલાવવાનું, પોલીસનું કામ કરવાનું, ઘર બાંધવાનું વગેરે અનેક કાર્યોના નાના સરળ નમુના બાળકોની રમતોમાં જોવામાં આવે છે. કેળવણીકારો કહે છે કે મોટપણના વ્યવહારના આ કાર્યોના નમુનાનોજ ઉપયોગ વિદ્યાર્થીઓને અક્ષરજ્ઞાન અને શાળાના બીજા વિષયો શીખવવા માટે કરવાથી રમત અને "ભણવા"માં જણાતો કૃત્રિમ ભેદ દૂર કરી શકાશે.

જીંદગીની સામાન્ય જરૂરીઆતો અને સાધારણ સગવડોને અર્થે માણસોને જે જે આવડતની જરૂર છે તે આવડતોને ધોરણે આવા પ્રકારના અભ્યાસક્રમની યોજના કરવામાં આવી છે. આ યોજનાના અભ્યાસક્રમનો વિશેષ વિગતથી વિચાર કરીએ.

નાનાં બાળકો નિશાળમાં આવે છે ત્યારથી દસબાર દિવસ સુધી શિક્ષક તેમને રમવા કુદવા દે છે, તેમને ફાવે તેટલો વખત અને પોતપોતાના ફળીઆમાં જે નિખાલસતાથી અને છૂટથી રમતાં હોય છે તેમજ તેમને રમવા દે છે. રમત દરમિયાન શિક્ષક તેમની સાથે વાતો કરે છે અને તેમનાં માબાપની સાંસારિક સ્થિતિ વિષે, તેમનાં ઘરબાર વિષે, તેમની માહીતી, ટેવો, સ્વભાવ વગેરેની માહીતી મેળવી લે છે. રમત રમતમાંજ શિક્ષક તેમનો આગળ રમતની એક યોજના—જે યોજના બાળવર્ગના અભ્યાસક્રમ અર્થે યોજવામાં આવેલી હોય છે તે રજુ કરે છે. દાખલા તરીકે છોકરાં સાથે વાતચીતના પ્રસંગે ગામડામાં હોય છે તેવાં કામડાંનાં અને માટીનાં ઘર બાંધવાની વાત કરે છે અને ઘર બાંધવાની રમતની સૂચના—માત્ર સુચના કરે છે. છોકરાં તે સુચના ઉત્સાહથી ઉપાડી લે છે. એટલે ઘર બાંધવાના કામ માટે જોઈતાં સાહિત્યનો, જમીન વગેરેનો, વિચાર અને વાટાઘાટ ચાલે છે. જુદાં જુદાં છોકરાં જુદું જુદું કામ માથે લે છે. કોઈ વાંસ લાવવાનું, કોઈ માટી લાવવાનું, કોઈ માટી પલાળવાનું વગેરે આ વિચાર અને વાટાઘાટ દરમિયાન છોકરાંના કેટલાક પ્રશ્નોના શિક્ષક એવા જવાબ આપે છે કે અમુક માહીતી તો તે બાબતની ચોપડીમાં આપેલી છે અને અમુક ચીજ તો તેના વેપારીને ચિઠ્ઠી લખીને મંગાવી શકાય. છોકરાં સ્વાભાવિક રીતે તે ચોપડી વાંચવાની અને ચિઠ્ઠી લખતાં શિખવાની પોતે માગણી કરે છે અને આ રીતે છોકરાંની પોતાનીજ માગણીથી વાંચતાં લખતાં શીખવવાનું શરૂ કરવાનો પ્રસંગ મળે છે, પરંતુ તે વાંચવા માટે કે "ભણવા" માટે નહિ. તેમને તો ઘર બાંધવાનો અંતિમ હેતુ છે અને એ અંતિમ હેતુ પાર પાડવાના એક સાધન તરીકે વાંચતાં લખતાં શીખવાની માગણી—છોકરાં તરફથીજ—કરવામાં આવે છે. આવા પ્રકારની યોજનામાં વાચન લેખન શીખવવા માટે જેમ બને તેમ જલદી અને સારૂં લખતાં વાંચતાં શીખાય એવી યોજના શોધવાની સ્વાભાવિક રીતે જરૂર પડે છે. પ્રોજેક્ટ પદ્ધતિને અંગે એવી વાચન લેખન પદ્ધતિ પણ યોજવામાં આવી છે. આ પદ્ધતિને "વાર્તાદ્વારા વાચન

પદ્ધતિ" એવું નામ આપીશું. એ પદ્ધતિ બહુ સફળ નીવડેલી આ લેખક જાતે જોઈ છે અને તેથી તે અહિં જરા વિસ્તારથી જણાવી છે.

શિક્ષક બાળકોને એક સરળ નાની રસુજી વાર્તા કહે છે. એ ત્રણ વાર તે વાર્તા કહ્યા પછી બાળકોને તે સંબંધી પ્રશ્નો પૂછી તેમની પાસેજ છૂટક છૂટક તે વાર્તા કહાવે છે. પછી વાર્તાનું એકાદ વાક્ય લઈ પાટીઆ ઉપર લખે છે અને બાળકોને પોતાની સાથેજ તે વંચાવે છે-બોલાવે છે. પછી શબ્દે શબ્દે અટકીને વંચાવે છે. જાણે કે દરેક શબ્દ છૂટો છૂટો તેમના મગજમાં ખૂંપે. આટલી વખત પુનરુક્તિ થવાથી બાળકો તેવા વાક્યના શબ્દો ઘણા ખરા ઓળખે છે તે બરાબર ઓળખી શકે છે કે નહિ તેની પરીક્ષા કરવા શબ્દો ઉલટસુલટ તેમજ આંકના ઘડીઆની પેઠે એક નીચે બીજો એમ હારમાં મૂકી વંચાવે છે. બાળકો આ બરાબર વાંચી શકે પછી કાગળના પત્તા પર લખેલું તેજ વાક્ય અને પત્તા પર લખેલા છૂટા શબ્દો વંચાવે છે તથા ઓળખાવે છે. આ પ્રમાણે વાર્તાના ઘણા શબ્દો બાળકો વાંચતાં શીખી જાય છે. પછી બીજી વાર્તા કહે છે અને તેમાં એજ રીતે બીજા કેટલાક નવા શબ્દો શીખાય છે. અલબત છોકરાં હજી છૂટા અક્ષરો કે જોડણી કરી શકતાં નથી. પણ તેની જરૂર વાંચવામાં કે લખવામાં જણાતી નથી. છૂટા અક્ષરો બાળકો પોતાના મનમાં ધીમે ધીમે જુદા પાડતા એમને એમ શીખી જાય છે. આ પદ્ધતિથી શીખવતાં જોડાક્ષરો વાંચવાની કે લખવાની તેમને જરા પણ મહેનત પડતી નથી. આ પદ્ધતિથી બાળવર્ગના વિદ્યાર્થીઓ વર્ષ દરમિયાન લગભગ સાત કે આઠ વાર્તા શીખે છે અને તેને પરિણામે વાચનમાળાની બીજી ચોપરીના પાઠો બહુજ સરળતાથી બાળકોને વાંચતાં આ લેખકે જોયા છે. આ પદ્ધતિથી વાચન શીખવવાનો બીજો એક મોટો ફાયદો એ થાય છે કે બાળકોને વાંચવાનો-નવી નવી વાર્તાઓ અને નવાં નવાં પુસ્તકો વાંચવાનો-શોખ બલકે પિપાસા ઉત્પન્ન થાય છે. શિક્ષક આ શોખનો લાભ લેઈ તેમની આગળ તેમને યોગ્ય જાત જાતની ચોપડીઓ મૂકે છે. આપણી નિશાળોમાં પાઠ્ય પુસ્તકોની બહારનાં પુસ્તકોના વાચનનો શોખ કે માગણી કેટલી થોડી છે તે સહુને જાણીતું છે. લેખન પણ વાચન શીખ્યા પછી થોડે વખતે શરૂ કરવામાં આવે છે. ટુંકામાં આ પદ્ધતિમાં અક્ષરથી કે શબ્દથી નહિ પણ વાક્યોથી વાચન શરૂ થાય છે અને પ્રથમ તે વાર્તા મારફત શીખવાય છે. આ પદ્ધતિથી ત્રણ વર્ષસુધી

શીખેલાં બીજાં ધોરણોનાં બાળકો ગમે તે સહેલી નવી વાંચવાની ચોપડી કડકડાટ વાંચી જાય છે એ આ લેખકે નજરે જોયું છે.

ઘર બાંધવાની યોજનાને અંગે જોયતી અનેક ચીજો ગણુવામાં સંખ્યાનું બહુ સારી રીતે શિક્ષણ આપી શકાય એ તો સૌ કોઈ સહેલાઈ-થી સમજી શકશે. આ ઉપરાંત બાળવર્ગ પુરતું અને તેથી પણ વધારે સામાન્ય સૃષ્ટિજ્ઞાન અને સહેલું ચિત્રકામ પણ સાથે સાથે શીખવાય છે. ટુંકામાં, બાળકો બાળવર્ગના બધા વિષયો અને તે ઉપરાંત કાંઈક વિશેષ —વર્ષ દરમિયાન સારી રીતે શીખે છે અને બધો વખત તેમનો હેતુ તો ઘર બાધવાની રમત રમવાનો હોય છે. આ ઘર તે કાંઈ રમકડું નહિ પણ સાધારણ બાર તેર વર્ષનું બાળક સહેલાઈથી અંદર ઉભું રહી શકે એવડું મોટું બારીબારણાવાળું સુખસવડ સાથેનુ ઘર થાય છે.

બાળવર્ગની 'પ્રોજેક્ટ'નું અહીં વિસ્તારથી વર્ણન કર્યું છે. તેજ પ્રમાણે પહેલા, બીજા, ત્રીજા, વગેરે ધોરણોમાં જુદી જુદી 'પ્રોજેક્ટ' રાખવામાં આવે છે. જેમકે ખેતર, પોસ્ટ ઓફિસ, મેળો, મુસાફરી—વગેરે અનેક પ્રકાર-ની રમતો બહુજ પદ્ધતિસર અને કૃતિ સાથે રમવામાં આવે છે અને તે દરેક 'પ્રોજેક્ટ' સાથે તે:તે ધોરણને અનુસરતો કેળવણી ખાતા તરફથી યોજાએલો આખો અભ્યાસક્રમ બહુજ સહેલાઈથી શીખવાય છે. આ બધું છોકરાં તો રમતા રમતાંજ—રમતમાંજ—શીખે છે અને ફળીઆમાં રમવામાં અને નિશાળમાં રમવામાં તેમને જરાપણુ તફાવત માલમ પડતો નથી. નિશાળમાં આવવાનો તેમનો અણુગમો દૂર થાય છે એટલુંજ નહિ પણ બહુ ઇંતેજારીથી અને ઉમંગથી તેઓ શાળામાં આવે છે. ચાર પાચ વર્ષ આ પદ્ધતિએ શીખેલાં બાળકોનુ અક્ષરજ્ઞાન, ગણિતનું જ્ઞાન, સામાન્ય માહીતી અને ઇતિહાસભૂગોળનું જ્ઞાન, આપણી નિશાળોમાં શીખતાં બીજાં સાધારણ બાળકો કરતાં ઘણું વધારે હોય છે. અને તે સાથે શારીરિક મહેનત કરવાનો તેમજ હસ્તકામનો તેમને મહાવરો થવાથી તેમનાં શરીર સુદૃઢ ને આરોગ્ય રહે છે અને કળાકૌશલ્ય કે હુન્નરઉદ્યોગના તથા ખેતી, બાગકામ, સુતાર, લુહાર વગેરે કામમાં તેઓ આગળ ઉપર સહેલાઈથી પ્રવીણતા મેળવી શકે છે. અને તે ઉપરાંત આ બધું કેવળ રમતાં રમતાં ઉત્સાહથી શીખે છે, "ભણુવા"નો તેમને લેશમાત્ર પણુ બોજો હોતો નથી.

આપણા અભ્યાસક્રમ પ્રમાણે જુદા જુદા વિષયો શીખવામાં એક-બીજાના સંબંધનું ભાન હોતું નથી. વાચન તે વાંચતા શીખવા માટે અને

ગણિત તે સંખ્યાનું જ્ઞાન થવા માટે, ભૂગોળ તે પૃથ્વીના દેશો અને લોકોની માહીતી મેળવવા માટે એમ પ્રત્યેક વિષયનો ભિન્ન ભિન્ન હેતુ નજર આગળ રાખી એકબીજાથી પૃથક્‌પૃથક્ તે શીખવાય છે. પ્રોજેક્ટ પદ્ધતિમાં પ્રત્યેક વિષય શીખવાનો હેતુ અમુક પ્રોજેક્ટ પુરી કરવાનો–માથે લીધેલું કાર્ય પુરૂ કરવાનો–હેતુ હોય છે–એ મુખ્ય હેતુ પાર પાડવા માટેજ જુદા જુદા વિષયો શીખાય છે એટલે તે દરેક એકબીજાને જોડાએલા હોય છે.

"પ્રોજેક્ટ" પદ્ધતિના ઉપર જણાવેલા ફાયદા ઉપરાંત બીજા કેટલાક અગત્યના ફાયદા થાય છે. સાથે મળીને કામ કરવાથી–group-work–સહકારથી કાર્ય કરવાની પદ્ધતિથી–જનસમાજમાં બહુ અગત્યનો નૈતિક ગુણ ખીલે છે. વળી સર્વ કાર્ય પોતાને હાથે કરવાની ટેવ પાડવાથી આત્મશ્રદ્ધા અને આશાવાદ ખીલે છે. આ પદ્ધતિ એક દૃષ્ટિએ જોતાં–Democracy પ્રજાશાસનનો મૂળ પાયો રચવામાં તેમજ તેની ભાવના જાગ્રત કરવામાં અતિ ઉપયોગી સાધન છે. આ ઉપરાંત ઘણી પ્રોજેક્ટ એવી યોજવામાં આવે છે કે જુદાં જુદાં ધોરણો એકબીજાને પોતે કરેલા કામથી મદદ કરી શકે. પોતાની નિશાળના સર્વ કાર્યોમાં જુદા જુદા ધોરણોના વિદ્યાર્થીઓ સહકાર્યથી એકબીજાને મદદ કરતા શીખે એ અતિ અગત્યનો ગુણ છે, અને તેની ખીલવણી આગળ ઉપર ઘણીજ ઉપયોગની છે. આ પદ્ધતિથી બાળકના માબાપ અગર વાલીની ઘણાં કાર્યમાં મદદ મેળવી શકાય છે અને બાળકોને નિશાળ અને કૌટુંબિક જીવનની એકજ પ્રણાલિકા ચાલુ રાખવામા આ પદ્ધતિ સાધનભૂત થાય છે.

બાળકોને આ પદ્ધતિથી શા ફાયદા થાય છે તે આપણે જોયું. હવે શિક્ષકને તેનાથી શા લાભ મળે છે તેનો વિચાર કરીએ. એ પદ્ધતિથી શીખવનાર શિક્ષકને પોતાના કામમા અત્યંત રસ પડે છે. અમેરિકામાં આ પદ્ધતિ જે જે શાળાઓમા દાખલ કરવામાં આવી છે ત્યા અગાઉ જે શિક્ષકો નિરુત્સાહી, આનંદહીન અને માત્ર વેઠ ઉતારનાર માલમ પડતા હતા તે ઘણાજ ઉમંગથી કાર્ય કરનાર જણાયા છે. બાળકોને ઉત્સાહ ચેપી હોય છે. બાળકની સાથે બાળક થનાર શિક્ષકને અંતરના ઉંડા આનંદનો અનુભવ થાય છે તેને જીવન રસમય લાગે છે. 'પ્રોજેક્ટ'નાં કાર્ય કરતે બાળકોની મુશ્કેલીઓ ઉકેલવા માટે તેમજ બીજી રીતે માહીતી મેળવવા માટે શિક્ષકને પોતાની જ્ઞાનસમૃદ્ધિ વધારવાનો અવકાશ મળે છે. અને

ટુંકામાં જે ચાલતી આવેલી ઘરડમાં આપણા શિક્ષકનો મોટો ભાગ પડી ગયો છે તેમાંથી તેમને દૂર કરવાનો આ સૌથી ઉત્તમ માર્ગ જણાય છે.

આ પદ્ધતિથી કેળવાએલાં બાળકોને ગ્રામ્ય જીવનના સર્વ અંગોમાં રસ ઉત્પન્ન થાય છે અને તે કાયમ રહે છે. ગામડાનાં કામો, ખેતી, ઢોરઉછેર, ઝુંપડાં બાંધવાનું, કુવા ખોદવાનું–વગેરે અનેક સાદાં પણ અતિ અગત્યનાં કાર્યોમાં તેમને નવી પ્રેરણા મળે છે, એ કાર્યોમાં તેમને એક પ્રકારની અવનવી રમણીયતા જણાય છે.

આ પદ્ધતિનો પ્રયોગ ખરી રીતે ટ્રેનિંગ કૉલેજ જેવી સંસ્થાઓમાં થઈ શકે. નવા 'ટ્રેન્ડ' થવા આવનાર યુવાન શિક્ષકોને આ પદ્ધતિમાં પ્રવેશ કરાવવામાં આવે તો તેમના ધંધામાં તેમને કાંઈક નવી પ્રેરણા અને નવું બળ પ્રાપ્ત થશે. જનસમાજને ઉપયોગી થવાની નવી કાર્યદિશા તેમને જણાશે, અને તેથી પ્રાથમિક શાળાઓના શિક્ષકને હાલ જે પોતાનો ધંધો શુષ્ક, નિર્માલ્ય અને બીજા કોઈપણ ધંધાની આવડત અગર જોગવાઈને અભાવે આ ધંધો માત્ર પેટને અર્થે પરાણે કરવો પડતો હોવાનું સામાન્ય રીતે જોવામાં આવે છે તે સ્થિતિ દૂર થશે.

આ પદ્ધતિ મોન્ટેસોરી પદ્ધતિ જેટલી ખર્ચાળ પણ નથી. તેને માટે જોયતાં સાધનો સાદાં હમેશના વપરાશની ઘરગથ્થુ ચીજોનાં હોવાને લીધે હરકોઈ ગામડાંમાં તે મળી શકે એવાં હોય છે.

આપણી પ્રાથમિક શાળાઓમાં ઘણે ઠેકાણે નાની નિશાળોમાં એકજ શિક્ષકને ત્રણ ચાર ધોરણો શીખવવાનાં હોય છે, આખી નિશાળની કુલ જવાબદારી એકજ શિક્ષકને માથે હોય છે. તેવી શાળાઓ સંખ્યા અને ખર્ચના કારણે રાખવાની જરૂર રહેવાની–તો આ પદ્ધતિ એ શાળાઓમાં દાખલ થઈ શકે કે નહિ એવો સવાલ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થશે. આના ખુલાસા માટે આ સાથે ત્રણ ધોરણ ચલાવનાર એક શિક્ષકનું વખતપત્રક નમુના માટે આપવામાં આવ્યું છે તે તરફ વાચકોનું લક્ષ ખેંચવામાં આવે છે. એકજ શિક્ષક આખી નિશાળ ચલાવે એ સ્થિતિ માત્ર આપણાજ દેશમાં છે એમ નથી. યુરોપ અમેરિકા જેવા દેશોમાં પણ એવી વ્યવસ્થા જોવામાં આવે છે. અલબત આવી શાળાઓમાં કામની વહેંચણી શિક્ષક પોતાને અનુકૂળ રીતે કરે છે એટલે તે નિશાળનું વખતપત્રક બીજી સામાન્ય

નિશાળો કરતાં જુદી ઢબનું હોય છે અને શીખવવાની પદ્ધતિ માટે પણ શિક્ષક પોતાની સ્વતંત્ર યોજના કરી શકે છે.

પંજાબ પ્રાંતમાં મોગર નામે સ્થળમાં પ્રોજેક્ટ પદ્ધતિથી ચાલતી શાળા છે. અમેરીકન મિશનરીઓ આ પ્રયાસ સાં કરી રહ્યા છે અને એવા પ્રયત્નનો ફતેહમંદ રીતે પ્રયોગ કરનાર મિ. હીલે ગોધરાની મેથડિસ્ટ ટ્રેનિંગ-કૉલેજના મેળાવડા સમક્ષ આપેલું ભાષણ સાંભળી તે વખતે ટપકાવી લીધેલી નોંધ પરથી આ લેખ લખવામાં આવ્યો છે. એ નોંધ ઉપરાંત ઉત્તર વિભાગના ઇન્સ્પેક્ટ્રેસ મિસિસ સ્ટૉકબ્રિજે પોતે તે ભાષણો વખતે ઉતારેલી નોંધનો પણ આ લેખમાં ઘણો ઉપયોગ કરવામાં આવ્યો છે. આ ભાષણો સાંભળ્યા પછી મિ. હીલ સાથે કરેલી ચર્ચા તેમજ અંકલેશ્વરના મિશન તરફથી ચાલતી "વોકેશનલ ટ્રેનિંગ કૉલેજ" ના મુખ્ય અધિકારી મિ. લેંગ સાથે થએલી ચર્ચા તથા તેમની પાસેથી વાંચવા મળેલા પ્રોજેક્ટ પદ્ધતિના પુસ્તકનો પણ ઉપયોગ આ લેખમાં કરવામાં આવ્યો છે. આ લેખને અંતે જે વખતપત્રકનો નમુનો+ આપવામાં આવ્યો છે તે લેખકની વિનતિ માન્ય રાખી મિ. હીલે મોકલી આપેલો છે. આ સર્વનો અંતઃકરણપૂર્વક આભાર આ સ્થળે માનવાનું કર્તવ્ય હું સમજું છું

છેવટે આ લેખનો હેતુ ચર્ચા શરૂ કરવાનો છે એ ખાસ જણાવવાની અગત્ય છે. શિક્ષણપદ્ધતિઓમાં અમુક જ ઉત્તમ છે અને બીજી સર્વ નિષ્ફળ છે એવો દાવો કોઈ કરી શકે નહિ. આ પદ્ધતિ માત્ર પ્રયોગજ છે અને તેની સંપૂર્ણ સફળતાનું માપ હજી આપણે કરી શકીએ નહિ; તેમજ આ લેખકને એ પદ્ધતિ સર્વાંગે પ્રત્યક્ષ જોવાનો લાભ પણ મળ્યો નથી. એ સર્વ હકીકત છતાં શિક્ષણમાં ખંત અને ઉત્સાહ ધરાવતા શિક્ષકોના મનન અને ચર્ચાને માટે આ લેખ લખ્યો છે. આશા છે કે ઉત્સાહી શિક્ષકો આ ચર્ચા ઉપાડી લઈ લેખકનો હેતુ સાર્થક કરશે.

ગટુલાલ ગોપીલાલ ધ્રુ.

| ધોરણ | ધો. ૩ | ધો. ૨ | ધો. ૧ |
|---|---|---|---|
| ૧૦– ૧૦–૧૫ | *પ્રાર્થના | *પ્રાર્થના | પ્રાર્થના |
| ૧૦–૧૫ ૧૦–૨૦ | * વિદ્યાર્થીઓની | શારીરિક | તપાસ |
| ૧૦–૨૦ ૧૦–૩૦ | *'પ્રોજેક્ટ' સંબંધી | સામાન્ય | વાતચીત |
| ૧૦–૩૦ ૧૦–૪૦ | 'પ્રોજેક્ટ'નું કામ | પ્રોજેક્ટનું કામ | *વાચન અને લેખન |
| ૧૦–૪૦ ૧૧ | 'પ્રોજેક્ટ'નું | કામ | * 'પ્રોજેક્ટ'ના(સંબંધી) |
| ૧૧ ૧૧–૨૦ | 'પ્રોજેક્ટ'નું કામ | *વાચન અને લેખન ('પ્રોજેક્ટ'ના સં૦) | 'પ્રોજેક્ટ'નું કામ |
| ૧૧–૨૦ ૧૧–૪૦ | *વાચન અને લેખન (પ્રોજેક્ટના સંબંધનું) | પ્રોજેક્ટનું | કામ |
| ૧૧–૪૦ ૧૨–૫ | * ભોજન | ભોજન | ભોજન |
| ૧૨–૫ ૧૨–૨૦ | રમત— | —અને | આરામ |
| ૧૨–૨૦ ૧૨–૩૦ | * બાઈબલ | — નું — | શિક્ષણ |
| ૧૨–૩૦ ૧૨–૫૦ | 'પ્રોજેક્ટ'નું કામ | પ્રોજેક્ટનું કામ | *આરોગ્યવિદ્યા અને સૃષ્ટિજ્ઞાન |
| ૧૨–૫૦ ૧–૧૦ | ભોજન | *ભૂગોળ અને આરોગ્યવિદ્યા. | 'પ્રોજેક્ટ'નું કામ |
| ૧–૧૦ ૧–૩૦ | * ભૂગોળ અને આરોગ્યવિદ્યા | 'પ્રોજેક્ટ'નું કામ | ભોજન |
| ૧–૩૦ ૧–૪૦ | ભોજન | —રમ | ત— |
| ૧–૪૦ ૨ | 'પ્રોજેક્ટ'નું કામ | 'પ્રોજેક્ટ'નું કામ | ગણિત |
| ૨— ૨–૨૦ | ભોજન | *ગણિત | 'પ્રોજેક્ટ'નું કામ |
| ૨–૨૦ ૨–૪૦ | * ગણિત | ભોજન | ભોજન |
| ૨–૪૦ ૩ | * ગણિત | નિયત કરેલા અભ્યાસનું વાચન | નિયત કરેલા અભ્યાસનું વાચન |

* આવી નિશાનીવાળા વિષયમાં શિક્ષક હાજર છે એમ સમજવું.

+ જુઓ પૃ. ૧૪૦

# બાળકોની શારીરિક કેળવણી.

દરેક બાળવીરની તબીયત સારી હોવી જોઈએ. દરેક જણે સારા થવાને અને સારા રહેવા પ્રયત્ન કરવો જોઈએ. સારા ભરાઉ બદનવાળાં બાળકોજ સુંદર બાળકો છે.

આવા થવા માટે દરેક જણે યોગ્ય કસરત રોજ કરવીજ જોઈએ. આ સ્થળે આપેલા દાવો જો બરાબર કરવામાં આવે તો શરીરના દરેકે દરેક અવયવને કસરત મળે છે ને તેથી શરીર નિરોગી રહે છે. બધું મળી રોજ વીસથી ત્રીસ મિનિટ કસરત કરાવવી.

કેટલાક લોકો એમ માને છે કે આવી કસરતની અસર ફક્ત શરીરના સ્નાયુઓ ઉપર થાય છે. ખરું જોતા તેમ નથી. કસરતની અસર મનપર પણ થાય છે. જ્યારે બાળકો શાળામાં જાય છે ત્યારે તેમને શાંત બેસી રહેવું પડે છે, જે કામ બાળકોના કુદરતી સ્વભાવની વિરુદ્ધ છે. બાળકોને રમવું, કુદવું ને આનંદ કરવાનું ગમે છે, તેને બદલે નિશાળમાં મુંગા મુંગા બેસી રહેવાનું હોય છે. તેમને આ કુદરતની વિરુદ્ધ કામ કરવું પડે છે, તેથી દરેક શાળામાં થોડો વખત એવો હોવો જોઈએ કે બાળક કુદરતી વૃત્તિઓ પ્રમાણે વર્તી શકે. તે ગમે તેમ દોડે કુદે તેના કરતાં કોઈપણ નિયમમાં રહીને કામ કરે એવા હેતુથીજ શાળાઓમાં ક્વાયત કે કસરત કરાવવાની જરૂર છે. જો કસરતના દાવો બરાબર ગોઠવાયા હોય અને શિક્ષક ચીડાયા વગર કામ કરાવે તો બાળકોને આનંદ થાય અને શરીરના દરેક ભાગને પ્રમાણમાં કસરત મળવાથી બદન સારી રીતે ખીલે છે. નીચેના દાવો ગોઠવતી વખતે એ વાત લક્ષમાં રાખી છે.

જો તે દાવો કરવામાં આવે તો પાચનક્રિયા સુધરે, બંધકોશ ટળે, ફેફસાં અને હૃદય સારી રીતે કામ કરે, છાતી ખીલે અને શરીર નિરોગી રહે.

**શિક્ષકે બાળકની ઉંમર અને શકિત જોઈ કામ કરાવવું એવી ખાસ સૂચના છે.**

આ દાવો બાળસેનામાં જોડાયા હોય તેમને જ માટે છે એમ માનવામાં ભૂલ છે. દરેકે દરેક વ્યક્તિ–પછી તે બાળક કે બાળિકા હોય, નાના કે મોટા, સ્ત્રી કે પુરુષ ગમે તે હો–તે આ કસરત પોતાના કુદ-

સદના વખતમાં કરી શકે છે, ને તેથી થતા લાભો મેળવી શકે છે. અમારી ખાસ ભલામણ છે કે શાળાના શિક્ષકોએ બાળવીરસેના ઊભી કરી હોય કે ન કરી હોય તોપણ તેમને આ કસરતના દાવ દરરોજ વીસથી ત્રીસ મિનિટ પોતાની નિશાળમાં કરાવવા જેથી કરીને તેમાં ભણતાં બાળકો નિરોગી રહે, મજબુત બને અને પ્રફુલ્લ વદનનાં થાય. નિશાળ એ બાળકોનો બાગ છે અને જો ત્યાં ચીમળાએલાં, ફીકાં અને નિસ્તેજ છોકરાં હોય તો તેમાં તે બાગના માળીઓ એટલે શિક્ષકોએ શરમાવા જેવું છે. માળી જેમ પોતાને સોંપેલા છોડવાઓ સુધારી શકે તેમ દેશનાં બાળકોને ચાહનાર દરેક શિક્ષક આ કસરત કરાવી બાળકોના બદનને સુધારી શકે. એવો કોઈક જ શિક્ષક હશે કે જેને બાળક પ્રિય નહિ હોય, અને આ લખાણ જે શિક્ષકના હાથમાં આવશે તે શિક્ષક એને વાંચી પોતાનાથી બનતો પ્રયત્ન કરી જે બાળકો તેમને અત્યંત વહાલા હોય છે તેમને સુધારશે એવી પૂર્ણ આશા છે. આ કામમાં એક પૈસાનું ખર્ચ નથી તેથી શાળાઓના વ્યવસ્થાપકો પણ ઘણી સહેલાઈથી આ કામ પોતાની શાળાઓમાં દાખલ કરી શકશે.

જો કોઈ વ્યવસ્થાપકોને આ કામ કેમ કરી શકાય તે જોવું હોય તો તેમને અમને ફુરસદની વખતે મળવું જેથી તેમને તે દેખાડવામાં આવશે.

સૂચનાઓઃ—

(૧) દરેક દાવ શીખવતી વખતે શિક્ષકે બાળકોને એવી રીતે ગોઠવવાં કે પોતાને બધાં જોઈ શકે. પછીથી તે દાવમાં શું શું કરવામાં આવે છે તે બરાબર શિક્ષકે સમજાવવું, અને પોતે તે કરી પણ દેખાડવું.

(૨) બાળકોને એકદમ અઘરા દાવો શીખવવા પ્રયત્ન ન કરવો પણ ધીમે ધીમે આગળ વધવું.

(૩) જ્યારે કોઈ પણ બાળક થાકી ગયું છે એમ લાગે ત્યારે તેને તરત આરામ આપવો. અતિકસરત પણ ગેરફાયદો કરે છે તે યાદ રાખવું.

(૪) શિક્ષકે સદા હસતું વદન રાખીને કામ કરવું. કદાચ બાળકની ભૂલ થાય તોપણ કદી તેને ધમકાવવું નહિ કે કઠોર વચન તેને કહેવાં નહિ.

(૫) દાવ કરાવતી વખતે બરાબર ખુલ્લા સ્વરે હુકમ આપવો. ધીમેથી કરાવવાના દાવનો હુકમ ધીમેથી બોલવો જોઈએ; અને જે દાવ ઝડપબંધ કરવાનો હોય તેનો હુકમ પણ ઝડપબંધ બોલવો જોઈએ.

(૬) જે કામ કરવાનું હોય તેનુ નામ પ્રથમ સ્પષ્ટ શબ્દોથી બોલી થોડીવાર રાહ જોઈ હુકમના શબ્દો બોલવા જેમકે —

"ગળાની આગળ પાછળ ઝોક" "આગળ" "સીધા" "પાછળ" "સીધા" વગેરે

(૭) જ્યારે કોઈ બાળક અમુક કામ બરાબર ન કરી શકે તો આખી ટોળીને સ્વસ્થ ઊભી રાખી તે બાળકની એકલાની જ કને તે કામ કરાવવુ

(૮) જે દાવને રમતનુ રૂપ આપી શકાય એમ હોય તેને તેવુ રૂપ આપવુ, જેમકે —પાણી ભરવાની રમત, વનોણાની રમત, લાકડા ફાડવાની રમત વગેરે.

(૯) જ્યારે હાથનુ કઈ કામ ન હોય ત્યારે તેને કમ્મરે, ડોક કે માથે. આકૃતિ ૧ લીમા જણાવ્યા પ્રમાણે રાખવા

આકૃતિ ૧લી



अ ब क

अ કમ્મરે હાથ રખાવો ત્યારે ચારે આગળા આગળ રહે અને અગુઠો કમ્મરની પાછળ આવે એમ હાથ મુકાવી જાણે પેટ પકડ્યુ હોય તેમ હાથ રખાવવા

ચ ઓચીએ હાથ રખાવવા હોય તો પાંચે આંગળાં જેમ બને તેમ સીધાં રાખી તેને ઓચી ઉપર એવી રીતે મૂકવાં કે બંને પંજાનાં વચલાં આંગળાં એક એકને અડકે. માથું સીધું રખાવવું અને કોણીઓને પાછળ સીધી રખાવવી.

ક માથે હાથ રખાવતી વખતે આકૃતિમાં બતાવ્યા પ્રમાણે હાથનાં આંગળાં એક એકને અડે અને કોણીઓ બનતા સુધી સીધી રહે એવી રીતે હથેલીઓને માથે મુકાવવી.

ટીપઃ—

બાળકોને વધારે મહાવરો થાય ત્યારપછી આકૃતિમાં જણાવ્યા પ્રમાણે હાથ બાજુએ સીધા પહોળા રખાવી કે માથા ઉપર ઊંચે સીધા રખાવીને કામ કરવાનો વાંધો નથી. તેમ કરાવ્યાથી તેઓને ગમ્મત પણ પડશે.

(૧૦) કોઈ પણ હુકમ નકારમાં ન આપવો. જેવાકે "વાંકા ન ઊભા રહો." "ડોકું નીચું ન રાખો" વગેરે. "સીધા રહો," "સીધી ડોક રાખો." વગેરે હુકમો આપી શકાય.

### બરાબર ઊભા રહેવાની રીત.

(૧) બે એડીઓ એક બીજાને અડકાવવી.

(૨) પગની પાટલીઓ એવી રીતે પહોળી કરાવવી કે એડી આગળ ૪૫ ને ૬૦ અંશની વચ્ચેનો ખુણો થાય.

(૩) ઘુંટણમાંથી પગ સીધા રહેવા જોઈએ.

(૪) પેડુનો ભાગ અંદર રાખવો.

(૫) છાતીમાંથી અક્કડ રહેવું પણ કમ્મરમાંથી કમાન જેવા બની જવું નહિ.

(૬) ખભા સીધા રાખવા.

(૭) હાથ બાજુએ સીધા લટકતા રાખવા.

(૮) નજર સીધી રાખવી.

(૯) આખા શરીરનો ભાર પગના પંજા યા ચાપાં પર પડે તેમ ઊભા રહેવું.

(૧૦) અક્કડ ઊભા રહેવું, પણ જકડાઈને ઊભા રહેવું નહિ.

આકૃતિ ૨૭



અ ब क ड

અ ખરી રીત. ब, क ને ड, ખોટી રીત.

## અક્કડ ઊભા રહેતાં શીખવવાની રીત.

બાળકોને ભીંતની નજીક આખું શરીર અડકે તેમ ઊભા રાખવા. પછી એડી અને માથું ભીંતે અડકેલું રહે વચ્ચેના ભાગથી કમાન વળાવવી. હાથ તે વખતે સીધા લટકતા રાખવા. પછીથી ધડને ( પગ સ્થિર રાખીને ) સહેજ આગળ લાવવા કહેવું. ભીંતથી માથું ખસી જશે એટલે તે બાળક બરાબર અક્કડ ઊભેલો રહેશે. અક્કડ ઊભા રહેવાનાં આગળ જે લક્ષણો આપ્યાં છે તે આ વખતે જોવામાં આવશે.

(જ્યારે બાળકો કામ ન કરતાં હોય કે કામ કરીને થાકયાં હોય ત્યારે તેમને આરામ મળે તે માટે આરામનો હુકમ આપી પગ પહોળા રખાવી ઊભા રાખવા.)

## શ્વાસ લેવાની રીત.

દરેક કસરતને અંતે દીર્ઘ શ્વાસ લેવડાવવા. દરેક બાળકે નાકદ્વારા ઊંડા શ્વાસ લેવા જોઈએ. આ કામ બરાબર થાય એટલા માટે કસરત

-શરૂ કરતા પહેલાં નાકને સાફ કરાવવું. મોંને બંધ રાખવાની સૂચના દરેક-ને આપવી, પણ હોઠને સજ્જડ બીડવા દેવા નહિ શ્વાસ લેતી વખતે ઉતાવળ કરવાની નથી. તેમજ હવા અંદર જાય અગર બહાર નીકળે ત્યારે અવાજ થવો જોઈએ નહિ. નાનાં બાળકો કદાચ અવાજ કરે તો હરકત નથી પણ ધીમે ધીમે જરા ઓછો અવાજ થાય તેમ કરાવવું. શ્વાસ અંદર લીધા પછી વાયુ રોકવાનો નથી. તરતજ દમ મુકવાનું શરૂ કરાવવું. જ્યારે દોડવાની કે કૂદવાની કસરત કર્યા બાદ છોકરાં થાકી ગયાં હોય ત્યારે આવા શ્વાસ લેવરાવવા નહિ. શ્વાસ લેવરાવતી વખતે હાથ છેક બગલ સુધી લઈ જઈ ઉપરની પાંસળીએ અડકાડવા કહેવું.

### આરામથી કે સ્વસ્થ ઊભા રહેવાની રીત.

હુકમના શબ્દોઃ—"સ્વસ્થ ઊભા રહો" અથવા "આ......રામ." આ બીજો હુકમ સારો થઈ પડશે.

હુકમ મળતાની વાર ડાબો પગ સ્થિર રાખી જમણો પગ જમણી બાજુએ એક પાટલીપુર દૂર મૂકી દેવરાવવો ને હાથ પીઠ પાછળ મીલાવી દેવરાવવાં.

### પગ પહોળા કરવાની રીત.

આરામથી ઊભા રહેવાની રીતની માફક પગ પહોળા કરાવી શકાય, અથવા નાનાં બાળકોને કૂદીને પગ પહોળા કરવા પણ કહી શકાય. જ્યારે આ પ્રમાણે પગ પહોળા કરાવવાના હોય ત્યારે કૂદકો મારીને પહોળા પગે જમીન પર પાછા પડતાં શીખવવું. નીચે પડતી વખતે પગનાં આંગળાં ઉપર જ ઊભા રહેવું જોઈએ. આથી અવાજ થયા વગર કામ થશે, અને બાળકોને ઘણો આનંદ પડશે.

(કેટલીક વખતે કૂદીને પગ વારા ફરતી આગળ પાછળ લઈ જવાની અને પગ પહોળા અને સાંકડા કરવાની રમત રમાડવાથી બાળકોને ઘણોજ આનંદ થાય છે. આ કામ ૮ નંબરની કસરતમાં કરાવી શકાય.)

## કસરતો.

### ડોકની કસરતો.

(૧) આગળ પાછળ ડોક.

હુકમના શબ્દોઃ—"આગળ," "પાછળ," "આગળ," પાછળ" વગેરે.

અથવા

"આગળ," 'સીધી નજર," "પાછળ," "સીધી નજર," "આગળ" વગેરે.

પ્રથમ હુકમ આખા શબ્દોથી આપવા અને પાછળથી એક, બે, ત્રણ, ચાર, એમ નંબર હુકમ આપવાને હરકત નથી. પણ આખા શબ્દોથી આપેલા હુકમોથી કામ નિયમસર થાય છે અને બાળકો ભૂલ કરતાં નથી.

આકૃતિ ૩૭.



ટીપઃ—(૧) દરેક દાવ પુરો કર્યા બાદ સીધી નજરનો કે આ...રામનો હુકમ આપવો.

*પ્રથમનો શબ્દ બોલી સહેજ અટકવાનુ હોય ત્યાં...ચિહ્ન મકર્યું છે.

(૨) એક વખત આગળ અને એક વખત પાછળી ડોક જાય ત્યારે એક દાવ પુરો થયો સમજવો.

ઉંમર પ્રમાણ.

अ ૭ વરસ સુધી, ब ૭ થી ૯ વરસ સુધી, क ૯ વરસથી ઉપર

દાવની સંખ્યા.

अ ૨ થી ૪ ब ૪ થી ૬ क ૬ થી ૮

સૂચના—આ દરેક દાવ કોને કોને કેટલી વાર કરાવવા તે લખ્યું છે. વધારેમાં વધારે જે સંખ્યા લખી છે તેથી વધુ વખત કોઈ પણ વર્ગમાં તે દાવ કરાવવો નહિ. પણ જે ઓછી સંખ્યા લખી છે તેથી પણ ઓછી વખત કરાવવાને હરકત નથી. કોઈક વખતે બાળકોની તબીયત નરમ હોય છે, ત્યારે તેમ કરવું પડે છે.

(૨) બાજુપર ડોક.

હુકમના શબ્દોઃ—"ડાબી તરફ," "જમણી તરફ," વગેરે છેવટે "સીધી નજર."

માથું ધીમે ધીમે ડાબા અને જમણા ખભા ઉપર હુકમ પ્રમાણે નમાવવું ખભો ઉંચો કરવો નહિ. દાવની સંખ્યા, ઉપર પ્રમાણે.

( ૩ ) ડાબા જમણી જોવું.

હુકમના શબ્દોઃ—"ડાબુ...જુઓ," "જમણું...જુઓ." "ડાબુ... જુઓ," જમણું...જુઓ." છેવટે "સીધી નજર."

ધીમે ધીમે જેમ બને તેમ ગળામાંથી માથું ફેરવવું ડોક સીધી રાખવી. તેમજ ખભા અચલ સ્થિતિમાં રાખવા. નાનાં બાળકો કદાચ કમ્મર-માંથી લચકાશે પણ તેની હરકત નથી. ધીમે ધીમે તેમ ન કરે તે જોવું.

દાવની સંખ્યા ઉપર પ્રમાણે છે.

આકૃતિ—૪થી.



### રમતનું રૂપ.

નાનાં બાળકોને પગ ઊંચા કર્યા વગર જેમ બને તેમ ડાબા જમણી તરફ ડોક ફેરવવા કહેવું.

હુકમના શબ્દોઃ—"ડાબા તરફ," "જમણી તરફ," "ડાબી તરફ," "જમણી તરફ." છેવટે "સીધી નજર."

આ હુકમો જલદીથી આપવાથી બાળકોને આનંદ થાય છે.

### હાથની કસરત

(૪) હાથ બાજુએથી ઊંચા કરવા.

(હાથ બાજુએ લટકતા રાખવા.)

હુકમના શબ્દોઃ—"હાથ...ઊંચા," "હાથ...નીચા." "હાથ...ઊંચા," "હાથ...નીચા" વગેરે.

અથવા.

"હાથ...સીધા," "હથેલી...ફેરવો," "હાથ.. ઉંચા." "હાથ.. સીધા," "હથેલી...ફેરવો," "હાથ...નીચા."

પ્રથમના હુકમથી કામ થતુ હોય તો બીજા હુકમોનો ઉપયોગ ન કરવો. જ્યારે હાથ ઉંચા કરવામાં આવે ત્યારે પ્રથમ તેમને એમને એમ ઊંચા કરાવવા. પણ જ્યારે હાથ સીધા આવે ત્યારે હથેલી ફેરવી દેતાં શીખવવું અને હાથ છેક ઊંચે લઈ જવા કહેવુ.

હાથ ઊંચા કરતી વખતે કોણીમાંથી સીધા રખાવવા. શરીરના બીજા ભાગોને જેમ બને તેમ સ્થિર રાખવા કહેવું. જાણે ઊંચે આવેલી કોઈ ચીજ પકડતા હોઈએ તે વખતે જેટલા ઊંચા હાથ કરીએ તે પ્રમાણે લંબાવીને હાથ ઊંચા કરાવવા.

દાવની સંખ્યા.

अ २-४. ब ४-६ क ६-८.

આકૃતિ ૫મી.



(૫) હાથ આગળથી ઊંચા કરવા.
(હાથ બાજુએ લટકતા ગખવા.)
હુકમના શબ્દો "હાથ . ઊચા." "હાથ.. નીચા."

આકૃતિ—૬ઠ્ઠી



સૂચના (૪) તથા (૫) મા દાવમાં આંગળાં સીધાં અને પાસે પાસે રાખવા. અને હાથ જેટલા બને તેટલા ઊંચા કરાવવા.

દાવની સંખ્યા ઉપર પ્રમાણે.

(૬) હાથ કેળવણીમાંથી વળાવવા.

આ દાવમાં હાથ એક પછી એક ચાર રીતે રાખવા કહેવું.

જેમકે (૧) હાથ બાજુએ લાંબા ને સીધા રાખો.

(૨) હાથ આગળ લાંબા ને સીધા રાખો.

(૩) હાથ ઊંચા ને સીધા રાખો.

(૪) હાથ નીચે લટકતા રાખો.

મુઠી સજ્જડ વળાવવી, અને હાથ વાળ્યા પછી પહેલા ત્રણ દાવમાં મુઠી ખભા ઉપર આવી રહે છે કે નહિ ને ચોથા દાવમાં મુઠી બગલના આગલા ભાગ આગળ આવે છે કે નહિ તે જોવું.

ટીપ—ખભે કે આગલા ભાગને મુઠી અડકાડવાની જરૂર નથી.

હુકમના શબ્દોઃ—પહેલો હુકમ હાથ ક્યાં રાખવા તે બતાવનારો હોવો જોઈએ.

જેમકેઃ—"હાથ...આગળ સીધા", "હાથ...બાજુએ સીધા" વગેરે.

પછીથી "હાથ . વાળો," "હાથ...સીધા," વગેરે.

પછીના હુકમો ધીમેથી બોલવા અને જ્યાં હુકમ ધીમેથી બોલાય ત્યાં કામ ધીમે ધીમે કરવુ.

આમાની બધી રીતે હાથ રાખી કામ કરવું પણ એટલું ધ્યાનમાં રાખવુ કે બધી ચારે રીત મળીને દરેક હાથના તે દાવ ચારથી સોળ સુધીજ કરવાના છે.

अ ४–८ ब ८–१२ क १२–१६

(૭) આંગળીઓ છટકાવવી.

હુકમના શબ્દો—"મુઠી વાળો", "છોડી દો."

પ્રથમ હાથ સ્હેજ ઊંચા કરાવીને મુઠી સજ્જડ વળાવવી અને છોડી દેવાનું કહેતાની સાથે તરત જ છોડી દેવા કહેવું. ઝડપબંધ આંગળીઓ છટકાવી દેવરાવવી જોઈએ.

૮ થી ૨૦ સુધી આ દાવ બાળકથી કરી શકાય.

અ ૮ ઘ ૧૬ ક ૨૦

આ કસરત ખાસ કરીને લખવાનું કામ કરી રહ્યા પછીથી કરાવવી. ડ્રિલની અંદર આ કસરત દાખલ કરવી નહિ.

પગની કસરતો.

(૮) આંગળાંપર ઊભા થવું.

હુકમના શબ્દોઃ—"ઊંચા...થાઓ" "નીચા...થાઓ"

આ દાવ કરતી વખતે શરીરને અક્કડ રાખી આંગળાં ઉપર આકૃતિમાં દેખાડયા પ્રમાણે ઊભા રહેવા કહેવું ને જેટલી બને તેટલી એડી ઊંચી રખાવવી.

અ ૪-૧૦ ઘ ૧૦-૨૦ ક ૨૦-૬૦

આકૃતિ ૭મી.



આજ અસર કરનારૂં પણ વધારે અઘરૂં કામ કરવું હોય તેમ જ કસરતની સાથે આનંદ આપવો હોય તો બાળકોને પ્રથમ આંગળાં ઉપર ઊભા રહેવા કહેવું પછી હુકમાનુસાર કુદીને પગ પહોળા કરાવવાને પછીથી પાછા ભેટાડાવવા કહેવું. બધી વખતે આખા શરીરનો ભાગ આંગળાં ઉપર રહે એ જોવું.

હુકમના શબ્દોઃ—"પગ ..પહોળા" 'પગ...પાસે' અથવા 'એક" "બે" વગેરે.

આને રમતનું રૂપ આપવું હોય તો એક એકની પાછળ છોકરાઓને રાખી ઝડપબંધ આંગળાં પર કુચ કરાવવી, અથવા ધીમેથી દોડાવવા. વળી તે કામમાં નીચેનો ફેરફાર પણ કરી શકાય. પ્રથમ આઠ પગલાં ડાબો જમણો એમ બોલીને સાદી ચાલે ચલાવવાં ને પછીથી પાછા આઠ બોલાય ત્યાંસુધી એક "કુદીને પગ પહોળા" ને બેએ "કુદીને સાંકડા" કરી ધીમે ધીમે આગળ વધે એમ ચલાવવા. આ કુચમાં બાળકોને ઘણોજ આનંદ પડે છે. તે અનુભવથી કહી શકું છું. એક યા બે મિનિટ નાનાં છોકરાં આમ ચાલે કે કુદીને ચાલે તો બસ છે. આંગળાં ઉપર ચાલવાના કરતાં આ કામથી કસરત વધારે થાય છે ને થાક વધારે લાગે છે એ ધ્યાનમાં રાખવું.

આ કામ થાય પછીથી જરાક થાક ખાવાની જરૂર છે.

(૯) બેઠક.

હુકમના શબ્દો— "બે......સો." "ઊભા......થાઓ" વગેરે

આ કામ કરાવતી વખતે આંગળાં ઉપર ઊભા રહેવા કહેવું. પછી ધીરે ધીરે નીચે બેસતા જવું એમ કહેવું. જ્યારે બાળકો બેસે ત્યારે તેમના ઘુંટણ સહેજ પહોળા રહેશે. કમ્મર ઉપરનો ભાગ સીધો અને અક્કડ રાખવો.

બેસતી વખતે પગ બહુ પહોળા કરાવવાની જરૂર નથી.

દાવની સંખ્યા— અ ૨-૪, બ ૪-૬, ક ૬-૮.

આકૃતિ ૮ મી.



(૧૦) ઘુંટણ ઊંચો કરવો.

હુકમના શબ્દો—"ડાબો પગ...ઊંચો," "નીચો" વગેરે. છેવટે "હતા ..તેમ."
"જમણો પગ.. ઊંચો," "નીચો" વગેરે ને છેવટે "હતા...તેમ."

જ્યારે "ડાબો પગ" એ શબ્દો બોલાય ત્યારે તે પગ જમીનથી અળગો કરી દેવો અને તેને બીજા પગ કરતાં સહેજ આગળ રાખવા કહેવું તે પગની પાટલી જમીન તરફ ઢળતી રખાવવી જોઈએ. "ઊંચો" શબ્દ બોલતાં તે પગ એવી રીતે ઊંચો કરાવવો કે પગના આંગળા જમીન તરફ નમતાં રહે અને ઢીંચણ તથા કમ્મર આગળ લગભગ કાટખુણો થાય. "નીચા"નો હુકમ મળે ત્યારે તે પગ જમીનથી સહેજ અળગો રહે એમ નીચો કરાવવો "હતા તેમના" હુકમે બે પગે ટટાર ઊભા રહેવા કહેવું.

આ કામ કરતી વખતે એક પગે ઊભા રહેવાનું છે. તેથી પડવાની બીક બાળકોને લાગશે. પ્રથમ તેમને ભીંતની બાજુએ ગોઠવી દઈને એક હાથ ભીંતે અડકાડવા કહેવું; અથવા બધાને ગોળાકારમાં ગોઠવી દઈને દરેક છોકરાને પોતાની આગળના છોકરાને આંગળી અડકાડવા કહેવું. આમ કર્યાથી પણ જાણે કંઈક આધાર મળ્યો છે એમ માની બાળકોને હિંમત રહેશે

### આકૃતિ ૯મી.



અ ચ

અ (ખરી રીત) ચ (ખોટી રીત)

નાનાં બાળકો માટે રમતનું રૂપ

આજ દાવને બે રીતે રમતનું રૂપ આપી શકાય.

પહેલી રીત—

હુકમના શબ્દો—"ડાબો ઘુંટણ...પકડો," "મુકી દો," વગેરે.
"જમણો ઘુંટણ...પકડો," "મુકી દો," વગેરે

પકડવાનો હુકમ મળે ત્યારે બંને હાથે તે ઘુંટણ પકડીને છાતી સરસો દાબવા પ્રયત્ન કરવો.

આથી વધારે સારું કામ કરવું હોય તો કુચમાં તે કસરત દાખલ કરવી. પગનાં આંગળાં ઉપર ઊભા રહેવાની કસરતમાં જે કુચ આપી છે તે પ્રમાણેની કુચ કસરતની પ્રથમ ૧ થી ૮ સુધી જેમ સાદી રીતે ચાલતા હોય તેમ ચલાવવું, અને પછીથી ૧ થી ૮ સુધી વારા ફરતી ડાબો અને જમણો ઘુંટણ ખુબ ઊંચા કરીને ચાલવા કહેવું; ઊંચો કરેલો પગ જ્યારે જમીન ઉપર પડે ત્યારે અવાજ થાય.

કન્યાઓની ટોળી હોય તો તેમને આ કામ કરતાં ન ફાવે તો તે કરવા તેમને આગ્રહ કરવો નહિ અને તેને બદલે નીચેનું કામ કરાવવું.

(૧૦ અ) અંગુઠો જમીન પર અડકાડવો. (કન્યાઓ માટેજ)

હુકમના શબ્દો—"ડાબો પગ...આગળ," "બાજુએ" "પાછળ," "હતા તેમ." "જમણો પગ...આગળ" વગેરે.

જે પગનું નામ દેવાય તે પગને ઉંચકી બીજા પગપર ઊભા રહી પગ આગળ બાજુએ કે પાછળ લઈ જેટલે દૂર ઉચકેલા પગનો અંગુઠો અડકાડાય તેટલે દૂર જમીનને અડકાડવા કહેવું.

દાવની સંખ્યા—દરેક પગને અ માં ૨—૪ ચક્કર,
બ માં ૪—૬ ચક્કર, ને ક માં ૬—૮ ચક્કર,

પેટ તથા પેડુની કસરતો.

(૧૧) કમ્મરમાંથી આગળ પાછળ વળેવું.

હુકમના શબ્દો:—"આગળ...વળો," "પાછળ...વળો," વગેરે, છેવટે "સીધા."

જો છોકરાંઓ નાનાં હોય તો "આગળ...વળો," "સીધા," "પાછળ...વળો," "સીધા," વગેરે હુકમો આપવા.

નાનાં છોકરાંઓને પાછળ વળતાં ફાવતું નથી, માટે તે કસરત મૂકી દેવાની હરકત નથી.

આ કામ કરતી વખતે ઘુંટણમાંથી પગને સીધા રાખવા કહેવું.

દાવની સંખ્યા अ-૨-૪; ब-૪-૬; क-૬-૮.

આકૃતિ ૭૧મી.



(૧૨) કમ્મરમાંથી ડાબા જમણી વળવું

હુકમના શબ્દો—"ડાબા...વળો," "જમણા...વળો," વગેરે, છેવટે "સીધા."

દાવની સંખ્યા:—अ ૨-૪, ब ૪-૬, क ૬-૮.

ઘુંટણમાંથી પગ સીધા રખાવવા.

૧૧ અને ૧૨ કસરતો કરતી વખતે પગ પહોળા રખાવવા.

(૧૩) કમ્મરમાંથી વળી હાથ ભોંયે અડકાડવા.

પગ પહોળા હાથ ઊંચા રખાવવા.

હુકમના શબ્દો:—"નીચા," "ઊંચા," "નીચા," "ઊંચા." વગેરેને "છેવટે આ—રામ."

દાવની સંખ્યા:—अ-૨-૪, ब-૪-૬, क-૬-૮.

ઘુંટણમાંથી પગ સીધા રખાવવા.

જો શરૂઆતમાં હાથની આંગળાઓ જમીનને ન અડકે તો તેનો આગ્રહ કરવો નહિ. જ્યારે થોડો વખત જશે અને કસરત ચાલુ રહેશે ત્યારે ધીમે ધીમે આંગળાં ભોંયને અડકી શકશે.

આકૃતિ ૨૨મી.



(૧૪) સીધે અંગુઠે આંગળી અડકાડવી.

( પગ પહોળા. )

હુકમના શબ્દોઃ—"ડાબા...અંગુઠે," "સીધા," "જમણા...અંગુઠે," "સીધા," વગેરેને છેવટે "આ...રામ."

આ કામ ઝડપબંધ કરવાનું છે. "ડાબા...અંગુઠે"નો હુકમ મળે ત્યારે ડાબા હાથની વચલી આંગળી ડાબા પગને અંગુઠે અડકાડવી, ને "જમણા અંગુઠે"નો હુકમ મળે ત્યારે જમણા હાથની આંગળી જમણા પગને અંગુઠે અડકાડવી. જ્યારે એક હાથ નીચો જાય ત્યારે બીજો હાથ વાંસા પાછળ લેવો. આ કામ કરતી વખતે ઘુંટણમાંથી પગ સીધા રાખવા.

(૧૫) આડે અંગુઠે આંગળી અડકાડવી.

હુકમના શબ્દોઃ—"ડાબા...અંગુઠે," "સીધા," "જમણા...અંગુઠે," "સીધા"—વગેરે અને છેવટે "આ.. રામ."

"ડાબા અંગુઠે"નો હુકમ મળતાં જમણા હાથની આંગળી ડાબા પગને અંગુઠે અડકાડવી અને જમણા અંગુઠેનો હુકમ મળતાં ડાબા હાથની આંગળી જમણા પગને અંગુઠે અડકાડવી. ઉપર મુજબ આ કામ પણ ઝડપથી કરવાનું છે. પ્રથમની માફક આમાં પણ પગ પહોળા રાખવા કહેવું. ઘુંટણ આગળથી થોડું તો વળાય છે તેથી તેમ થાય તો હરકત નથી.

આકૃતિ ૧૨મી. આકૃતિ ૧૩મ ને ઘુંટી



( કસરત ૧૫ મી માટે )



( કસરત ૧૬ મી માટે )

ટીપ—૧૩-૧૪ અને ૧૫ ની કસરતોની અસર થાય છે. તેજ અસર નીચેની કસરતથી થાય છે. તથા તે કસરત કરતાં બાળકોને આનંદ પણ પડે છે. જો નં. ૧૬ ની કસરત કરવામાં આવે તો ૧૩, ૧૪ ને ૧૫ મુકી દેવી.

(૧૬) ઘુંટી પકડાવવી.

( પગ પહોળા રખાવવા અને હાથ ઊંચા રખાવવા. )

હુકમના શબ્દોઃ—"ડાબી ઘુંટી પકડો," "ઊંચા...થાઓ," "જમણી ઘુંટી... પકડો," ઊંચા...થાઓ, "બને ઘુંટી...પકડો," "ઊંચા...થાઓ." વગેરે ને છેલ્લે "આ...રામ."

ડાબી ઘુંટી પકડવાનો હુકમ મળે એટલે પગ સીધા રાખી કમ્મ-રમાંથી ઝડપબંધ વળી બંને હાથે તે ઘુંટી પકડવી, જમણી ઘુંટીનો હુકમ મળે ત્યારે ઉપર પ્રમાણે જમણી ઘુંટી પકડવી, ને બંને ઘુંટીનો હુકમ મળે ત્યારે ડાબે હાથે ડાબી અને જમણે હાથે જમણી ઘુંટી પકડવી.

દાવની સંખ્યાઃ—

અ. ૬-૧૨, વ. ૧૨-૧૮, ઉ. ૧૮-૨૪. ૬ સંખ્યા એટલે બે વખત

જમણી ઘુંટી પકડાવવી, બે વખત ડાબી ઘુંટી પકડાવવી અને બે વખત બંને ઘુંટી પકડાવવી. આજ પ્રમાણે ૧૨, ૧૮ ને ૨૪નું સમજવું.

**નાનાં બાળકો હાંફી ન જાય એ જોવું.**

**( ૧૭ ) પગપર વળવાની કસરત.**

હુકમના શબ્દો:—"ડાબો પગ...આગળ" કે "જમણો પગ...આગળ."

પ્રથમ જે પગ આગળ રખાવવો હોય તેનો હુકમ આપવો.

આ હુકમ મળે એટલે જે પગનું નામ દીધું હોય તે પગ ઉંચકીને બીજા પગથી લગભગ દોઢ બે ડગલાં દૂર મૂકવો, અને પાછલો પગ એવી રીતે રાખવો કે બંને પગની પાટલીઓ વચ્ચે લગભગ કાટખુણો થાય. જુઓ આકૃતિ ૧૪ બ. આગળ મૂકેલો પગ ઘુંટણમાંથી વાળેલો રાખવો. અને પાછળનો પગ સીધો રાખવો. ( જુઓ આકૃતિ ૧૪ અ. ) પાછલો પગ અને ધડ જાણે એક સીધી લીટીમાં હોય એમ રાખવું. ત્યાર બાદ નીચેના હુકમો આપવા.

હુકમો:—"આગળ...વળો," "ઊંચા...થાઓ" વગેરે. ને છેવટે "હતા તેમ" અથવા "સીધા" ને પછી "આ–રામ."

વળવાનો હુકમ મળે એટલે કમ્મરમાંથી શરીરને વાળી છાતી આગલા પગને અડકાડવી, અને ઊંચાનો હુકમ મળતાં ધડ અને પગ સીધી લીટીમાં લાવવા. હતા તેમ અથવા સીધાનો હુકમ મળે એટલે આગલા પગથી આંચકો મારી બંને પગ સાથે લાવી અક્કડ ઊભા રહેવા કહેવું.

**આકૃતિ ૧૪ મી.**



અ શરીરની સ્થિતિ.



બ પગની સ્થિતિ

દાવની સંખ્યા:—અ ને બ ને કંઈ નહિ, ક ને ૨–૫

એટલે ડાબાના બે તો જમણાના બે એમ દરેક પગના પાંચ સુધી.

ચેતવણી—આ દાવ ઘણો અઘરો છે તેથી બાળકોની શક્તિ અનુસાર કામ લેવું, પૂરી સંખ્યા કરાવી દેવાની ઇચ્છા દાબી રાખવી જોઈએ. બાળકો શક્તિવાળા હોય તો બ માં ૨ સુધી દાવ કરાવવા હરકત નથી.

(૧૮) મુક્કાબાજીની રમત.

હુકમનાં શબ્દો—"તૈયાર.. શરૂ કરો" વગેરે.

પગ પહોળા રખાવવા તૈયાર કહેતાં હાથ કોણીમાંથી વળાવવા અને એકી નંબરે ડાબો રહી હાથ જોરથી આગળ ધકેલવો અને ધડ જમણી તરફ સચવું બેકી નંબરે જમણો હાથ ધકેલવો ને ધડ ડાબી તરફ ધકેલવું. પગ તથા શરીરને અક્કડ રાખવાં. આ કામ ઝડપથી કરવાનું છે. કામને અંતે સીધી નજરનો કે સીધાનો હુકમ આપવો.

રમતનું રૂપ વલોણાની રમત

બબ્બે બાળકો સામસામા ઊભા રહી એકએકના હાથ પકડે યા આંગળાં ભેળવી ઊભા રહે અને જેમ વલોણું વલોવવાની ક્રિયા કરે છે તેમ તેઓ કરે.

(૧૯) લાકડાં કાપવાની રમત.

હુકમના શબ્દો "તૈયાર" "નીચા," "ઊંચા," વગેરે

છેવટે "સીધા" કે "આ—રામ."

શરૂઆતમાં પગ પહોળા રખાવવા. તૈયાર કહેતાંની વાર હાથ માથા ઉપર ઊંચે જોડાવવા, નીચા કરતી વખતે કમ્મરને ઝોકાવી, જોડેલા હાથને બે પગ વચ્ચે લઈ જવા, ઊંચા કહેતાની વાર તે પાછા ઊંચા લઈ જવા કહેવું.

દાવની સંખ્યા અ ૨–૪ બ ૪–૬ ક ૬–૮.

જો તે કસરત કરવી હોય તો નં. ૧૭ મી કસરત મૂકી દેવાને હરકત નથી. પગ પર વળવાની કસરત નાનાં બાળકો પાસે કરાવવાની નથી. તેથી તેને બદલે આ કસરત કરાવવી. છોકરીઓને કામ વધારે અઘરૂં લાગે તો આ દાવ ન કરાવો તો ચાલશે. નંબર ૧૭મી અને આ બંને કસરત કરી શકે એવાં મજબુત બાળકો હોય તો બંને રાખવી.

(૨૦) પેઢું દાબવાની રમત.

હુકમના શબ્દો "અંદર" "બહાર".

અંદર કહેવાની સાથે જોર કરી પેટું અંદર ખેંચી લેવા અને બહાર કહેતી વખતે પેઢાને ધક્કો મારી બહાર ઉપર લાવવા કહેવું.

આ કામ નાનાં છોકરાં નહિ કરી શકે માટે તેવાં કને તે ન કરાવવું.

*(૨૧) છાતી ઠોકવાની કસરત અથવા અદબ વાળવાની કસરત

હુકમના શબ્દો—"તૈયાર" "શરૂ કરો." એક—બે વગેરે.

તૈયાર કહેતાં બે હાથ બાજુએ લંબાવવા અને એકી સંખ્યા બોલો ત્યારે છાતી ઉપર કોણી આવે એવી રીતે ખુબ ઝડપબંધ અદબ વળાવવી અને બેકી સંખ્યા બોલો ત્યારે પાછા હાથ સીધા કરાવવા આમાં પહેલી અદબમાં જે ડાબા હાથની કોણી ઉપર આવી હોય તો બીજી અદબે જમણા હાથની કોણી ઉપર લેવરાવવી. કોણીઓ એક ઉપર એક આવે અદબ વળાવવી. છેલ્લે હતા તેમ કહીએ ત્યારે હાથને નીચે લટકતા રખાવવા. કેટલીક વખતે કમ્મરમાંથી વાંકા રહીને કામ કરાવતાં ઠીક પડે તો તેમ કરાવવાને હરકત નથી. દાવની સંખ્યા ૫ થી ૨૦ સુધી.

अ. ५—१० ब. १०—१५ क १५—२०

## રમતો

નાનાં બાળકોને આગગાડી, ઘોડાગાડી વગેરે રમતો રમવાને ઉત્તેજન આપવું સ્હેજ મોટાં બાળકોને આતતાળી, ખોખું, એરંડો, આટાપાટા, ડાહીનો ઘોડો, ફેરકુદડી ગેડીદડા દાડીઆના ગરબા, યા બીજી રમતો રમાડવી અને છોકરીઓને વધારામાં ત્રણ તાલીના ગરબા ગવડાવી શકાય.

નાના છોકરાંઓને નીચેની રમતો કરાવવાથી ઘણો લાભ થશે.

(૧) હાથ માથે કે ગરદને રખાવવા યા અદબ વળાવવી અને પલાંઠી વાળીને બેઠેલા કે પગ આગળ સીધા રાખીને બેઠેલા છોકરાઓને એકદમ ઊભા થઈ જવા અને હતા તેમ બેસવા કહેવું. હાથ કે ઘુંટણ જમીનપર

* આ કસરત ડ્રીલ વખતે કરાવો તો ચાલશે.

અડકાડવા દેવા નહિ, બેસતી વખતે કુદીને બેસી જવા કહેવું કારણ કે તેમ કરવાથી તેમને ઘણો આનંદ પડે છે.

(૨) બેઠેલા બાળકોને કે તેમને ઘુંટણ પર કે પગ પર ઊભા રાખી ડાબા, જમણા, સીધા જોવાનો આડા અવળી હુકમો આપવો, જે બાળક ભૂલ કરે તેને બહાર કાઢવું. જે છેલ્લું રહે તેને જીત્યુ ગણવું. આમાં બાળકોને ઘણી ગમ્મત પડશે.

(૩) જમીન પર ચાકથી લીટીઓ દોરી અથવા રેતી હોય તો ત્યાં પગથી પાસે દોરી તે પર હાર દોર બાળકોને પાસ પાસે પગલાં લેવડાવી ચલાવવાં, જો કરાચ લાંબુને સાંકડું ચોરસ લાકડું હોય તો તે મૂકી તે ઉપર ચલાવવાં.

(૪) હાથ પકડીને 'ટગ ઑવ્ વૉર'

આકૃતિ ૧૫મી.



ટગ ઑવ્ વૉર

બન્ને સરખા જોરાવર છોકરાઓ સામ સામે આવી જાય અને તૈયાર કહેતાં તેઓ એક બીજાના જમણા કે ડાબા હાથનાં કાંડાં પકડે અને ત્યાં ખેંચો કહેવામાં આવે ત્યારે ટગ ઓફ્વોરમાં જેમ દોરડું ખેંચે છે તેમ આંચકો માર્યા વગર ખેંચે. જે છોકરો થોરો ખેંચાય તે હાર્યો ગણાય. બહુવાર ખેંચાખેંચ કરવા દેવી નહિ. અડધી કે એક મીનીટમાં હાથ છોડાવી દેવા ને રમત બંધ રખાવવી.

એચ. એ. દેસાઈ.

# વગર ઘડીઆળે વખત જાણવાની રીત.

શરીર બરાબર ટટાર રાખી સૂર્યના તાપમાં ઊભા રહો. તમારો પડછાયો પડે તે બરાબર તપાસો અને પડછાયામાં જે જગ્યાએ માથાનો છેડા આગળનો ભાગ આવે તે જગ્યાએ નિશાન રાખી તમારાં પગલાંઓ વડે તમારો પડછાયો માપો. પહેલુ પગલુ અર્ધુ ભરવું અને તેને એક ગણવું. પછી બે, ત્રણ એમ આખાં પગલાં વડે પડછાયો માપો. જેટલાં પગલાં થાય તેમાં ૬ ઉમેરો અને આવેલી સંખ્યા વડે ૧૨૧ ને ભાગો. ભાગાકાર આવે તેટલી ઘડી અને શેષ વધે તેટલી પળ સમજવી. સૂર્ય માથે આવે તે પહેલાં માપતા હોઈએ તો આવેલી ઘડીપળ જેટલો દિવસ ચઢયો છે એમ જાણવુ અને સૂર્ય માથે આવ્યા પછી માપતા હોઈએ તો આવેલી ઘડીપળ જેટલો દિવસ બાકી રહ્યો છે એમ જાણવું.

અમુક દિવસે કેટલી ઘડી દિવસ રહે છે તે જાણવા પંચાંગમાંથી દિનમાન શોધી કાઢવુ. સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીના કલાક અથવા ઘડીપળને દિનમાન કહે છે. જેટલો વખત દિવસ રહેવાનો હોય તેને અર્ધો કરીએ તેટલા વખતે સૂર્ય માથા પર આવે છે.

આ રીતે આવેલો વખત તે સ્થળનો વખત સમજવો.

રાત્રે વખત જાણવો હોય તો સૂર્યનું જે નક્ષત્ર ચાલતું હોય ત્યાંથી રાત્રે જે નક્ષત્ર માથા પર જણાય ત્યાં સુધી ગણવું. જે સંખ્યા આવે તેમાંથી ૭ બાદ કરવા, બાકી આવે તેને ૨૦ થી ગુણવા. ગુણાકારને નવથી ભાગવા. ભાગાકારમાં જે રકમ આવે તેટલી ઘડીપળ જેટલી રાત્રી પસાર થઈ જાણવું. આ રીત યાદ રાખવા નીચેની કવિતા બોલાય છે.

> " જે નક્ષત્ર માથે તગે, સૂર્યથી ગણવું તે લગે;
> સાતે ઉણા અને વીશે ગુણ્યા, તેને નવે ભાગી જુઆ
> શેષ ભાગ તે રજની તણા."

એમ. એમ. દ્વિવેદી.

ઓન૦ ડીસ્ટ્રીકટ સ્કાઉટ માસ્તર—અમદાવાદ.

# મૂળાક્ષરો

## ( સ્પર્શેન્દ્રિયની કેળવણી )

બાળકો જ્ઞાન મેળવવામાં બધી ઈન્દ્રિયો કરતાં સ્પર્શનો સૌથી વધારે ઉપયોગ કરે છે એ સિદ્ધાન્ત હવે સર્વમાન્ય થયો છે. નેત્ર બહુ ઉપયોગી ઇન્દ્રિય છે, છતાં બાળવિકાસમાં નેત્ર કરતાં એ સ્પર્શ વધારે મહત્ત્વની છે.

આપણી ગરીબડી શાળાઓમાં મોન્ટેસોરી પદ્ધતિનાં સુન્દર સેન્ડ-પેપરનાં પત્તાં ન મળી શકે એ અનુભવની વાત છે. છતાં શિક્ષક પોતાની મર્ગશક્તિનો ઉપયોગ કરી કાર્ય સાધી શકે છે. આ વર્ષે અમારી કૉલેજમાં અમે એક નવો અખતરો કર્યો છે, અને તે ઘણે અંશે અમને સફળ લાગ્યો છે. તે નીચે પ્રમાણે છેઃ

(૧) સાદા કોરા કાગળ પર બેનડી લીટીમાં મોટા અક્ષરે મૂળાક્ષરો (જેમ શીખવવા હોય તે ક્રમમાં) લખવા, પછી (૨) તેના પર દાતણની નાની પીછી વડે ઉકાળેલા સરેશનું પાણી ચોપડવું, અને (૩) તે પર કાળી રેતી ભભરાવવી. ઉપર પ્રમાણે કરવાથી સુન્દર કાળા રંગના મૂળાક્ષરો તૈયાર થાય છે, અને તે અક્ષરો બાળકોને સ્પર્શ માટે વાપરવા દેવા; અર્થાત્ તે અક્ષરો પર બાળકની આંગળી ફેરવાવી તેને અક્ષરના મરોડનું સચોટ ભાન કરાવવું.

આવા મૂળાક્ષરો આ વર્ષે અમારી સંસ્થાના દરેક વિદ્યાર્થી પાસે તૈયાર કરાવી તેમને એ દિશામાં માર્ગસૂચન કરવાનો ઉદ્દેશ રાખ્યો છે. આ રીત કેટલી સસ્તી છે તે કહેવાની જરૂર રહેતી નથી.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ,
અમદાવાદ.
૨૮-૩-૧૯૨૫.

સાકરલાલ અમૃતલાલ દવે

# મ્યુનિસિપાલિટિ તથા લોકલબોર્ડને પ્રાથમિક શાળાઓ સોંપવા સંબંધી ઠરાવો

( પુસ્તક ૬૪ મું અંક ૪ થો પૃષ્ઠ ૧૨૪ થી ચાલુ )

૧૨ મત લેવા વિષે:—

(૧) દરેક વર્ગની જગાઓ માટે જગાઓ કરતાં વધુ ઉમેદવારો હોય અને મત લેવાનો પ્રસંગ ઊભો થાય ત્યારે પ્રમુખ મત નોંધવા માટે મુકરર કરેલા સ્થળે પ્રમુખપદ લેશે અને ત્યાં આગળ મત લેશે અને ચૂંટણી વખતે નોંધવામાં આવેલા મતના કાગળોને રાખી મુકવાને પોતાની સાથે એક પેટી રાખશે.

(૨) મત નોંધવાનું શરૂ કરવામાં આવે તે પહેલાં પ્રમુખ મત લેવાના સ્થળે હાજર રહેલા ઉમેદવારો અને ઉમેદવાર ન હોય તેવા સ્થાનિક સત્તાધીશ મંડળના સભ્યોને મતની ચિઠ્ઠીઓ નાખવાની પેટી ખાલી બતાવશે અને ત્યાર પછી તે પેટીને તાળું મારી એવી રીતે સીલ કરશે કે ..., તોડ્યા સિવાય પેટી ઉઘાડી શકાય નહિ. મતની ચિઠ્ઠીઓ નાખવાની પેટીઓને ત્યાર પછી પડદાવાળા ભાગમાં મૂકવામાં આવશે.

(૩) ચૂંટણી વખતે પોતાના મત આપવાની ઇચ્છા ધરાવતા સ્થાનિક સત્તાધીશ મંડળના દરેક સભ્યે પહેલા નિયમ પ્રમાણે ચૂંટણીને માટે મુકરર કરવામાં આવેલા સ્થળે, વખતે અને તારીખે હાજર રહેવું જોઈશે. મત લેવાના સ્થળે જ્યારે કોઈ પણ સભ્ય હાજર થશે ત્યારે આ પરિશિષ્ટની બીજી પુરવણીમાં આપેલા બે નમુનામાથી યોગ્ય નમુનાવાળો મત લેવાનો કાગળ પ્રમુખ આપશે. મત નોંધવાનો કાગળ લીધા પહેલાં મતના કાગળના બીજા ભાગ ઉપર સભ્યે સહી કરવી પડશે. ૧ લા નિયમ પ્રમાણે ચૂંટણી બંધ કરવાના નક્કી કરેલા વખત પછી મત લેવાના કાગળ આપી શકાશે નહિ, પરંતુ બંધ કરવાના વખત પહેલાં જે સભ્યને મત આપવાનો કાગળ આપવામાં આવેલ હશે તેને મત આપવાનો યોગ્ય વખત આપવામાં આવશે.

(૪) મત આપવાનો કાગળ મળ્યા પછી સભ્ય મત આપવાના ઓરડામાં જશે અને ત્યાં આગળ પોતાના મત નોંધશે. તે પોતાનો મત

આપવાની ઇચ્છા હોય તેવા ઉમેદવારના નામની સામે દરેક મત માટે એક ચોકડી પેન્સિલવડે કરશે. જો કોઈ ઉમેદવાર અગર ઉમેદવારો અગર કોઈ વર્ગની ખાલી જગાઓ સંબંધી કોઈ સભ્યની ઇચ્છા પોતાનો મત અગર પોતાના મત આપવાની ના હોય તો પોતાને મળેલા મત આપવાના કાગળમાં યોગ્ય ભાગ ખાલી રાખશે. મત આપનારના ઓરડામાં એક વખતે ફક્ત એકજ સભ્યને જવા દેવામાં આવશે.

(૫) કોઈ પણ માણસ પોતાની વતી બીજા માણસને મોકલી મત આપી શકશે નહિ.

(૬) કોઈ પણ સભ્ય અશક્તિને લઈ નક્કી કરેલી રીત મુજબ મત નોંધવાને અશક્ત હોય તો તેને પ્રમુખ જરૂર પડે તેવી મદદ આપી શકશે.

**૧૩ મતની ગણત્રી કરવા વિષેઃ—**

(૧) પહેલા નિયમ પ્રમાણે મતની ગણત્રી કરવાને માટે મુકરર કરેલા સ્થળે, વખતે અને તારીખે પ્રમુખ સ્થાનિક સત્તાધીશ મંડળના ઉમેદવાર ન હોય તેવા બે સભ્યની અને હાજર રહેલા કોઈ પણ ઉમેદવારની સમક્ષ મતની ચિઠ્ઠીઓની પેટી ઉઘાડશે અને મત નોંધેલા કાગળોમાંથી ગણત્રીમાં લેવાના અને ગણત્રીમાં નહિ લેવાના કાગળો જુદા પાડશે. ગણત્રીમાં નહિ લેવાના કાગળો ઉપર ‘ રદ કરવામાં આવેલ છે ’ એવા શબ્દો પ્રમુખ લખશે અને તેમાં રદ કરવાનાં કારણો જણાવશે.

(૨) પ્રમુખ મત નોંધેલો કોઈ પણ કાગળ કે જેની અંદર કોઈ પણ સભ્યે પોતાનો મત આપવાનો અધિકાર હોય તેના કરતાં વધારે મત આપેલા હોય તે રદ કરી શકશે. અગર જેની અંદર કાંઇ લખાણ અગર નિશાની કરેલી હોય જે પ્રમુખ ધારે કે તે ઓળખાણ માટે કરવામાં આવેલી છે તો તેને પણ રદ કરી શકશે. અગર જે નિશ્ચિતપણાના અભાવે નિશાન વગરનો અગર ખાલી રાખવામાં આવેલ હશે તેને રદ કરી શકશે.

(૩) ત્યાર પછી પ્રમુખ દરેક ઉમેદવારને મળેલા મતની ગણત્રી કરશે.

(૪) ગણત્રી પુરી થયા પછી પ્રમુખ ગણત્રીમાં લીધેલા અને ગણત્રીમાં નહિ લીધેલા મતનોંધેલ કાગળો જુદા જુદા પાકિટની અંદર સીલ કરી બંધ કરશે અને જે કાગળો પાકિટની અંદર મૂકેલા હશે તેમની હકીકત તેમજ ચૂંટણીની તારીખ પાકિટ ઉપર લખશે ને વળી મત આપવાના

કાગળોનો હિસાબ તૈયાર કરશે અને ઉપર જણાવ્યા પ્રમાણે ગણત્રીમાં લીધેલા અને નહિ લીધેલા મતના કાગળોની તેમજ નહિ વપરાએલા મત આપવાના કાગળોની સંખ્યા સાથે સરખામણી કરીને ચોકસાઈ કરશે.

(૫) ત્યાર પછી પ્રમુખ નીચેની હકીકતવાળું એક પત્રક તૈયાર કરશે અને તેના ખરાપણા વિષે તેમાં સહી કરી સર્ટિફિકેટ આપશે.

(i) પેટા કલમ (૪) માં જણાવ્યા પ્રમાણે મતના કાગળોની કેટલીક ચોકસાઈનું પરિણામ.

(ii) જે ઉમેદવારોને ખરા મત આપવામાં આવેલા હોય તેમનાં નામ.

iii) દરેક ઉમેદવારને મળેલા ખરા મતની સંખ્યા.

(iv) રદ કરવામાં આવેલા મતની સંખ્યા.

અને કોઈ પણ ઉમેદવારને તે પત્રકની નકલ અગર ઉતારો લેવાની રજા આપશે.

(૬) આ નિયમમાં દર્શાવેલા કામ કરવામાં પ્રમુખ કોઈ પણ વખતે ઉમેદવારોને તેમજ હાજર રહેલા સ્થાનિક સત્તાધીશ મંડળના સભ્યોને ફરીથી કામ શરૂ કરવાની તારીખ અને વખતની ખબર આપીને કામને બંધ રાખી શકશે.

૧૪ પરિણામ જાહેર કરવા વિષેઃ—

મતની ગણત્રી પુરી થઇ રહ્યા પછી પ્રમુખ તરત જ જે ઉમેદવાર અગર ઉમેદવારોને વધુ મત મળેલા હોય તેમને ચૂંટાએલા જાહેર કરશે.

૧૫ વધુ જગાએ ચૂંટાવા વિષેઃ—

(૧) જો કોઈ ઉમેદવાર સ્કૂલબોર્ડમાં એક કરતાં વધુ જગાએ ચૂંટાએલ હોય તો ૧૪ મા નિયમ પ્રમાણે ચૂંટણીનું પરિણામ જાહેર કરવામાં આવે તે તારીખથી ત્રણ દિવસની અંદર બધી જગાઓમાંથી કઇ જગાનું પોતે કામ કરવાનું પસંદ કરે છે તે ઉમેદવારે લેખી નોટિસમાં સહી કરીને પ્રમુખને પહોંચાડવું પડશે; અને ઉપર પ્રમાણેની પસંદગી કર્યા પછી જે વધુ જગાને માટે સદરહુ ઉમેદવારને ચૂંટવામા આવેલ હોય તે જગાની ચૂંટણીનું પરિણામ જાણે તે ઉમેદવારને તે જગાના મત મળ્યા જ નથી એમ ગણીને નક્કી કરવામાં આવશે.

(૨) પેટા કલમ (૧) માં જણાવ્યા પ્રમાણે જો કોઈ ઉમેદવાર પોતાની પસંદગી કરશે નહિ તો તે ઉમેદવારની બધી જગાની ચૂંટણી રદ ગણવામાં આવશે, અને બધી જગાની ચૂંટણીનું પરિણામ જાણે

ઉમેદવારને મત મળ્યા જ નથી એમ ગણીને નક્કી કરવામાં આવશે.

૧૬ સરકારને પરિણામ મોકલી આપવા વિષે:—

ત્યાર પછી પ્રમુખ વગર ઢીલે સ્થાનિક સત્તાધીશ મંડળને અને ડિરેક્ટર આવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની મારફત નામદાર સરકારને ચૂંટણીના પરિણામનો રિપોર્ટ મોકલી આપશે. વળી તે પોતાની ઑફિસમાં કોઈ ખુલ્લી જગાએ પરિણામને થાંભલાપર ચોંટાડાવશે.

૧૭ ચૂંટણીના કાગળો કબજે રાખવા વિષે:—

૧૩ મા નિયમમાં જણાવેલાં પાકીટો અને પત્રક તેમજ ચૂંટણીના બીજા બધા કાગળો પ્રમુખ પોતાના કબજામાં રાખશે.

૧૮ ચૂંટણીના કાગળો આપવા અને તપાસવા વિષે:—

(૧) પ્રમુખના કબજામાં લીધા પછી ગણત્રીમાં લીધેલા અગર નહિ લીધેલા મત આપવાના કાગળોનાં તેમજ તેમને લગતનાં રાખેલાં મત આપવાના કાગળોનાં પાકિટ હકુમત ધરાવતી કોર્ટના અગર નામદાર સરકારના હુકમ સિવાય ઉઘાડી શકાશે નહિ, અને તેમાંના કાગળ આપી શકાશે નહિ અગર તપાસી શકાશે નહિ.

(૨) પ્રમુખના કબજામાં આપેલા ચૂંટણીને લગતા બીજા બધા કાગળો સ્થાનિક સત્તાધીશ મંડળના સભ્યો અગર આ બાબતમાં યોગ્ય સત્તા ધરાવનાર કોઈપણ સરકારી અમલદાર તપાસી શકશે.

૧૯ ચૂંટણીના કાગળોનો નાશ કરવા વિષે:—

હકુમત ધરાવતી કોર્ટ અગર નામદાર સરકાર બીજો કોઈ હુકમ કરે તે સિવાય પ્રમુખ ચૂંટણીને લગતા બધા કાગળોનો ચૂંટણીનું પરિણામ જાહેર કર્યાની તારીખથી એક વરસ વીત્યા બાદ નાશ કરાવશે.

---

# પરિશિષ્ટ क ની પુરવણી—નં. ૧.

## ઉમેદવારની દરખાસ્તની અરજીનો નમુનો.

( પરિશિષ્ટ क નો ૪ થો નિયમ જુઓ. )

————————————ની $\frac{\text{જીલ્લા લોકલબોર્ડ}}{\text{મ્યુનિસિપાલિટિ}}$ જે જગાને

માટે ઉમેદવારની દરખાસ્તની અરજી કરવામાં આવી હોય તે

જગાનું નામઃ—

ઉમેદવારનું નામઃ—

બાપ નામઃ—

ઉમર અને જાતિ $\left(\frac{\text{પુરૂષ}}{\text{સ્ત્રી}}\right)$.—

સરનામુઃ—

જ્ઞાતિવર્ગ ( મુસલમાન, દેશી ખ્રિસ્તી, યુરોપીઅન, એંગ્લો ઇન્ડિઅન, જૈન, પછાત કોમ, અગર હલકી કોમ હોય તે જણાવવી ):—

દરખાસ્ત કરનારનું નામ —

દરખાસ્ત કરનારની સહી—

દરખાસ્તને ટેકો આપનારનું નામઃ—

દરખાસ્તને ટેકો આપનારની સહીઃ—

ઉમેદવારની પ્રતિજ્ઞા

આથી હું જણાવુ છુ કે જો મને ચૂંટવામાં આવે તો હું ખુશીથી કામ કરીશ.

તારીખ—

ઉમેદવારની સહી

———

## પરિશિષ્ટ क ની પુરવણી નં. ૨.

મત આપવાના કાગળોના નમુના.

( પરિશિષ્ટ क નો ૧૨ મો નિયમ જુઓ. )

૧

ખાસ વર્ગોના સભ્યોની જગાઓ માટે મત આપવાના કાગળોનો નમુનોઃ—

____________ ની જીલ્લા લોકલબોર્ડ / મ્યુનિસિપાલિટિ.

મત આપવાનો કાગળ.

મત આપવાના કાગળને લગતનો કાગળ — અનુક્રમ નંબર

મત આપવાનો કાગળ (આગલી બાજુ)

| | ખાલી જગાઓના વર્ગનું નામ. | ઉમેદવારનાં નામ. | ચોકડી × |
|---|---|---|---|
| ૧ મત આપનારનું નામ. | ૧. કેળવણીના અનુભવી માણસો (*) | ૧<br>૨ | |
| ૨ મત આપનારની સહી. | ૨. સ્ત્રીઓ. (*) | ૧<br>૨ | |
| | ૩. નાની કોમના પ્રતિનિધિઓ<br>(i) મુસલમાન (*)<br>(ii) ખ્રિસ્તી (*)<br>(iii) ભીલ (*)<br>(iv) જૈન (*) | | |
| | ૪. પછાત કોમના પ્રતિનિધિઓ (*) | ૧<br>૨<br>૩<br>૪ | |
| | ૫. હલકી કોમના પ્રતિનિધિઓ (*) | ૧<br>૨<br>૩ | |
| | ૬. મ્યુનિસિપાલિટિઓના પ્રતિનિધિઓ (*) | ૧<br>૨<br>૩ | |

* ખાલી જગાઓની સંખ્યા અહિંઆં લખવી.

( મત આપવાના કાગળની પાછલી બાજુ )

મત નોંધવા સંબંધી સૂચનાઓ:—

(૧) દરેક વર્ગની જગાઓ માટે તેજ વર્ગની હકીકત પાછળ કૌંસ-માં મત આપવાની સંખ્યા જણાવવામાં આવી છે.

(૨) જે ઉમેદવાર / ઉમેદવારો પૈકી દરેકને માટે તમારો મત આપવાની ઇચ્છા હોય તેમના નામ સામે એક ચોકડી અગર વધુ ચોકડીઓ મૂકવી.

(૩) કોઈ વર્ગની જગાઓ માટે તેજ વર્ગની હકીકત પાછળ આપેલા કૌંસમાં બતાવેલી સંખ્યા કરતાં વધારે ચોકડીઓ મૂકવી નહિ.

અનુક્રમ નંબર.

૨

સામાન્ય સભ્યોની જગાઓ માટે મત આપવાના કાગળનો નમુનો.

———————— ની. જીલ્લા લોકલબોર્ડ / મ્યુનિસિપાલિટિ

મત આપવાનો કાગળ

મત આપવાના કાગળને લગતો કાગળ — મત આપવાનો કાગળ

અનુક્રમ નંબર — (આગલી બાજુ)

| | ઉમેદવારનાં નામ. | ચોકડી. × |
|---|---|---|
| ૧. મત આપનારનું નામ | ૧<br>૨<br>૩ | |
| ૨. મત આપનારની સહી | ૪<br>૫<br>૬ | |

( મત આપવાના કાગળની પાછલી બાજુ )

૧ તમારે દરેક  મત આપવાનાછે.

૨ જે ઉમેદવાર / ઉમેદવારો પૈકી ને માટે તમારો મત આપવાની ઇચ્છા હોય તેના નામ સામે એક ચોકડી મૂકવી.

૩ મત આપવાના કાગળમાં બધી મળીને તમારે  કરતાં વધારે ચોકડીઓ મૂકવી નહિ,

અનુક્રમ નંબર.

— સમાપ્ત —

# વાઘછીપા ખેતીવાડીવર્ગમાં વાર્ષિક પરીક્ષા વખતે પુછાએલા સવાલો.

## કૃષિવિદ્યા.

તા. ૨૮–૨–૨૫

(૧) ઉપરની જમીન અને નીચેની જમીન એ બેમાં ફરક શો છે ? અને એ બે વચ્ચે શો સંબંધ છે ?

(૨) જમીનમાં કયાં કયાં તત્ત્વો આવેલાં છે ! અને તેથી જમીનની જાત પર શી અસરો થાય છે ?

(૩) નીચેના શબ્દો સમજાવો:—

ખેડ, સેન્દ્રિય પદાર્થ, ભાઠા અથવા તળીઆ, અને કાદવ પાડવો.

(૪) હળનો ઉપયોગ સમજાવી ખેડ કયારે અને કેવા પ્રકારની કરવી તે લખો.

## નેચરસ્ટડી.

(૧) બી ઉગાડવા માટે કયી કયી ચીજોની જરૂર છે ? અને તેમાંની જો એક ન હોય તો શું પરિણામ આવે ?

(૨) ફળ બંધાવું એટલે શું ? અને ફળ બંધાવામાં ફૂલના કયા કયા ભાગોનો ઉપયોગ થાય છે તે જણાવો.

(૪) જંતુની અવસ્થાઓ સમજાવો, અને તે દરેકનું કર્તવ્ય શું શું છે ?

(૫) નીચેના શબ્દો સમજાવો:—

કરા; ઝાકળ; ધુમસ; અને એક ઈંચ વરસાદ.

(૬) વનસ્પતિમાં પાનનો શો ઉપયોગ છે ?

## ભૂગોળ (૪૦ માર્ક)

(૧) એક માણસ સુરતથી રેલ્વે રસ્તે ધારવાડ જાય છે, તો તેને કયી કયી રેલ્વેમાં બેસવું પડશે ?

(૨) એક માણસ દરીઆઈ રસ્તે કારવારથી સુરત આવે છે તો અનુક્રમે દરીઆ કિનારાનાં શહેરો લખી તેમાં વરસાદ કેટલો કેટલો પડે છે તે લખો.

(૩) મુંબઈ ઇલાકામાં કયી કયી નદીઓમાંથી નહેરો કાઢી તેમને ખેતીના કામમાં લેવામાં આવે છે ?

(૪) મુંબઈ ઇલાકામાં જેમાં ૬૦" થી વધારે વરસાદ પડે છે એવા જિલ્લા અને ૧૦" અને ૧૦"થી ઓછો વરસાદ પડે છે એવા જિલ્લાઓનાં નામ લખો.

એક અવતરણ

"આપણે જેવા કાલે હતા તેને લીધેજ આજે જેવા છીએ તેવા છીએ, અને આજે જેવા છીએ તેના ઉપર આપણે આવતી કાલે કેવા હોઈ શકીશું તેનો આધાર છે. ટુંકમાં, દરેક માણસ પોતાનું ભવિષ્ય ઘડી શકે છે; અને જો એ ભવિષ્યથી આપણને કોઈ પણ રીતે અસંતોષ મળતો હોય તો તેના કારણની તપાસ બહાર કર્યા કરતાં આપણી પોતાની અંદરજ આપણે કરવી જોઈએ."

*　　*　　*　　*　　*

ઉપલાં વાક્યોનું મનન કરવાની શિક્ષકોને અમે ભલામણ કરીએ છીએ.

---

## સરકારી જાહેરખબરો.

### જાહેરખબર

( ૧ )

### રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજની સને ૧૯૨૫ની સાલની પ્રાવેશિક પરીક્ષા.

—(૦)—

૧. તમામ નિશાળના માસ્તરો, આસિસ્ટંટો અને સ્ત્રીશિક્ષકોને ખબર આપવામાં આવે છે કે આ કૉલેજમાં દાખલ થવાને જે બાઈઓ ઉમેદ રાખતી હોય, તેમની ઉંમર, અભ્યાસ વગેરે હકીકતનું પત્રક સને ૧૮૯૩ની સાલના ગુજરાત શાળાપત્રના પૃ ૨૬૪ મે છાપેલા નમુના પ્રમાણે બનાવી તેમાં માગેલી હકીકત બરાબર પુરી આ જાહેરખબર પહોંચે કે જેમ બને તેમ તાકીદથી અમારી તરફ મોકલવું. તા. ૨૦ મી માહે ઑગસ્ટ સને ૧૯૨૫ પછી આવાં પત્રકો લેવામાં આવશે નહિ.

૨. પ્રાવેશિક પરીક્ષા હરકોઈ ઉંમરની બાઇ આપી શકશે; પરંતુ જેમની ઉંમર પંદર વર્ષથી ઓછી નહિ હશે, તેમજ ૨૫ વર્ષથી વધારે નહિ હશે, તેમને સ્કોલરશીપ મળી શકશે.

૩. પ્રાવેશિક પરીક્ષા કન્યાશાળાના સને ૧૯૦૨ ના જાન્યુઆરી માસમાં પ્રગટ થએલા ધોરણ ૫ મા પુરાની લેવામાં આવશે.

૪. દાખલ થવા ઉમેદ રાખનાર બાઈઓએ સારી ચાલનું સર્ટિફિકેટ સ્કૂલકમિટિના મેમ્બરોનું અથવા સારા જાણીતા ગૃહસ્થોનું ઉપરના પત્રક સાથે મોકલવું. ઉમેદવારમાં શરીર સંબંધી કોઈ પણ જાતની ખોડ હોવી ન જોઈએ.

૫ પ્રાવેશિક પરીક્ષા તા ૧૦ મી સપ્ટેમ્બર સને ૧૯૨૫ ગુરુવારને દિવસે સવારના અગિઆર વાગે કૉલેજના મકાનમા શરૂ થશે

૬ કૉલેજમા દાખલ કરવા યોગ્ય જે બાઈઓ માલમ પડશે, તેમની તંદુરસ્તી બાબતની ખાતરી હરસાન મુજબ કરવામા આવશે.

રાજકોટ, તા. ૨૫-૩ સને ૧૯૨૫ — I Gidia, લેડી સુપરિન્ટેન્ડેન્ટ, કાઠિઆવાડ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજ—રાજકોટ

## જાહેરખબર

( ૨ )

### હટર મેઈલ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા,

—(૦)—

૧ આથી ખબર આપવામા આવે છે કે—હટર મેઈલ ટ્રેનિંગ કૉલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા ૧૦ માહે સપ્ટેમ્બર સને ૧૯૨૫ ગુરૂવારે સવારના અગિઆર વાગે હટર મેઈલ ટ્રેનિંગ કૉલેજના મકાનમા શરૂ થશે

૨ સામાન્ય રીતે જે વર્ષમા ઉમેદવાર પ્રાવેશિક પરીક્ષા આપવા આવે તે વર્ષની ૧ લી ડીસેમ્બરે ઉમેદવારની ઉમર પૂરા ૧૬ વર્ષની અને ૨૨ વર્ષથી ઓછી હોવી જોઈએ શિક્ષક તરીકે ખાતામા દાખલ થએના ઉદવારોની ઉમેમરની હદ ૩૦ વર્ષ સુધી ચાલશે ૧૬ વર્ષથી ઓછી ઉમરમા તથા ૨૨ વર્ષથી વધારે ઉમરના ઉમેદવારોએ કાઠિયાવાડના મહે એ' એજ્યુ ઑફિસર સાહેબની અગાઉથી મંજુરી મેળવી હશે તો આ પરીક્ષામા તેમને બેસવા દેવામા આવશે

૩ સામાન્ય રીતે ઉમેદવારે માતમુ ધોરણ અથવા વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા પાસ કરેલી હોવી જોઈએ પરંતુ છઠ્ઠુ ધોરણ પાસ કરી હટર મેઈલ ટ્રેનિંગ કૉલેજના પ્રાવેશિક વર્ગમા દાખલ થઈ ઓછામા ઓછી તે વર્ગમા ત્રણ માસની હાજરી આપી હોય, અગર ખાતાએ સ્વીકારેલી કોઈ પણ સ્કૂલમા અને ઉપના પ્રાવેશિક વર્ગમા મળીને એક દર નવ માસનો સાતમા ધોરણનો અભ્યાસ કરેલો હોય તે ઉમેદવાર માતમુ ધોરણ પસાર કર્યા વગર પણ આ પરીક્ષા આપી શકશે

૪. ૧૬ વર્ષથી ઓછી ઉંમરના તથા ૨૨ વર્ષથી વધારે ઉમરના ઉમેદવારો મહે. ડા. એ. એજ્યુ. ઓ. સાહેબની મંજુરીથી આ પરીક્ષા આપી શકશે. પરંતુ તેવા ઉમેદવારો પાસ થયે તેને કૉલેજમાં દાખલ કરવામાં આવશે નહિ.

૫. પરીક્ષા થઈ રહ્યા બાદ લાયક જણાએલા ઉમેદવારોને શારીરિક તપાસ માટે રોકાવું પડશે.

હુંટર મેઈલ ટ્રેનિંગ કૉલેજ
રાજકોટ.
તા. ૨૭-૩-૨૫

V. C. Mehta.
પ્રિન્સિપલ.

---

## જાહેરખબર
## ( ૩ )
## નવરોજી પેસ્તનજી વકીલ સ્કૉલરશીપ.

આથી સર્વને ખબર આપવામાં આવે છે કે અમદાવાદ શહેર અગર પરાંમાં આવેલી સરકારે મંજુર કરેલી કોઈ પણ શાળામાં ભણતી હિન્દી બાળાઓને નવરોજી પેસ્તનજી વકીલના નામની ચાર સ્કોલરશીપ આપવાની હોવાથી તે માટે એક હરિફાઈની પરીક્ષા મંગળવાર તા. ૨૫મી ઑગસ્ટ સને ૧૯૨૫ અને ત્યાર પછીના દિવસોએ દિવસના ૧૧ થી ૫ વાગતા સુધીમાં મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વીમેનના મકાનમાં લેવામાં આવશે.

૨. આ પરીક્ષા મે. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ લેશે. જેમની આ પરીક્ષામાં બેસવાની ઇચ્છા હોય તેમણે મે. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ તરફ અરજીઓ તેમને તા. ૨૫ મી જુલાઈ સને ૧૯૨૫ ના દિવસે અગર તે પહેલાં પહોંચે તેવી રીતે મોકલવી તે તારીખ પછી એક પણ અરજી લેવામાં આવશે નહિ.

૩. હરિફાઈ કરનાર બાળાની ઉમ્મર, પરીક્ષામાં લેવાના વિષયો, સ્કોલરશીપ કેટલા રૂપીઆની મળશે તેમજ કેટલો વખત મળશે એ વિષે વિશેષ હકીકત નિયમોમાંથી મળી આવશે.

ઉત્તર વિભાગના એજ્યુકેશનલ
ઇન્સ્પેકટર સાહેબની ઑફિસ.
અમદાવાદ.
તા. ૧-૪-૨૫

(સહી) કે. એસ. વકીલ.
એજ્યુકેશનલ ઇન્સ્પેકટર
ઉત્તર વિભાગ

## જાહેરખબર (૫)

તા. ૩૧ મી માર્ચ, સને ૧૯૨૫એ તારીખે પુરા થતા ત્રિમાસિક દરમિયાન મે. ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન અને ઉ. ભાગના એ. ઇન્સ્પેક્ટર એમણે પાઠ્ય પુસ્તક તરીકે તેમજ ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર કરેલાં પુસ્તકોની યાદી

( ઉ. ભાગના એ. ઇ. ના હુકમ નં. ૪૪૨, તા. ૯-૪-૨૫ ના આધારે )

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | પ્રસિદ્ધકર્તાનું નામ અને ઠેકાણું | નકલ દીઠ કિંમત રૂ. આ. પા. | શામાટે મંજુર કરવામાં આવ્યું | ટીકા |
|---|---|---|---|---|---|---|
| ૧ | એક અદ્ભુત ઘર અને તેનું જતન (૧ લી આવૃત્તિ) | એમ. મોડ એલન, ભાષાન્તરકર્તા રા. એમ. સી. પારેખ. | રેવ. મિ. એચ. આર સ્ટેટ. મિશન પ્રેસ, સુરત | ૦—૧-૬ | પાઠ્ય પુસ્તક | પ્રાથમિક શાળાઓ માટે |
| ૨ | સુનાગા ચરિત્ર (સને ૧૯૨૩ની આવૃત્તિ) | રા. જે. ડી. મોદી. | મેસર્સ, કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત | ૦—૮-૦ | પાઠ્ય પુસ્તક | પ્રાથમિક શાળાઓ અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે |
| | | | | | ઇનામ અને લાઇબ્રેરી | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે |
| ૩ | હિંદનો ઇતિહાસ (૫ મી આવૃત્તિ) | રા. પી. ટી. મુન્શી | રા. એસ. સી. કોઠારી વડોદરા | ૦-૧૨-૦ | પાઠ્ય પુસ્તક | ,, ,, ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ | ભૂગોળવિદ્યા ભાગ ૧લો (૧ લી આવૃત્તિ) | રા. એ. એમ. દિવાનજી ડે. એ. ઇ. ભરૂચ | રા. એ. એમ. દિવાનજી ડે. એ. ઇ., ભરૂચ | ૦—૫—૦ | પાઠ્ય પુસ્તક | માધ્યમિક શાળાઓ મ અને પ્રાથમિક શાળાન ઉપલાં ધોરણો માટે |
| ૫ | એજન ભાગ ૨ જો (૧ લી આવૃત્તિ) | ,, | ,, | ૦—૬—૦ | ,, | ,, , ,, |
| ૬ | મહાકવિ પ્રેમાનંદકૃત રણયજ્ઞ તથા કવિ વજીયાકૃત રણજંગ (સને ૧૯૨૪ની આવૃત્તિ) | રા. એમ. આર. મજમુદાર. | રા. એમ. આર. મજમુદાર, ઘંટીઆડા વડોદરા | ૧—૪—૦ (કાચું પુઠું) ૧—૮—૦ (પાકું પુઠું) | ,, | માધ્યમિક શાળાઓ અને ટ્રેનીંગ કોલેજો માટે |
| ૭ | આરોગ્યશાસ્ત્ર ભાગ ૨જો (૧ લી આવૃત્તિ) | રા. જી. એમ. દેશમુખ | વિદ્યાધર હરિ દામલે, બુધવાર પેઠ, પુના | ૦—૪—૦ | ,, | માધ્યમિક શાળાઓ, અને સ્ત્રીઓની ટ્રેનિંગ કોલેજો માટે અને કન્યાઓ માટેની પ્રાથમિક શાળાનાં ઉપલાં ધોરણો માટે |
| ૮ | કન્યામાટેનું આરોગ્યશાસ્ત્ર | મેજર હચિસન | મેસર્સ મેકમીલન એન્ડ કંપની હોર્નબી રોડ, મુંબઈ | ૦—૧૦—૦ | પાઠ્ય પુસ્તક, ઇનામ અને લાઇબ્રેરી | પ્રાથમિક શાળાઓ માટે |
| ૯ | સ્ત્રી-ઉપયોગી ગીતાસાર (૧ લી આવૃત્તિ) | રા. એમ. સી. ત્રિવેદી | રા. એમ. સી. ત્રિવેદી આસિ. મ્યુન. સ્કૂલ, અમદાવાદ | ૦—૨—૬ | ઇનામ અને લાઇબ્રેરી | કન્યાઓ માટેની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને સ્ત્રીઓની ટ્રેનીંગ કોલેજો માટે |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦ | શ્રી દયારામકૃત કાવ્યમણિમાળા ભાગ ૩ જો. | રા. રી. છ. જોષી | રા. એન. પી. ડભોઈવાળા, પાંજરાપોળ, મુંબઈ | ૧-૧૪-૦ | ,, | પ્રાથમિક અને માધ્યમિક શાળાનાં ઉપલાં ધોરણો અને ટ્રેનિંગ સંસ્થાઓ માટે |
| ૧૧ | એજન ભાગ ૪ થો | રા. જે. ડી. મોદી. | ,, ,, | ૦-૧૨-૦ | ,, | ,, ,, ,, |
| ૧૨ | (ચાર ચોપાનીઆં) ફ્સોડી | મંત્રી, સેવાગંડળ, સુરત | સેવાગંડળ, સુરત | ૦-૦-૩ | ઇનામ | પ્રાથમિક શાળાઓ માટે |
| ૧૩ | શ્રગણુ નારદ અને માધની સેવાવૃત્તિ | ,, | ,, | ૦-૦-૬ | ,, | ,, ,, ,, |
| ૧૪ | સગ્ન પત્રિકા | ,, | ,, | ૦-૦-૩ | ,, | ,, ,, ,, |
| ૫૧ | મહર્ષિ ટાગોરનો વિદ્યાર્થિજગતને સંદેશ | ,, | ,, | ૦-૦-૬ | ,, | માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ કોલેજો માટે |
| ૧૬ | સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ (પહેલી આવૃત્તિ) | મૂળ અંગ્રેજીમાં ગ્રન્થકાર પ્રો. મેકડોનલ ભાષાન્તરકર્તા પ્રો. એમ. પી. દવે | રા. બી. કે. ઠાકોર સેક્રેટરી, ગુજરાત સાહિત્ય ભંડોળ કમિટિ, નારાયણ પેઠ, પુના સિટિ | ૪-૮-૦ | લાઇબ્રેરી | ,, ,, ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૭ | ગુજરાતમિત્ર હીરક મહોત્સવ અંક, ૧૯૨૩ | એડિટર, ગુજરાતમિત્ર, સુરત | એડિટર, ગુજરાતમિત્ર, સુરત | ૨—૦—૦ ૩—૦—૦ કાર્ડબોર્ડ પુઠું | લાઇબ્રેરી | માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૧૮ | સચિત્ર શરીરવિદ્યા (પહેલી આવૃત્તિ) | જી. એમ. વૈષ્ણવ | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ | ૧—૦—૦ | ઇનામ અને લાઇબ્રેરી | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૧૯ | સખીને પત્રો (પહેલી આવૃત્તિ) | રા. એમ. એમ. ડોશી | ,, | ૦—૪—૦ | ,, | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ માટે |
| ૨૦ | નરસૈં મહેતાનું આખ્યાન (પહેલી આવૃત્તિ) | રા. બ. કે. એચ. ધ્રુવ | ,, | ૦—૮—૦ | લાયબ્રેરી | પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૨૧ | ગૃહજીવનની સુંદરતા (પહેલી આવૃત્તિ) | રા. જે. બી. દેસાઈ. | ,, | ૦—૪—૦ | ઇનામ અને લાઇબ્રેરી | કન્યાઓ માટેની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ અને સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૨૨ | હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ (પહેલી આવૃત્તિ) | રા. એન. ડી. મહેતા | ,, | ૧—૦—૦ | લાઇબ્રેરી | માધ્યમિક શાળાઓ અને ટ્રેનિંગ કૉલેજો માટે |
| ૨૩ | ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો (પહેલી આવૃત્તિ) | રા. કે. એમ. ઝવેરી | ,, | ૧—૦—૦ | ઇનામ અને લાઇબ્રેરી | માધ્યમિક શાળાઓ, ટ્રેનિંગ કૉલેજો અને પ્રાથમિક શાળાઓ માટે |

(Sd) K. S. Vakil.
એ. ઈ. ઉ. ભાગ.

## જાહેરખબરે.

(૬)

### પુસ્તકના નામમાં સુધારો.

મે. ડિરેક્ટર સાહેબના હુકમ નં. એસ ૮૬ (ગી) ૧૫ / રી. પુના તા. ૨૮ મી મે, સને ૧૯૨૫ મુજબ. મિ. એ. એમ. દિવાનજીકૃત ભૂગોળવિદ્યાનાં પુસ્તકોનાં નામમાં નીચે જણાવ્યા મુજબ ફેરફાર કરવાની તે ગ્રંથકર્તાને મંજુરી આપવામાં આવી છે.

| પુસ્તકનું અસલ નામ. | પુસ્તકનું સુધારેલું નામ |
|---|---|
| મિડલસ્કૂલનાં ધોરણો માટે ભૂગોળવિદ્યા ભાગ ૧ લો .. ... ... | માધ્યમિક શાળા (સેકન્ડરી સ્કૂલો)નાં ધોરણો માટે ભૂગોળવિદ્યા ભાગ ૧ લો |
| એજન એજન એજન ભાગ ૨ જો... ... ... | એજન એજન એજન ભાગ ૨ જો |
| એજન એજન એજન ભાગ ૩ જો... ... ... | એજન એજન એજન ભાગ ૩ જો |
| હાઇસ્કૂલનાં ધોરણો માટે ભૂગોળવિદ્યા ભાગ ૧ લો... ... ... | એજન એજન એજન ભાગ ૪ થો |
| એજન એજન એજન ભાગ ૨ જો... ... ... | એજન એજન એજન ભાગ ૫ મો |

(સહી) V. B. Joglekar.

ફૉર ડી. પી. આઇ.

ઉપરનો સુધારો ઉ. ભાગ. ના એ. ઇ. સાહેબના હુકમ નં. ૨૬૭૫ તા. ૨-૬-૨૫, અમદાવાદ એને આધારે પ્રકટ કરવામાં આવેલો છે.

## જાહેરખબર

(૪)

### ગુજરાતી ખેતીવાડી સ્કૂલ.

ખેડુતના છોકરાઓને માટે સને ૧૯૨૦ થી સ્થાપન કરેલી ગોધરા ખેતીવાડી સ્કૂલનું નવું વર્ષ દરવર્ષે તા. ૧ લી જુનથી શરૂ થાય છે, તેના ધારા અને માહિતી નીચે પ્રમાણે છેઃ—

૧. આ નિશાળમાં દાખલ થવા ઇચ્છતા ઉમેદવારોની પ્રાવેશિક પરીક્ષા નથી, પરંતુ ઓછામાં ઓછું ગુજરાતી ચોથું ધોરણ (એથી વધારે અભ્યાસ હોય તો સારૂ) તેણે પાસ કરેલું હોવું જોઈએ, અને તે બદલ જે ગુજરાતી સ્કૂલમાં તેણે અભ્યાસ કર્યો હોય તે સ્કૂલનું લીવીંગ સર્ટિફીકેટ (નિશાળ છોડયા બદલનો રીતસર દાખલો) અરજી સાથે સામેલ કરેલું હોવું જોઈએ. આ સ્કૂલનો અભ્યાસક્રમ બે વર્ષનો છે.

૨. ઉમેદવારના વાલીનો ધંધો ખેતીનો જ હોવો જોઈએ, અને તે જાતે જ ખેતી કરતા હોવા જોઈએ. કારણ કે આ નિશાળમાં ખેતીને લગતુ તમામ કામ છોકરાઓના હાથે જ કરવું પડે છે.

૩. આ શાળામાં ભણ્યા પછી જે ઉમેદવારનો ખેતી કરવાનો જ નિશ્ચય હોય તેણે જ આવવું. જેનો નોકરીનો જ નિશ્ચય હોય તેને માટે આ સ્કૂલ નથી.

૪. ઉમેદવારની ઉંમર ૧૫ થી ૨૦ વર્ષની હોવી જોઈએ.

૫. આ નિશાળમાં દાખલ થવા ઇચ્છતા ઉમેદવારના નામ ઉપર જમીન નહિ હોય તો તેના બાપ, કાકા વગેરે કોઈ પણ નજીકના સગાના નામ ઉપર પણ હોવી જોઇએ. અને તે જમીન કેટલી છે, સરકારમાં મહેસુલ કેટલું ભરે છે વગેરે બાબતનો દાખલો પટેલ તલાટી તરફથી અરજી સાથે જ મોકલવો જોઈએ.

૬. દરેક વિદ્યાર્થીને ભણવાનું, ખાવાનું અને રહેવાનું જેટલું ખર્ચ થાય તેટલી સ્કોલરશિપ સરકાર તરફથી આપવામાં આવે છે. એટલે વિદ્યાર્થીને ખાવાપીવા વગેરેનો ખર્ચ બીલકુલ કરવો પડતો નથી; પરંતુ અભ્યાસક્રમ પૂરો થતાં પહેલાં (અધવચ) કોઈપણ વિદ્યાર્થી નિશાળ છોડે અથવા ગેરવર્તણુક ચલાવવા બદલ તેને કાઢી મુકવામાં આવ્યો હોય તો જેટલો વખત તે નિશાળમાં રહ્યો હોય તેટલા વખતને માટે દરમાસના રૂ. ૧૦ પ્રમાણે તેની પાસેથી દંડ તરીકે વસુલ કરવામાં આવે છે.

પુસ્તક, લાયબ્રેરી વગેરે પરચુરણ ખર્ચ વિદ્યાર્થીના પદરનો હોય છે. તે ખર્ચ ( લગભગ વર્ષના રૂ..૧૦ ) બદલ વિદ્યાર્થીના વાલીએ દાખલ થતી વેળા રૂ. ૧૦ અનામત તરીકે આપવા પડશે.

૭. આ નિશાળમાં બીજી નિશાળો પ્રમાણે વારતહેવારની રજાઓ મળશે. સિવાય દિવાળી ઉપર એક મહિનો, અને ઉનાળામાં દોઢ મહિનો રજા પડશે. અને તે બેઉ રજાવેળા વિદ્યાર્થીને ઘેર જવા દેવામાં આવશે. આ નિશાળ કાઢવાનો સરકારનો હેતુ એ છે, કે, બે વર્ષ શિક્ષણ લીધા પછી વિદ્યાર્થી પોતાના માબાપને ખેતીના કામમાં વધારે મદદગાર થાય. અને ખેતી પણ વધારે ફાયદાકારક રીતે કરે. દરવર્ષે પંદર કરતાં વધારે નવા છોકરા દાખલ કરવામાં આવતા નથી.

આ શાળામાં નીચે પ્રમાણે વિષયો શીખવવામાં આવ છેઃ—

(૧) કૃષિવિદ્યા, (૨) સૃષ્ટિજ્ઞાન, (આ વિષયમાં વનસ્પતિ અને જંતુ સંબધી વ્યાવહારિક જ્ઞાન આપવામાં આવે છે ) (૩) ખેતીવાડીને લગતી ભૂગોળ. (૪) ખેતીવાડીને લગતું અંકગણિત અને જમીનની માપણી. (૫) આરોગ્યવિજ્ઞાન. (૬) પેટા ધંધા. (૭) ગ્રામ્ય અને શહેરી જીવન (ખેડુતને ઉપયોગી કાયદા વગેરેનું ઉપયોગી શિક્ષણ જેમકે જમીન મહેસુલનો ઍકટ, તગાવી ઍકટ, ડબા એકટ, લોકલબોર્ડ ઍકટ). (૮) વ ચન અને લખાણ. (૯) ખેતી અને બગીચાનું કામ. (૧૦) ઓઇલ એંજિન કેવી રીતે ચલાવવું, તેના દરરોજના ઉપયોગી ભાગ દરરોજ સાફ કરી કેવી રીતે બેસાડવા વગેરે. ( ૧) ખેતીનાં ઉપયોગી ઓજારના ભાગ ભાંગેતૂટે ત્યારે કેવી રીતે દુરસ્ત કરવા એને લગતુજ સુથારી લુહારી કામ. (૧૨) વણાટકામ.

૮. આ સ્કૂલમાં દાખલ થવા ઇચ્છતા ઉમેદવારે ગોધરા (જિલ્લે પંચમહાલ) ખેતીવાડી સ્કૂલના હેડ માસ્તરને જેમ બને તેમ જલદી પોતાની અરજી મોકલવી. તેમાં નામ, જાત, ધંધો, ઉંમર, તાલુકો, જિલ્લો, પોષ્ટ ઑફિસ વગેરે સ્પષ્ટ જણાવી ગુજરાતીમા અરજી કરવી. અરજી ઉમેદવારના હાથનીજ હોવી જોઇએ. ઉમેદવારને દાખલ કરવાની, અભ્યાસક્રમ પુરો થતાં સુધી રહેવા દેવાની, અને સ્કૂલ છોડયા પછી તેને ખેતીના કામે લગાડવાની ઇચ્છા છે એ બદલની કબુલત લખી તેની નીચે વાલીની સહી હોવી જોઈએ.

૯. જે ઉમેદવારને દાખલ કરવાનું નક્કી થશે તેને તે પ્રમાણે કાગળથી ખબર આપવામાં આવશે. જે તારીખે હાજર થવા લખ્યું હોય તે તારીખે તેણે નિશાળમાં આવી હાજર થવું જોઈએ.

૧૦. શાળા છોડયા પછી જે છોકરાનો ખેતી કરવાનો વિચાર હશે અને જમીનની જરૂર હશે તો શાળાની નજીકમાં ઘણી સારી શરતે માત્ર નામનાજ ગણોતથી ૧૦ થી ૧૫ એકર જમીન અપાવવામાં આવશે.

૧૧. વધુ વિગત માટે નીચેના શિરનામે પત્રવ્યવહાર કરવો.

હેડ માસ્તર
ખેતીવાડી સ્કૂલ,
ગોધરા.

—(૦)—

## જાહેરખબર.

(૫)

## ગુજરાતી કન્યાશાળાઓ માટેના ધોરણ ૬ઠ્ઠાના વિષય (ઇતિહાસ) સંબંધી એક ભૂલનો સુધારો.

"ગુજરાતી કન્યાશાળાઓ માટેના ધોરણોની કેળવણીખાતા તરફથી જે નકલ પ્રકટ કરવામાં આવેલી છે, તેમાં પૃષ્ઠ ૧૧ મે ધોરણ ૬ ઠ્ઠા ના "૬ ઠ્ઠા વિષય ઇતિહાસ" ના નામ આગળ પણ ધો. ૪ થા અને ધો. ૫ માના તેજ વિષયની આગળ મુકી છે તેની ફુલડી મુકી નથી; તે ફુલડી સરતચૂકથીજ છાપવી રહી ગઇ છે, અર્થાત્ ધો. ૪ ને ધો. ૫ ના તે વિષયની આફક ધોરણ ૬ ઠ્ઠા માં પણ તે વિષય ઐચ્છિકજ છે એમ સમજવું."

ઉ. ભાગના એ. ઈ. સાહેબના હુકમ નં. ૨૮૦૧ તા. ૬ ઠ્ઠી જુન ૧૯૨૫ ની રૂએ ઉપરનો સુધારો અત્રે પ્રકટ કરી તે તરફ ગુજરાતી કન્યાશાળાના તેમજ અન્ય શાળાના શિક્ષકવર્ગનું લક્ષ ખેંચવાની અમે તક લઈએ છીએ. તા. ૭-૬-૨૫

—o—

# ઇનામ પત્રક.

## અમદાવાદ જિલ્લો.

| ગામ-તાલુકો | ઇનામ વહેચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| ભાત-અમદાવાદ | પા. ભાઇજીભાઇ જેસીંગભાઈ | ૧૦-૫-૦ | બક્ષીસ આપ્યા |
| પરઢોલ-ઉ. દ. | પા. લલ્લુભાઈ વાહાલાભાઈ | ૪૮-૦-૦ | સ્કૂલ જમાડી |
| વાલુકડ-ગોઘા | ગામના તથા બહારગામના આગેવાનોએ | ૨૭-૦-૦ | પુસ્તકો વહેંચ્યાં |
| કેળીયાવાસણા-ધોલકા | કાશીરામ વલ્લભાઈ તરફથી મહિપતરામ ભાવસીંગભાઈ પટેલ | ૧૧-૧૨-૯ | ઇનામ વહેંચ્યાં |
| જેતલપુર-દ. દ. | મણિલાલ બુલાખીદાસ તથા ચીમનલાલ કેશવલાલના વિધવા બાઇ ચંચળ | ૪૮-૦-૦ | સ્કૂલ જમાડી |
| ગોરૈયા-વિરમગામ | નામદાર પાટડી દરબાર તરફથી | ૧૫-૧૦-૬ | પુસ્તકો વહેંચ્યાં |
| બાવળા-ધોળકા | પટેલ કાભાઇ ગંગાદાસ | ૨૦-૦-૦ | ઘડીઆળ મુકયું |
| ઓરેજ-ઉ દ. | ગત્રાડના રબારી હરિભાઇ સવાભાઇ સોમાભાઈ માધવદાસ તથા શંકરભાઈની વીધવા તથા જોઇતારામ શંકરભાઇ તથા બેચરભાઈ પુરૂષોત્તમ સવાભાઈ | ૩૦-૦-૦ | દૂધ પાયુ. |
| પાણવી-ધંધુકા | ગાંધી નાનચંદ પદમસીંહ | ૮-૦-૦ | સ્કૂલ જમાડી |
| ઘોડા મહેમદાવાદ દ. દ. | મીરોલીના પટેલ મકાભાઇ લલ્લુભાઇ | ૨૧-૦-૦ | ઘડીઆળ આપ્યું |

## મહિકાંઠા એજન્સી.

| ગામ-તાલુકો | ઇનામ વહેચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| પાલુન્દરા-મહીકાંઠા | શેઠ છોટાલાલ ઓધાભાઇ | ૪૦-૦-૦ | મિઠાઈ તથા ઘડીઆળ તથા સ્કૂલ જમાડી |
| કટોસણ-મહીકાંઠા | ગામના તથા બહારગામના આગેવાનોએ | ૪૭-૮-૦ | ઇનામ વહેચ્યું |

## રાજપીપળા સ્ટેટ.

| ગામ-તાલુકો | ઇનામ વહેચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| લાછરસ-રાજપીપળા | ગામના શેઠો તરફથી | ૨૬૭-૪-૦ | પિત્તળના પ્યાલા રકાબી વહેંચ્યા |

| ગામ-તાલુકો. | ઇનામ વહેંચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| નાપા-બોરસદ | ચંદુલાલ તથા રમણલાલ ગામ પેટલાદના | ૧૧૬-૦-૦ | ઇનામ તથા મિઠાઈ વહેંચી |
| બાંધણી-માતર | ગીરધરલાલ તથા ગીરજાશંકર | ૭૮-૦-૦ | સ્કૂલ જમાડી પતાસાં વહેંચ્યાં |
| ઉમલાવ-બોરસદ | નાપાના પા. વાઘજીભાઇ દેશાઇભાઇ | ૧૬-૪-૦ | ઇનામ વહેંચ્ય |
| આસરમા-બોરસદ | શા. મોહન ઉમેદચંદ તથા સુરચંદ ફુલચંદ | ૨૦-૨-૦ | સ્કૂલ જમાડી |
| વણસોલ-આણંદ | શેઠ રણછોડલાલ મોતીભાઇ | ૨૨-૦-૦ | " |
| હેરંજ-માતર | ચતુરભાઈ શામળભાઇ | ૮-૧૨-૮ | મિઠાઈ તથા ? લાવહેંચ્યા |
| પણસોરા-આણંદ | ગામના આગેવાન તથા બહાર ગામના | ૬૭-૦-૦ | સ્કૂલ જમાડી |
| ડંભેડા-નડિઆદ | મણિલાલ ગણપતરામ મહેતા | ૩૦-૮-૦ | સ્કૂલ જમાડી |
| વલાસણા-આણંદ | ગામલોકોએ | ૧૪૨-૦-૦ | ઇનામ વહેંચ્યાં |
| ત્રાજ-માતર | બાહાર ગામના સદ્‌ગૃહસ્થ | ૩૧-૦-૦ | મિઠાઈ વહેંચી |
| પાળજ-બોરસદ | પા. મોતીલાલ ખોડીદાસ | ૪૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| દેદરડા-બોરસદ | ગામ લોકોએ | ૧૦૫-૧૧-૬ | ઇનામ વહેંચ્યાં |
| રઢુ-માતર | ગામ લોકોએ | ૫૭-૮-૦ | સ્કૂલ જમાડી તથા ઇનામ વહેંચ્યાં |
| ગંધાણા-માતર | જમનાનંદ ગોવીંદાનંદ | ૩૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| ચકલાશી-નડિઆદ | પટેલ મુનદાસ દેશાઇભાઇ | ૨૧૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| ગુતાલ-નડિઆદ | બાઇ સાકર પાતળશી કિશોરની વિધવા | ૩૨-૦-૦ | સ્કૂલ જમાડી |
| નાપા-બોરસદ | બાહાર ગામના શાહ છોટાલાલ ઇશ્વરદાસે | ૪૨-૪-૦ | ઇનામ વહેંચ્યાં |
| તોરણા-કપડવણજ | પા. મથુરભાઇ પરભુદાસ | ૫-૦-૦ | મિઠાઇ વહેંચી |
| સુરાશામળ-નડિઆદ | ગામલોકોએ | ૩૯-૦-૦ | સ્કૂલ જમાડી |
| તોરણા-કપડવણજ | ગામલોકોએ | ૬૦-૯-૦ | સ્કૂલ જમાડી |
| સાસ્તાપુર-નડિઆદ | શેઠ શંકરલાલ નાનચંદ | ૬૧-૦-૦ | સ્કૂલ જમાડી |

| ગામ-તાલુકો | ઇનામ વહેંચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| ચકલાસી-મહેમદાવાદ | વરસોળાના પા. શામળભાઈ વેણીભાઈ | ૨૫-૦-૦ | ઇનામ તથા તાસાં વહેંચ્યાં |
| રાસનોળ-આણંદ | ગામના લોકોએ | ૧૫૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| ભરોડા-આણંદ | ગામના લોકોએ | ૫૯૪-૦-૦ | જૂદા જૂદા દિવસે સ્કૂલ જંમાડી તથા ઇનામ વહેંચ્યાં |
| સોડપુર નડિઆદ | ગામના તથા બહારગામના લોકોએ | ૨૧૫-૦-૦ | સ્કૂલ જમાડી તથા ઇનામ વહેંચ્યાં. |
| નવાગામ-કપડવણજ | નરોતમ ઝવેરભાઈ પટેલ તથા મણિલાલ ઝવેરભાઈ | ૩૪-૪-૦ | સ્કૂલ જમાડી |
| ખેડાસા-બોરસદ | ગામના આગેવાનોએ | ૪૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| દેથલી-માતર | શાહ ચતુરદાસ મથુરદાસ | ૨૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| થીહાઇ-કપડવંજ | જશાભાઈ જેઠીભાઇ | ૨૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| સીજીવાડા-નડીઆદ | પા. ઉમેદભાઇ છગીભાઇ | ૮૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| નરસંડા-નડીઆદ | પા. દેસાઇભાઈ ભૂલાભાઈ | ૧૨૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| ભાલેજ-આણંદ | સુલતાનમીયાં જમીએતમીયાં | ૧૦-૦-૦ | ઇનામ વહેંચ્યાં |
| નાપાડ-આણંદ | ગામના આગેવાનો તરફથી | ૮૭૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| ઞસનોર-આણંદ | ગામના આગેવાનો તરફથી | ૧૫૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| કાલસર-ઠાસરા | બાઇ રાઇબા પટેલ તળશીની વિધવા | ૧૫૦-૦-૦ | સ્કૂલ જમાડી |
| કઠાણા-કપડવંજ | મણીલાલ તથા આરણસંગ તથા મોહનલાલ | ૩૦-૦-૦ | સ્કૂલ જમાડી |

## પંચમહાલ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| ધર્મજ-છોટાઉદેપુર | પા. લક્ષ્મણદાસ ઇશ્વરદાસ | ૯-૦-૦ | સ્કૂલ જમાડી |
| વસ્ત્રપુર-ગોધરા | કોઠારી ભીખાલાલ ગીરધર | ૧૫-૦-૦ | ,, |

| ગામ-તાલુકો | ઇનામ વહેંચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| કોરડમ-વાડાશીનોર | મહારાજશ્રી રામદાસજી | ૧૫-૦-૦ | ,, |
| ખાનપુર-લુણાવાડા | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૫-૦-૦ | સાકર વહેંચી |
| જોડેલી-વાડાશિનોર | ધૂળાભાઈ વરધદાસ | ૨૬-૦-૦ | સ્કૂલ જમાડી |
| મોરા-ગોધરા | ઠાકોર સાહેબ તરફથી | ૧૪-૦-૦ | ફંડમાં તથા મિઠાઇ વહેંચી |
| પરથમપુરા-પાન્ડુ મેવાસ | જેસીંગભાઇ નરોતમદાસ | ૧૭-૦-૦ | સ્કૂલ જમાડી |
| ટીંબા-ગોધરા | જનોદના મનસુખ અમીચંદ | ૧૭-૪-૯ | પિત્તળની પ્યાલા વહેંચ્યા |
| અનગઢ-પાન્ડુમેવાસ | બાહારગામના આગેવાનોએ | ૨૧-૪-૦ | પતાસા વહેંચ્યાં |
| મોરા-ગોધરા | મંજેલી દરબાર સાહેબ તરફ | ૧૭-૪-૦ | ઘડીઆળ આપ્યું. |
| દેલોલ-કાલોલ | શંકરલાલ ગીરધરલાલ | ૧૫-૦-૦ | મિઠાઇ વહેંચી |
| કાલીઅરી-ગોધરા | મે. ખાનસાહેબ કોસાવાલા | ૧૯-૬-૦ | મિઠાઇ તથા ઇનામ વહેંચ્યાં |
| હાલોલ-હાલોલ | વ્યાસ પિત્તામ્બર પરષોતમ | ૫-૦-૦ | ઇનામ વહેંચ્યાં |
| ગોહેરા-ગોધરા | શેઠ. ભોગીલાલ અમીચંદ | ૭-૦-૦ | પતાસાં વહેંચ્યાં |
| વસનપુરા-પાન્ડુમેવાસ | શંકરભાઇ ગોવિંદભાઇ | ૧૬-૪-૦ | ઇનામ વહેંચ્યાં |

નાની ભાગોળે તથા મોટી ભાગોળ

| | | | |
|---|---|---|---|
| વેરા-અંખેડામેવાસ | મે. ઠાકોર સાહેબે | ૧૨-૮-૦ | મિઠાઇ વહેંચી |
| સુવાડા-ગોધરા | પટેલ બાજીભાઇ જગાભાઈ | ૧૫-૦-૦ | સ્કૂલ જમાડી |
| વાડાશીનોર-વાડાશીનોર | સ્ત્રીકેળવણી મંડળ તરફથી | ૧૫૯-૭-૦ | પુસ્તકો વહેંચ્યાં |
| ડાંગરીયા-ગોધરા | પટેલ નારસીંગ | ૫-૪-૦ | પતાસાં ને રૂમાલ વહેંચ્યાં |
| આંદી-ગોધરા | ગામલોકો તરફથી | ૪૮-૮-૦ | ફંડમાં આપ્યા |

ભરૂચ જિલ્લો.

| | | | |
|---|---|---|---|
| તવરાબેટ-ભરૂચ | પટેલ છીતાભાઇ ઉકાભાઇ | ૨૩-૮-૦ | સ્કૂલ જમાડી |
| ગેરા-અંકલેશ્વર | ગામના આગેવાનોએ તથા | ૨૫-૪-૦ | સ્કૂલ જમાડી |
| ઝાડેશ્વર-વાગરા | અસીન. રાવજીભાઇ મગનલાલ | ૨૨૦-૦-૦ | ઇનામ તથા મિઠાઇ વહેંચી |

| ગામ-તાલુકો | ઇનામ વહેંચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| નોંધણ-જંબુસર | કરમસદના પા. આશાભાઈ છોટાભાઇ | ૪૫-૧-૦ | પતાસાં તથા પિત્તળના ટાટ આપ્યા |
| કારેલી-જંબુસર | બાહાર ગામના આગેવાનોએ | ૧૨૫-૦-૦ | ઇનામ વહેંચ્યાં. |
| વાવલી-જંબુસર | ગામના આગેવાનોએ | ૬૧-૦-૦ | સ્કૂલ જમાડી |
| નોંધણા-જંબુસર | પા. શંકરભાઈ મથુરભાઈ તથા પા. મથુરભાઈ ઈશ્વરભાઈએ | ૭૫-૦-૦ | સ્કૂલ જમાડી તથા ઇનામ વહેંચ્યાં |
| ગંધાર-વાગરા | સુરતના સંઘવી શા. કલ્યાણચંદ તથા ભરૂચના શેઠ.મગનલાલ અમરચંદ | ૩૧-૦-૦ | ઇનામ વહેંચ્યાં |
| કોલવણા-ભરૂચ | મગનલાલ અમરચંદજી | ૩-૦-૦ | સાકર વહેંચી |
| માતર-આમોદ | પા.શંકરભાઈ મૂલચંદભાઈ | ૧૫૧-૦-૦ | સ્કૂલ જમાડી |
| મગણાદ-જંબુસર | પા.હરિભાઇ દેશાઇભાઈ તથા પા.ધનજીભાઇ મૂળજીભાઈ | ૧૮-૦-૦ | મિઠાઈ વહેંચી |
| ઝાડેશ્વર-અંકલેશ્વર | પરષોતમ હીરાભાઈ | ૨૧-૪-૦ | ઘડીઆળ આપ્યું |
| મરભાણ-આમોદ | ગામ લોકોએ | ૫૬-૦-૦ | ઘડીઆળ આપ્યું |
| રોધ-આમોદ | પટેલ જાદવ કાળીદાસે | ૨૩-૮-૦ | સ્કૂલ જમાડી |
| ઝાડેશ્વર-અંકલેશ્વર | અમીન મોતીલાલઇએ | ૫-૦-૦ | સાકર વહેંચી |
| ઉમેર-જંબુસર | ગોરીમાદના પા. ધનજીભાઈ પરષોતમ | ૧૫-૦-૦ | પિત્તળના પ્યાલા તથા મિઠાઇ વહેંચી |
| પાલેજ-ભરૂચ | ગાંધી છગનલાલ નાથુભાઈ | ૩-૪-૦ | પતાસાં વહેંચ્યાં |

## સુરત જિલ્લો.

| | | | |
|---|---|---|---|
| કઠોદ-સુરત | ડૉ. ચુનીલાલ ભગવાનદાસ તથા નરભેરામ દામોદર | ૧૨-૮-૦ | ઇનામ વહેંચ્યું |
| વરેડી-માંડવી | ગામના તથા બહારગામના આગેવાનોએ | ૩૧-૨-૯ | મિઠાઇ વહેંચી |

| ગામ તાલુકો | ઇનામ વહેંચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| દેગામ—ચીખલી | દોલતરામ જીવણજી દેસાઇ | ૨૧—૮—૦ | ક્રિકેટમાં ભેટ આપ્યા |
| મુળદ—ઓરપાડ | ગામના આગેવાનોએ | ૬—૦—૦ | પતાસાં વહેંચ્યાં |
| કતારગામ—ચોર્યાસી | જગજીવન કેશવલાલ | ૪૮—૦—૦ | દૂધ પાયું |
| ધમડાચા—વલસાડ | ગામના આગેવાનોએ | ૬૪—૪—૦ | ઇનામ વહેચ્યાં |
| ભાલોદ—ઓરપાડ | પાલણજી નસરવાનજી | ૩૬—૦—૦ | પુસ્તકો તથા મિઠાઇ વહેચી |
| તલંગપુર—ચોર્યાસી | કરસનજી મોહનભાઈ | ૩—૨—૦ | મિઠાઈ વહેચી |
| સરભોણ—સુરત | હિરાભાઇ ડાહ્યાભાઇ | ૧૦—૦—૦ | મિઠાઇ વહેચી |
| દેગામ—ચીખલી | શેઠ. દુલભ પનાજી | ૨૫—૦—૦ | ઇનામ વહેચ્યાં |
| જલાલપોર—જલાલપોર | પટેલ માધવજી જીવણજી | ૧૦૦—૦—૦ | પિતળના પ્યાલા તથા પતાસા વહેચ્યાં |
| ફુલપાડ—ચોર્યાસી | જેઠાલાલ નારણદાસ | ૩૦—૧૨—૦ | ઇનામ વહેંચ્યું |
| તેજલાવ—ચીખલી | ગામલોકો તરફથી | ૪—૮—૦ | પતાસાં તથા કાપડ વહેંચ્યાં |
| વાઘછીપા—પારડી | નાયબ દિવાન ધરમપુર | ૫—૦—૦ | મિઠાઈ વહેંચી |
| વલસાડ—વલસાડ | કલ્યાણદાસ હરજીવનદાસ | ૧૧—૦—૦ | પતાસાં વહેચ્યાં |
| સેગવી—વલસાડ | શેઠ વિઠ્ઠલભાઈ પરસોતમ (મુંબઈ), મોતીભાઇ જદુરામ(વલસાડ) | ૫૫—૦—૦ | કપડાં તથા પતાસાં વહેંચ્યાં |



## સૂચના

૧. આ માસિકમાં છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતાપણું હોવું જોઈએ એમ વાચકોએ માનવુ નહિ.

૨. આ પત્ર સબંધી લખાણ 'મેનેજર, ગુજરાત શાળાપત્ર, અમદાવાદ' એ સિરનામે કરવુ. છાપવા માટેનુ લખાણ કાગળની એકજ બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો તે છપાશે, નહિ પસંદ કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો પાછા મોકલવામાં આવશે નહિ.

૩. લેખકને ઉત્તેજન-વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપ્યાથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ ૧) સુધી આપવામાં આવશે. ચર્ચાપત્ર માટે કંઈ પણ આપવામાં આવશે નહિ.

૪. લવાજમ-વરસ એકના રૂ. ૧-૮-૦(ટપાલ ખર્ચ સાથે)અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦; છુટક અંકના રૂા ૦-૨-૬,(ટપાલ ખર્ચ જુદું).

શાળાપત્રનું વરસ જાન્યુઆરીથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે, માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે અથવા નવા થવા માગતા હશે, તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાનીજ છુટક ચુંક લેખે કિંમત લેવામાં આવશે

૫ મનિઑર્ડર-કુપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર પણ લખવો.

૬. જાહેરખબરના દર—

| મુદત | એકપાન | અડધુંપાન | પા પાન. |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ ૧૦૦) | રૂ. ૬૦) | રૂ. ૪૦) |
| ૭ માપ | રૂ. ૬૦) | રૂ. ૪૦) | રૂ ૩૦) |
| ત્રણ માસ | રૂ. ૪૦) | રૂ ૩૦) | રૂ ૨૦) |

નાણાં અગાઉથી લેવામાં આવશે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૭. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડી એ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી, માટે દરેકને મંજુર કરેલી ચોપડી ગણવી નહિ

તંત્રી

## જુલાઈ—સને ૧૯૨૫

### અનુક્રમણિકા.



### શુદ્ધિપત્રક.

( પુ ૬૪ મુ અંક ૫-૬—મે જુન—સને ૧૯૨૫ )

| | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| પૃષ્ઠ ૧૪૫ | લીટી ૯ | આકૃતિમાં | આકૃતિ ૮ મી મા |

### સાભાર સ્વીકાર.

| પુસ્તકનું નામ | રચનાર | પ્રસિદ્ધ કર્તા | કિંમત |
|---|---|---|---|
| ૧ પ્રસન્ન-પાઠાવલી | છગનલાલ ભાઇશંકર પંડ્યા (ખંભાત નિવાસી) ખંભાત દરબારી પ્રેસના માજી મૅનેજર | સૌ પ્રસન્ન છગનલાલ હેડ મિસ્ટ્રેસ, વર્નાક્યુ કન્યાશાળા નં. ૨ અને ધી ફેમિલી સોસાઇટી ફિમેલ ક્લાસ મુ ખંભાત | ૦-૫-૦ |
| ૨ સાયન પંચાંગ (વિક્રમ સંવત્ ૧૯૮૨નું) | કર્તા અને પ્રકાશક હરિહર પ્રાણશંકર ભટ્ટ રાષ્ટ્રીય વિદ્યાપીઠ મંદિર, સત્યાગ્રહાશ્રમ. સાબરમતી. | | ૦ ૪-૦ |

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૪ ]    જુલાઈ સને ૧૯૨૫,    [ અંક ૭

## સ્ત્રીકેળવણી

---

શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરશી ઇન્ડિયન વિમેન્સ યુનિવર્સિટિની ગ્રૅ. એ. ('ગ્રૅજ્યુએટ ઇન્ આર્ટ્સ') ની છેલ્લી પરીક્ષામાં પાસ થએલી સ્ત્રીઓને પદવીદાનના વાર્ષિક સંમેલન વખતે ઇંગ્લંડની લીડ્ઝ યુનિવર્સિટિના ચૅન્સેલર ડૉ. ફિશરે લખી મોકલેલું ભાષણ વાંચી સંભળાવવામાં આવ્યું હતું.

ડૉ. ફિશર એક મહાન્ કેળવણીકાર છે. તેઓ જર્મની સાથેના મહાન્ વિગ્રહને સમયે ઇંગ્લંડના કેળવણીખાતાના પ્રધાન હતા, અને એરે કટાકટીને ને નાણાંની ખેંચતાણને વખતે પણ લડાઈને માટે દેશદ્રવ્ય ખર્ચવું જેટલું જરુરનું છે તેટલુંજ દેશની કેળવણીના સુધારા માટે ને કેળવણીનું ઉચ્ચ કામ કરનારા શિક્ષકોના પગારના વધારા માટે ખર્ચવું જરૂરનું છે એમ આગ્રહપૂર્વક કહી દેશની કેળવણીના સુધારા માટેનો તેમજ શિક્ષકોના પગારના વધારા માટેનો કાયદો પાર્લમેન્ટમાં પસાર કરાવવાનો જશ એમણે મેળવ્યો છે. તેમના આ પ્રસંગે દર્શાવેલા વિચારો આ દેશની સ્ત્રીકેળવણીના વિષયમાં રસ લેનારાઓને મનનીય છે, એમ માનીને તેનો સાર આ સ્થળે આપવો અમે ઉચિત ધારીએ છીએ.

આરંભમાં તેમણે જણાવ્યું હતું કે આ પૃથ્વી ઉપર મનુષ્યનો વસવાટ થયાને હજારો વર્ષ વીતી ગયાં છતાં સામાજિક શાસ્ત્ર હજી પુરેપુરૂં વિકાસ પામ્યું નથી. સઘળા દેશનાં, વર્ણનાં, રંગનાં અને ધર્મનાં મનુષ્યોનું જીવન સુખી અને સહેલ કરવાની યોજના આપણે હજી સુધી કરી શક્યા નથી. તેમ છતાં એટલું તો ખાતરીપૂર્વક કહી શકાય એમ છે કે મનુષ્યના અર્ધા ભાગને ઉંડા અજ્ઞાનના ખાડામાં પડી રહેવા દેવાથી બીજા અર્ધા ભાગના જ્ઞાન કે આર્થિક સ્થિતિમાં કોઈ પણ પ્રકારનો સુધારો કરી શકાતો નથી, અને જો કેળવણી ઉપયોગી હોય તો તે એકજ જાતિ માટે છે અને બીજીને માટે નથી એમ પણ આપણે માની શકીશું નહિ. વળી, પુરુષ અને સ્ત્રી એ બંનેને મગજ અને આત્મા ઈશ્વરે બક્ષેલાં છે તો પતિને આધ્યાત્મિક પોષણની જરૂર છે ને પત્નીને નથી ભાઈને છૂટથી આપવું ને બેનને લેવા દેવું નહિ, એમ માનવું યોગ્ય નથી. સ્ત્રી પુરુષ બંનેને પોતાની જાતને સુધારવાની સરખી તક આપવી જોઈએ એ વિચાર એક વખત શરૂ થયા પછી એટલો બધો સાદો લાગે છે કે આપણે આશ્ચર્ય પામીએ છીએ કે આટલા લાંબા વખત સુધી મનુષ્યજાતને તે ઉદ્ભવ્યોજ નહિ ! પણ સાદા વિચાર કાંઈ એકદમ સૂઝી જતા કે શોધી કઢાતા નથી, અથવા લાગુ પાડી શકાતા નથી. ખરૂં તો એમ જણાય છે કે જેમ વિચાર સાદો તેમ તે સૂઝવો કે શોધવો કઠણ. અલબત્ત પશ્ચિમના સૌથી આગળ પડતા દેશોમાં પણ સ્ત્રીકેળવણી થોડાં વર્ષોથીજ સુધરવા પામી છે. ઇ. સ. ૧૮૫૦ પહેલાં ઇંગ્લંડમાં પણ જુવાન સ્ત્રીઓને સારી કેળવણી મળી શકતી ન હતી. કન્યાઓ માટે સારી હાઇસ્કૂલો ન હતી. પુરુષો માટેની યુનિવર્સિટિઓમાંથી સ્ત્રીઓને બાતલ કરવામાં આવતી હતી અને સ્ત્રીઓ માટે અલાયદી યુનિવર્સિટિની સ્થાપનાનો વિચાર સરખો પણ કોઈને આવ્યો ન હતો. સ્ત્રીશિક્ષકોનું જ્ઞાન દિલગીર થવા જેવું ઓછું હતું, અને શિક્ષણ નિર્માલ્ય અને ઉપલકીઉં હતું. અગત્યના વિષયોનું જ્ઞાન સ્ત્રીઓને આપવું જરૂરનું છે અને તેઓ તે લેવા યોગ્ય છે એવા વિચાર પણ તે સમયે કોઈને સ્ફુર્યો ન હતો. હાલમાં એ વસ્તુસ્થિતિ બદલાઈ ગઈ છે. ઇંગ્લંડના કેળવણી ખાતાના કન્યાકેળવણીના પ્રદેશમાં સૌથી વધારે પ્રગતિ થએલી હાલમાં જોવામાં આવે છે. આપણે બંને જાતિને એકજ પ્રકારની કેળવણી આપવામાં કાંઈક જોઈએ તે કરતાં વધારે આગળ પડતું પગલું ભર્યું છે કે કેમ તે વિષે મત હોઈ શકે. મારો મત બંને જાતિની કેળવણીમાં

કંઈક ભેદ દાખલ કરવા તરફ છે. ગણિત કે પ્રાચીન ભાષાના ઉંચા પ્રકારનાં અભ્યાસ માટે સ્ત્રીઓ પુરુષોના જેટલીજ શક્તિમાન છે એમ સ્ત્રીકેળવણીની સંસ્થાપનાના આરંભકાળમાં કહીએ તો અયોગ્ય કહેવાય નહિ. પણ માધ્યમિક શાળાઓમાં ઘણી જગાએ જોવામાં આવે છે તેમ બંને જાતિના વિદ્યાર્થીઓ માટે એકજ અભ્યાસ નિયત કરવો એ ભૂલભરેલું છે.

તેમણે જણાવ્યું કે જે ભાષા તેણે ઘોડીઆમાંથીજ બોલાતી સાંભળી છે તે ભાષામાંજ કન્યાને તેની કેળવણીની શરૂઆતમાં શિક્ષણ આપવામાં આવે તો તેથી, અંગ્રેજી કે બીજી કોઈ અર્વાચીન ભાષામાં તે આપવાથી જે લાભ થાય તે કરતાં અધિક લાભ તેને થાયજ. તેમ છતાં હિંદીઓની ઉંચી કેળવણીમાં અંગ્રેજી ભાષાને અગત્યનું સ્થાન આપવું હું આવશ્યક ગણું છું. કારણકે આખા હિન્દુસ્તાનમાં બોલાતી એ એક સામાન્ય ભાષા છે એટલું જ નહિ પણ તે વિજ્ઞાનશાસ્ત્રમાં નવીન વિચારો દર્શાવવાનું આખી પૃથ્વી ઉપર પ્રચલિત સાધન છે. જે ભાષામાં વિજ્ઞાનશાસ્ત્રના વિષયો આટલા પુષ્કળ ચર્ચાયા છે તે ભાષા હિન્દના દરેક વિજ્ઞાનશાસ્ત્રના વિદ્યાર્થીને લખતાં વાંચતાં આવડવી જોઈએ. હિંદી રસાયનશાસ્ત્રી અથવા જંતુશાસ્ત્રી અંગ્રેજી ભાષાનું જ્ઞાન ધરાવતો હોય તો તે આખી દુનિયાના વિજ્ઞાનશાસ્ત્રીઓને ઉદ્દેશીને લખી શકે છે. જો તેના વિચારો સંગીન હશે તો તે વિચારો દુનિયાના દરેક ભાગમાં ઝટ ફેલાઈ જશે. પણ જો તે માત્ર સ્વભાષાજ જાણતો હશે તો તેના વિચારો તેજ કારણથી જનસમુદાયના થોડાજ ભાગને પહોંચી શકશે અને તેટલેજ અંશે મોટા ભાગને તે અજાણ્યા રહેશે.

કેળવણીનો હેતુ આપણને જીવનથી કંટાળો ઉપજાવવાનો નથી પણ મહાન બુદ્ધિશાળી અને ચારિત્ર્યવાન પુરુષો જે જ્ઞાન અને સુધારાનો ખજાનો પાછળ મૂકી ગયા છે તેમાં આપણને પ્રવેશ કરાવવાનો છે. જો ભણીને આપણે માનવજીવનનાં સામાન્ય સંકટોની ફરિયાદો કરીએ અથવા વિજ્ઞાન અને કળા, ભાષા અને કુદરતની યોગ્ય કદર કરીએ નહિ તો આપણી કેળવણી નિરર્થક નીવડી છે એમ કહી શકાય.

ધીરજ, સમાનભાવ, સ્પષ્ટભાષા, સુબદ્ધ વિચાર કરવાની શક્તિ વગેરે કુદરતી ગુણોની શિક્ષકને જરૂર છે તોપણ એ ગુણમાં શિક્ષણથી સુધારો થઈ શકે.

કેટલા બધા શિક્ષકો, કોઈ પ્રકારની રીતભાતની, બોલવાની ઢબની, અથવા શિક્ષણપદ્ધતિની ખામીને લીધે પોતાના વિદ્યાર્થીને સંતોષ આપી શકતા નથી !

મહાન વક્તાઓ કહે છે કે તેમનું કૌશલ્ય દીર્ઘ અભ્યાસનુંજ ફલ હતું. શિક્ષણ એ પણ એક રીતે વક્તૃત્વનો અંશજ છે. વક્તૃત્વકળાની માફક કુદરતી ગુણો પર તેનો આધાર રહેલો છે. તોપણ અનુકૂળ અભ્યાસથી અને શિક્ષણથી તેમાં અતિશય સુધારો થઈ શકે તેમ છે.

બ્રિટનની માફક હિન્દુસ્તાનમાં પણ સ્ત્રીકેળવણીનો આધાર શાળામાં શિક્ષણ આપનાર શિક્ષકો ઉપર રહેલો છે એમ હું માનું છું. જો શિક્ષકો સારા હશે તો કેળવણી સારી મળશે. જો શિક્ષકો બેદરકાર હશે તો કેળવણી હલકીજ અપાશે. ગમે તેટલું ધન ખરચશો, ગમે તેવી વ્યવસ્થા કરશો, અથવા કેળવણી માટે ગમે તેટલો ઉત્સાહ રાખશો તોપણ શિક્ષક ઉપરજ સર્વ પરિણામનો આધાર રહેશે એ મૂળ સિદ્ધાન્ત ફરી શકે તેમ નથી.

---

## શિક્ષકોની જાણવાજોગ ફેરબદલીઓ.

ભરૂચની આર. એસ. દલાલ હાઈસ્કૂલના મદદનીશ શિક્ષક મિ. ચન્દ્રશંકર જયન્તીલાલ જેતલી, બી. એ. ની પૂર્વ આફ્રિકાના મોમ્બાસામાં આવેલી એક અંગ્રેજી શાળાના પહેલા આસિસ્ટંટ માસ્તર તરીકે રૂ. ૩૦૦+ રૂ. ૪૦ (ઘરભાડું) મળી કુલ રૂ. ૩૪૦) ના માસિક પગારથી અને પંચમહાલમાં આવેલી દાહોદની ભીલશાળાના હેડ-માસ્તર મિ. સોમેશ્વર બહેચરભાઇ જોશીની તેજ સ્કૂલના ગુજરાતી શિક્ષક તરીકે રૂ. ૧૫૦+ રૂ. ૩૦ (ઘરભાડું) મળી કુલ રૂ. ૧૮૦) ના માસિક પગારથી નીમણુંક કરવામાં આવેલી છે.

# મોહર્રમના તહેવારો.

મોહર્રમ એટલે શું ?

મોહર્રમ એ હિજરી સનનો પહેલો મહીનો છે. મોહર્રમનો અર્થ "હરામ કરેલું" એવો થાય છે. એ મહીનામાં અરબસ્તાનમાં લડાઈ હરામ કરેલી છે, એટલે લડવાની મનાઈ છે. એવા બીજા ત્રણ મહીના છે. જેમાં લડાઇને ઇસ્લામે બંધ કરીછે. (૧) રજ્જબ* ૭ (૨) ઝીકાદ* ૧૧ (૩) ઝીલહજ.* ૧૨ હઝરત મોહમ્મદ (સ. અ.) પેગંબર સાહેબના વખતમાં અરબ લોકોના જુદા જુદા કબીલા હતા, તેઓ માંહોમાંહે નાનાં મોટાં કારણોને લઈને લડતા, અને લડાઈમાં હારજીતથી પોતાના કજીઆનો ફેંસલો કરતા. વર્ષના મજકુર ચાર મહીનામાં લડાઈ બંધ રહેતી અને લોકો તે દરમ્યાન પોતાના કામકાજ સુલેહ શાંતિથી કરતા. મુસલમાનોમાં એ મહીનો પવિત્ર ગણાય છે. એ મહીનાની પહેલી તારીખે હિજરી સનનું નવું વર્ષ શરૂ થાય છે. જેમ બીજા ધર્મના લોકો પોતાના નવા વર્ષનો પહેલો દિવસ ખુશાલીમાં ઉજવે છે, તેમ મુસલમાનો ઉજવી શકતા નથી. ઉલટું એ મહીનાની શરૂઆતથી અંત સુધી તેઓ માટે શોક અને દિલગીરીનું કારણ ઉભું રહે છે. કારણકે આ મહીનાની દશમી તારીખે હઝરત ઈમામ હુસેન (રદી.) સાહેબ અને તેમના ખાનદાનના એક સિવાય સઘળા નાના મોટા પુરુષો કરબલા મુકામે ધર્મયુદ્ધમાં શહીદ થયા. (શહીદ થવું એટલે ધર્મ માટેની લડાઈમાં માર્યા જવું.) ઈમામ સાહેબના ફક્ત એક દીકરા ઝેનુલઆબિદીન મંદવાડને લીધે બચવા પામ્યા. ઈમામ સાહેબે તેમજ તેમના કબીલાના માણસોએ શામાટે ધર્મયુદ્ધમાં પોતાના પ્રાણ આપ્યા અને પવિત્ર ખિલાફત માટે અર્પણ કર્યા? ખિલાફત એટલે શું તે ઉપર હવે જરૂરી વિવેચન કરીએ.

---

(સ.અ.) સલ્લલાહો અલૈહે વસલ્લમ્. તેમના ઉપર પરમેશ્વરના આશીર્વાદ અને શાંતિ થાય.

(રદી.) રદીઅલ્લાહો અનહો એટલે પરમેશ્વર એમનાથી રાજી રહે.

* ૭-૧૧-૧૨ એ હિજરી સાલના સાતમા, અગિઆરમા ને બારમા મહીનાનાં નામ છે.

**પહેલા ચાર ખલીફ અને ખિલાફત ચુંટણીનો કાયદો.**

પેગંબર સાહેબે જ્યારે અરબસ્તાનમાં ઇસ્લામ નામે પવિત્ર ધર્મની સ્થાપના કરી ત્યારે તેઓ દેશનો ધાર્મિક અને મુલ્કી બંદોબસ્ત કરતા. એમના મરણ પછી એ કામ માટે, અરબ લોકોએ હઝરત અબુબક્કર (રદી.) સાહેબને ચુંટી કાઢ્યા અને તેમને "અમીરૂલ મોમિનીન" ( મુસલમાનોના સરદાર ) અને ખલીફા કહેવા લાગ્યા, અને તેમનો ઓદ્દો ખિલાફતના નામે પ્રસિદ્ધ થયો. મદીના શહેર ખિલાફતનું મથક બન્યું. પહેલા ખલીફ હઝરત અબુબક્કર(રદી. ની નીમણુક ચુંટણીથી થઈ તેથી ખિલાફતની ચુંટણીનો કાયદો અમલમાં આવવા લાગ્યો. હઝરત અબુબક્કર (રદી.)સાહેબના મરણ પછી હઝરત ઉમર (રદી.)બીજા ખલીફા થયા. ત્રીજા હઝરત ઉસ્માન (રદી.) અને ચોથા હઝરત અલી(રદી.) થયા. આ ચાર ખલીફ, ખુલફાએ રાશિદીન કહેવાય છે. ખુલફાએ રાશિદીન એટલે ધાર્મિક ખલીફાઓ. તેઓ ઇસ્લામ ધર્મ અને કુરાને શરીફના ફરમાનને અનુસરી દરેક કામ કરતા. તેમની રહેણીકરણી સાદી હતી. તેમના તાબામાં ઇસ્લામી મુલકોની આવકનો ઘણો પૈસો રહેતો; અને તેઓ તેનો સદુપયોગ કરતા હઝરત અલીની ખિલાફત વખતે આખો અરબસ્તાન, શીરિઆ, ઇરાન, મિસર, ટ્રિપોલી, વગેરે દેશો ઇસ્લામના કબજામાં હતા. એ દેશોની ધાર્મિક અને મુલ્કી વ્યવસ્થા માટે મદીનાના ખલીફ ગવર્નરોની નીમણુક કરતા. એ ગવર્નરો દૂર અને પાસેના દેશોમાં ખલીફને નામે ધાર્મિકપણે હકુમત કરતા.

**હઝરત મુઆવિયાની સીરિયામાં હકુમત.**

જ્યારે ત્રીજા ખલીફ હઝરત ઉસ્માન શહીદ થયા. ત્યારે સીરિઆમાં તેમના કુળ બની ઉમય્યાના એક કાબેલ માણસ ગવર્નર હતા. તેમનું નામ હઝરત મુઆવિયા હતું. જ્યારે મદીના અને મક્કાના લોકોએ હઝરત અલીને ચોથા ખલીફ તરીકે ચુંટી કાઢ્યા ત્યારે મુઆવિયા સાહેબે તેમને ખલીફ તરીકે સ્વીકાર્યા નહિ. તેમજ શીરિઆના લોકોએ પણ હઝરત મુઆવિયાની સત્તા અને લાગવગને લીધે હઝરત અલીને ખલીફ માન્યા નહિ. પરંતુ તેમણે મુઆવિયા સાહેબને પોતાના ખલીફ ગણ્યા. જ્યારે હઝરત અલી શહીદ થયા, ત્યારે તેમના મોટા દીકરા હઝરત ઇમામ હસનને અરબસ્તાન અને કુફાના મુસલમાનોએ ખલીફ, તરીકે ચુંટી કાઢ્યા.

---

૨:–રદીઅલ્લાહો અન્હો એટલે પરમેશ્વર એમનાથી ખુશ રહે.

પણ એ સાહેબ ખલીફની મોટી જવાબદારીના કામથી દૂર રહેવા માગતા હતા. તેથી તેમણે ખિલાફત હઝરત મુઆવિયાને જ સોંપી દીધી. તે બદલ મુઆવિયા સાહેબે તેમના ભરણપોષણનો બંદોબસ્ત કરી આપ્યો. પણ ઇમામહસન સાહેબ ઘણો વખત જીવતા પામ્યા નહિ, કેમકે પ્રપંચથી તેમને શરબતમાં કોઇએ ઝેર આપ્યું જેથી તેઓ શહીદ થઈ ગયા.

આ બનાવ બન્યા પછી મુઆવિયા સાહેબ આખી ઇસ્લામી દુનિયાના સ્વતંત્ર ખલીફ અને શહેનશાહ થયા. તેમનો દરબાર ઘણો ભપકાદાર રહેતો. લોકોને મોટા મોટા દરજ્જા અને ઇનામો આપી તેઓ સીરિયામાં ઘણા લોકપ્રિય થઈ પડ્યા.

મુઆવિયા સાહેબનો યઝીદ નામે એક દીકરો હતો. તે સ્વચ્છંદી અને વ્યભિચારી હતો. તે પોતાનો વખત મોજ-શોખમાં ગુજારતો. દારૂ પીતો, જુગાર રમતો, ગાયનો સાંભળતો, અને નાચ-રંગ જોતો. જો કે એ મુસલમાન હતો પણ મુસલમાની ધર્મ પ્રમાણે પ્રાર્થના અને ઉપવાસ કરતો નહિ. મુઆવિયા સાહેબ હિજરી સન. ૬૦ અને ઇ. સ. ૬૮૦-૮૧ માં ગુજરી ગયા, ત્યારે યઝીદ ખિલાફતની ગાદીએ બેઠો.

હઝરત ઇમામ હુસેન ખિલાફતના ખરા હકદાર.

મદીનામાં ચાર ઘણા પ્રખ્યાત અને કામેલ માણસો હતા. તેમણે યઝીદને ખલીફ તરીકે સ્વીકાર્યો નહિ. (૧) હઝરત ઇમામ હુસેન. (૨) અબ્દુલ્લાઇબ્નેઝુબેર. (૩) અબ્દુરરહેમાન ઇબ્ને હઝરત અબુબક્ર (૪) અબ્દુલ્લા ઇબ્ને હઝરત ઉમર. હઝરત ઇમામ હુસેન એ ચાર પૈકી ખિલાફતને વધારે લાયક હતા. એ સાહેબ બનીહાશમના વંશમાં પ્રખ્યાત થએલા હઝરત મોહમ્મદ પેગમ્બર(સ.અ.)સાહેબની પ્રખ્યાત દીકરી હઝરત ફાતમા અને હઝરત અલીના દીકરા હતા. તેથી કુળમાં આખી મુસ્લીમ દુનિયામાં સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ હતા. પોતે વિદ્વાન, ધર્મચુસ્ત, સાચા અને પ્રામાણિક હતા, તેઓ ૫૭ વર્ષની પુખ્ત ઉમ્મરના અને અનુભવી હતા. સારાંશ કે દરેક રીતે એ સાહેબ ખિલાફતને લાયક અને શોભે તેવા હતા.

યઝીદ ગાદીએ બેઠો કે તરત જ તેણે મદીનાના પોતાના તાબાના મુલકના ગવર્નરને લખ્યું કે મજકુર ચાર માણસોને બોલાવી મારી ખિલાફતની પ્રતિજ્ઞા લેવાડ. જો ન લે તો ચારેને મારી નાખજે. મદીનાના ગવર્નરે

ઇબ્ને ઝુબેરને બોલાવ્યા પણ તે બાનું કાઢી ગયા નહિ અને તેજ દિવસે રાત્રે મક્કા જતા રહ્યા. જ્યારે હઝરત ઇમામ હુસેન સાહેબને બોલાવ્યા ત્યારે તેઓ ગયા અને તેમને યઝીદનો હુકમ સંભળાવ્યો તો તેમણે કહ્યું કે જો બીજાઓ પ્રતિજ્ઞા લે તો હું પણ લઉં. એમ કહી બીજે દિવસે ઇમામ સાહેબ પણ મક્કે જતા રહ્યા. બાકીના બે માણસોએ પણ એમજ કર્યું. એ પ્રમાણે ચારેમાંથી કોઇએ યઝીદને ખલીફ તરીકે સ્વીકાર્યો નહિ. કારણકે યઝીદ ખિલાફતને માટે કોઈ પણ રીતે લાયક ન હતો તે આપણે ઉપર બતાવી ગયા છીએ. યઝીદને મજકુર ચાર માણસો મક્કે ગયા છે, એવી ખબર મળી કે તરત જ તેણે એક લશ્કર મક્કે મોકલ્યું તે લશ્કરે મક્કાને ઘેરો ઘાલ્યો. અબ્દુલ્લા ઇબ્ને ઝુબેરે પણ લડાઈની તૈયારી પહેલાંથી કરી મૂકી હતી. તેથી દુશ્મનના લશ્કરને હરાવી તેના સરદારને પકડી મારી નાખ્યો. આ લડાઈમાં હઝરત ઇમામ હુસેન સાહેબે ભાગ લીધો નહિ. મક્કામાં જુદે ઠેકાણે તે રહેવા લાગ્યા. અહીં પણ ઇમામ સાહેબને લોકોએ જંપીને બેસવા દીધા નહિ.

**કૂફાનું આમંત્રણ.**

ઇરાકઅરબીમાં કૂફા નામનું એક શહેર છે. ત્યાંના લોકોએ ઇમામ સાહેબને ખિલાફતના ખરા હકદાર ગણી લાગલાગટ ત્રણચાર ડેપ્યુટેશન મોકલી કૂફે આવવા વિનવ્યા. આખરે ઇમામ સાહેબે ચાહીને પોતાના પિત્રાઈ ભાઈ મુસ્લિમ બિન અકીલને કૂફે મોકલ્યા. એટલા માટે કે ત્યાં જઈ તેઓ કૂફાના લોકોને મળે અને જુએ કે તેઓ ઇમામ સાહેબને ખલીફ બનાવવા ખરેખર તૈયાર છે કે નહિ. મુસ્લિમ બિન અકીલ કૂફે ગયા તો બાર હજાર માણસોએ ઇમામ સાહેબ માટે ખિલાફતની પ્રતિજ્ઞા લીધી. મુસ્લીમે એ હકીકત ઇમામ સાહેબને લખી જણાવી અને વધારામાં લખ્યું કે બીજા એક લાખ માણસો આપની પ્રતિજ્ઞા લેવા તૈયાર છે. માટે આપ જલદી અહીં પધારો કે યઝીદને આ વાતની ખબર પડે નહિ. ઇમામ સાહેબને જ્યારે મુસ્લિમનો કાગળ મળ્યો ત્યારે તેમણે કૂફે જવાની તૈયારી કરી. મક્કાના લોકોએ ઇમામ સાહેબને કૂફે જવાની ના પાડી અને કહ્યું કે કૂફાના લોકો વિશ્વાસને પાત્ર નથી. ઇમામ સાહેબે જવાબ આપ્યો કે મક્કામાં મને યઝીદ ચેનથી બેસી રહેવા દેશે નહિ પણ લશ્કર મોકલી મને મારી નંખાવશે માટે લાચારીના મમમે હું જાઉં છું.

ઇમામ સાહેબ પોતાના બધા પુરુષો અને ઝનાનાને લઈ મક્કેથી

કૂફે જવા નીકળ્યા. ફક્ત પોતાની ફાતમાસુગરા નામની એક દીકરીને મંદવાડને લીધે ત્યાં રહેવા દીધી. રસ્તામાં કૂફેથી

**ઇમામ સાહેબનું કૂફે જવા નીકળવું અને કૂફામાં મુસ્લિમની કત્લ.**

આવતા કેટલાક માણસો ઇમામ સાહેબને મળ્યા અને મુસ્લિમની કત્લના સમાચાર કહી એમને મક્કે પાછા ફરવાની સલાહ આપી. તો ઇમામ સાહેબે મક્કે પાછા જવાનો ઇરાદો કર્યો. પરંતુ મુસ્લિમના ભાઈઓ જે ઇમામ સાહેબની સાથે હતા તેમણે કહ્યું કે અમે તો અમારા ભાઈનું વેર લેવા કૂફે ગયા વગર રહેવાના નથી, તેથી ઇમામ સાહેબ કૂફા તરફ આગળ વધ્યા. મુસ્લિમે ઇમામ સાહેબને કૂફે આવવાનો કાગળ લખ્યો. ત્યાર પછી એવું બન્યું કે એ વાતની ખબર યઝીદને મળી તો તેણે કૂફાના જુના ગવર્નરને કાઢી મૂકી તેની જગ્યાએ ઉબેદુલ્લા ઇબ્ને ઝીયાદને નીમ્યો. આ માણસ ઘણો ચાલાક હતો. કૂફે આવી તેણે મુસ્લિમને પકડી તેનું માથું કાપી નાખ્યું અને ત્યાંના લોકોને ધમકી આપી કે જો તમે હુસેન સાહેબને ખિલાફત માટે લગારે મદદ કરશો તો હું તમને મારી નાખીશ અને તમારા ઘરબાર બરબાદ કરીશ. તમારો ખલીફ તો યઝીદ છે. એને ખલીફ માનો અને ઇમામ સાહેબ આવે તો તેમની સામે યઝીદ માટે લડો. કૂફાના લોકોના મત આ ધમકીને લીધે ફરી ગયા અને ઇમામ સાહેબની સામે લડવા તૈયાર થયા.

હઝરત ઇમામ હુસેન સાહેબ હિજરી સન ૬૦ ના છેલ્લા મહીના ઝિલ્હજની ત્રીજી તારીખે મક્કેથી નીકળ્યા હતા, અને કૂચ કરતા કરતા કરબલા આગળ હિજરી સન ૬૧ ઈ. સ. ૬૮૧–૮૨

**કરબલાનું યુદ્ધ અને ઇમામ સાહેબની શહાદત.**

મોહર્રમ માસની પહેલી તારીખે આવી પહોંચ્યા. ઇમામ સાહેબની સાથે એમના કબીલાના ૭૨ અને બીજા ૧૪૦ માણસ હતા. ઝનાનો પણ સાથે હતો. તેમને માટે તંબુ ઉભો કરી તેમાં તેમને રાખ્યા. કૂફાના ગવર્નર ઇબ્ને ઝીયાદે ઇમામ હુસેન સાહેબની સામે ચાર હજાર માણસોનું એક લશ્કર અમરૂ બિન સઅદની સરદારી હેઠળ મોકલ્યું અને હુકમ કર્યો કે ઇમામ સાહેબની સામે લડી તેમને મારી નાખી તેમનું માથું મારી પાસે મોકલો. અમરૂ બિન સઅદની મદદ કરવા એક બીજા સરદાર શિમરઝિલ્જોશનને પણ મોકલ્યો, શિમર ઘણો ઘાતકી માણસ હતો. એનાજ હુકમથી દુશ્મનોએ ઇમામ સાહેબ તરફ અતિશય ઘાતકી-પણું દેખાડ્યું. એમને ખોરાક અને પાણી ન મળે તેનો પાકો બંદોબસ્ત

કરાવ્યો. મોહર્રમની સાતમી તારીખે યુફ્રેટીસ નદીને કાંઠે પહેરા બેસાડી દેવામાં આવ્યા. જેથી ઈમામ સાહેબ અને તેમના માણસોને ખોરાક અને પાણી વગર અતિશય દુઃખ વેઠવું પડયું.

દુશ્મનો જ્યારે ઈમામ સાહેબ સામે આવી પહોંચ્યા ત્યારે ઇમામ સાહેબે તેમના સરદારને કહ્યું કે તમે મને શા માટે મારી નાખવા આવ્યા છો, મેં તમારૂં શું બગાડયું છે, હું લડવા માગતો નથી, મારી ત્રણ શરતો છે, તેમાંની એક માનો અને સુલેહ કરો. (૧) તમે મને અહીંઆથી જવા દો. હું એકાંતમાં જીંદગી ગુજારીશ અને યઝીદની ખીલાફતને આડે આવીશ નહિ. (૨) અથવા મને સરહદના તુર્કો સામે લડવા મોકલો. (૩) કાંતો મને યઝીદ પાસે લઈ જાવ કે એની સાથે હું પોતે સુલેહની વાતચીત કરૂં. પણ દુશ્મને સુલેહની કોઈ પણ વાત સાંભળી નહિ. મોહર્રમની પહેલી તારીખથી નવમી તારીખ સુધી ઈમામ સાહેબ તરફથી પોતાને જવા દેવા માટે બેહદ પ્રયત્ન કરવામાં આવ્યા. પણ બધા ફોકટ ગયા એ દરમ્યાન સાતમી તારીખે ઇમામ સાહેબના ભાઈ હઝરત અબ્બાસ ઝનાનાને માટે પચાસ માણસો લઈ યુફ્રેટિસને કિનારે પાણી લેવા ગયા તો દુશ્મનના ઘોડેસ્વારોએ તેમની ઉપર તીરોનો વરસાદ વરસાવ્યો અને સખત લડાઈ કરી તેમાં બધા માણસો માર્યા ગયા. ફક્ત હઝરત અબ્બાસ ઘણા જખમી થઈ પાણીની ખાલી મશક લઈ પાછા ફર્યા. હવે મહોર્રમનો દશમો દિવસ આવ્યો. તે શુક્રવાર હતો. ઇમામ સાહેબે પોતાના માણસોને કહ્યું કે હું તમને રજા આપુ છું કે તમે ચાલ્યા જાઓ, દુશ્મન મારા ખુનનો તરસ્યો છે, તે મને એકલાનેજ મારી નાખવા માંગે છે, મારે માટે તમે તમારા જીવ જોખમમાં ન નાખો, હું ખુશીથી તમને જવા દેવા ઇચ્છું છું. તેમણે જવાબ આપ્યો કે એવું કદીએ બનશે નહિ. અમે આપની ખાતર કુરબાન થઈ આપને બચાવીશું એમ કહી એમની સાથેજ રહ્યા. દુશ્મન તરફથી લડાઈની શરૂઆત થઈ. મેદાનમાં દરેક પક્ષનો એકેક માણસ આવતો અને લડતો. જ્યારે એક માર્યો જતો ત્યારે બીજો આવતો અને લડતો એમ લડતા લડતા ઇમામ સાહેબના મુઠીભર માણસો પુરા થઈ ગયા અને તેમના ભાઈઓ દીકરા અને ભત્રીજાનો મેદાનમાં જવાનો વખત આવ્યો એ બધા ઘણી બહાદુરીથી લડયા અને ધર્મ તથા સત્યને માટે શહીદ થયા. એમના ભાઈ હઝરત અબ્બાસે, દીકરા હઝરત અલી અકબરે અને નાની ઉમરના એક ભત્રીજા હઝરત કાસમે લડાઈના મેદાનમાં જે શુરાતન દેખાડયું છે, તેની દુશ્મને પણ દાદ આપી છે. હજારોના લશ્કર સામે એમણે લડીને

શહાદતનું શરબત પીધું અને અમર નામના મેળવી આ જગતને છોડી ચાલ્યા ગયા. હવે ઈમામસાહેબ એકલા તંબુની બહાર ઉભા હતા. તેમણે તંબુમાં પોતાના નાના બાળક અલીઅસગરને રડતાં સાંભળ્યું. એ બાળકની ઉમર ફક્ત ૭ મહીનાની હતી. તંબુમાં ગયા તો એમને કહેવામાં આવ્યું કે અલીઅસગર તરસથી અતિબેચેન છે. એમની માને પણ ભૂખ અને તરસથી દૂધ આવતું નથી, અને પાણી પણ બીલકુલ નથી. એનું ગળું સુકાઈ ગયું છે. ઇમામસાહેબે આ સાંભળી અલીઅસગરને દુશ્મનના લશ્કર સામે લઈ જઈ કહ્યું મને તો પાણી નથી આપતા તો ન આપો પણ આ નાના બાળકે તમારો શો ગુન્હો કર્યો છે? એને તો પાણી આપો. દુશ્મનના એક નિર્દય સિપાઈએ એના જવાબમાં એક તીર અલીઅસગરના ગળામાં મારી કહ્યું લો આ પાણી. તીર વાગવાથી બાળક તરફડીને ઇમામસાહેબના હાથોમાં શહીદ થઈ ગયું. મહોર્રમના દશમા દિવસે લડાઈ સવારથી શરૂ થઈ. આખો દિવસ ચાલી, અને ઇમામસાહેબ સિવાય બધા માણસો શહીદ થઈ ગયા. હવે સાંજના પાંચેક વાગ્યા છે, ઇમામસાહેબ તંબુમાં જાય છે બધી બાનુઓને છેલ્લી સલામ કરે છે, અને તેમની રજા લઈ દુશ્મન સામે એકલા લડવા જાય છે. દુશ્મન એમની ઉપર તીરોનો વરસાદ વરસાવે છે. એ પણ જગજાહેર બહાદુરી અને શરાતનથી તેનો જવાબ આપે છે. પછી એમના પર ભાલાઓ અને તલવારોનો સખત મારો ચલાવવામાં આવે છે. તેનો હિસાબ ન ગણતાં દુશ્મનો આગળ જઈ તેમને પણ પોતાની તલવારનો સ્વાદ ચખાડે છે અને મોતનો રસ્તો બતાવે છે. હવે તરસ બેહદ લાગી છે. પાણી વગર ગળું સુકાય છે. એટલે યુફ્રેટિસને કાંઠે પહોંચી પાણી ખોબામાં લઈ પીવા જાય છે એટલામાં એક ક્રૂર અને ઘાતકી દુશ્મન એમના ગોં ઉપર તીર છોડે છે. જેથી લોહીની નદી એમના મોંમાંથી બહાર વહે છે એવી હાલતમાં યુફ્રેટિસના કિનારાથી પાછા ફરે છે. તેવામાં દુશ્મનનો એક સરદાર જેનું નામ શિમર છે, તે પોતાના ૭ સિપાઈઓને લઈ જઈ ઇમામસાહેબને ઘેરી તલવારો મારે છે. આખરે એક તલવાર એમના ડાબા હાથ ઉપર પડે છે, અને તે હાથ ખભાથી કપાઈ જમીન ઉપર પડે છે, તે સાહેબ હાથ કાપનારને મારવા તલવાર ઉપાડે છે, પણ શરીરમાં તાકાત ન હોવાથી ભોંયપર પડે છે. સનાન ઇબ્ને અનસ એમની મુબારક છાતીમાં ભાલો મારે છે, જે પીઠની પાર થઈ જાય છે. એ ભાલો પાછો ખેંચે છે. તેની સાથે હઝરત ઇમામહુસેન સાહેબનો અમર આત્મા પણ શરીર બહાર નીકળી સ્વર્ગવાસી બને છે. ખોલી

ઝિમ્ને યઝીદ એમનું માથું કાપી લે છે, અને દુનિયાની મોટી મોટી શહાદત પુરી થાય છે અધર્મી, ઘાતકી અને ક્રૂર દુશ્મનોની નિર્દયતાનો હજુ પણ અંત આવતો નથી. ઇમામસાહેબના શબ ઉપર ઘોડા દોડાવે છે, અને તેને કચડી નાખે છે જુલમની તો હદ થઈ ગઈ પણ હરામખોરોને સંતોષ થયો નથી દુશ્મનના પુરુષો તંબુમા પ્રવેશ કરે છે, અને પડદાવાળી બાનુઓને લૂટે છે માંદા ઝેનુલઆબિદીન સાહેબને સાંકળોથી જકડે છે, અને એમને તથા પાક બાનુઓને ઊંટ ઉપર બેસાડી ઇમામ સાહેબ તથા બીજા સત્તર જણના કાપેલા માથા ભાલા ઉપર મૂકી કૂફાના ગવર્નર પાસે લઈ જાય છે કૂફાના મુસલમાનો એ બધાને એવી હાલતમા જોઈ અશ્રુનો વરસાદ વરસાવે છે પણ એમની કોઈ પણ રીતે મદદ કરી શકતા નથી કારણ કે ગવર્નર એમને મારી નાખે તેથી બીએ છે કૂફાનો ગવર્નર ખૂશ થઈ ને એ બધાને સીરિયાની રાજધાની દમિશ્કમા યઝીદ પાસે મોકલે છે યઝીદ દરબારીઓના કહેવાથી કેદીઓને છૂટા કરે છે, જમાડે છે અને તેમના ભરણપોષણનો બંદોબસ્ત કરી મદીને મોકલી દે છે

**ઇમામ હુસેન સાહેબની શહાદતનાં ફળ**

વાચનાર આ વાચીને જરૂર કબુલ કરશે કે હઝરત ઇમામ હુસેનસાહેબે ધર્મ અને સત્યને માટે કરબલામા જે ભોગ આપ્યા તેવા કોઈ પણ માણસે દુનિયામા ભાગ્યેજ આપ્યા હશે ઇમામ હુસેન સાહેબની શહાદતથી અસત્યનો પરાજય થયો અને સત્યનો જય થયો તે આ ઉપરથી સાબિત થાય છે કે યઝીદ ઉબેદુલ્લા ઇબ્ને ઝિયાદ, શિમર અને બીજાઓ જેમણે કરબલાના યુદ્ધમા ઇમામ હુસેન સાહેબની વિરુદ્ધ ભાગ લીધો, અને તેમના અને તેમના સાથીઓ ઉપર બેહદ જુલમ કર્યો તે બધા ઇસ્લામ અને પરમેશ્વર આગળ મોટા પાપી અને ગુનેહગાર છે એ બધા ઉપર આખી મુસ્લીમ દુનિયા શાપ અને નિંદાનો વરસાદ વરસાવે છે યઝીદને દમિશ્કમા જે જગ્યાએ દાટવામા આવ્યો છે, તે જગ્યાએ લોકો [illegible] અને પથરા નાખે છે યઝીદનું નામ મુસલમાનોમા વ્યભિચાર, પાપ, જુલમ અને ઘાતકીપણા માટે કહેવતરૂપ થઈ પડ્યુ છે નિર્દય અને અપરાધી માણસ માટે યઝીદની ઉપમા આપવામા આવે છે એ પ્રમાણે અનેક રીતે યઝીદ દુનિયામા દુષ્કર્મી ગણાય છે સત્યનો જય થયો તેનો પુરાવો એ છે કે ઇમામ હુસેન સાહેબે અને તેમની સાથે જે માણસોએ ધર્મની ખાતર કરબલાના મેદાનમા આત્મદાન દીધુ તેમને શહાદતનો દરજ્જો મળ્યો છે તેઓ ઇનામ પ્રમાણે સ્વર્ગમા ગયા છે, અને ત્યા સુખશાંતિ ભોગવે છે.

ઈમામ હુસેન સાહેબે સૈયદુશ શોહેદા એટલે શહીદોના સરદારનો મરતબો પ્રાપ્ત કર્યો છે. ઈશ્વર તેમના કાર્યથી અતિશય પ્રસન્ન થયો છે. મુસ્લિમ દુનિઆમાં મહોર્રમના દિવસો દરમ્યાન તેમના માન અને સ્મરણાર્થે ધર્મચર્ચાની મજલિસો થાય છે, પ્રસાદ વહેંચાય છે, તેમને માટે પ્રભુપ્રાર્થના થાય છે, અને તેમને આશીર્વાદ આપવામાં આવે છે. જે ભૂખ અને તરસ તેમણે વેઠયાં તે બદલ મુસલમાનો પરબો બેસાડે છે. શરબતો, મિઠાઈઓ અને અનેક જાતનાં ભોજનો તથા પકવાનોથી કરોડો માણસોને તૃપ્ત કરવામાં આવે છે. આ દાન અને સખાવતના કામમાં કરોડો રૂપીઆ ખરચ થાય છે. એથી વેપાર રોજગારને પણ મદદ મળે છે. કરબલા ગામને કોઈ જાણતું નહતું, તે જગપ્રસિદ્ધ બની ગયું છે. ઇમામ સાહેબની પાક તુરબત અને રોઝો ત્યાં શોભી રહ્યાં છે. લાખો મુસલમાનો દર વર્ષે ત્યાં જાત્રાએ જાય છે, અને હમેશ મેળો ભર્યો રહે છે. આ ઉપરાંત હિંદુસ્તાનમાં ઉર્દુભાષામાં એમની યાદગીરી અર્થે મરસિયા નામના હજારો કાવ્યો રચાયાં છે. એમાં ઇમામ હુસેન સાહેબ અને તેમના કબીલાનાં શહીદ થએલાં માણસો તેમજ બાનુઓને કરબલામાં જે દુઃખ, સંકટ, જુલમ વગેરે વેઠવાં પડયાં તેનો, તેમજ યઝીદ, શિમર અને તેમના સાથીઓનું ઘાતકીપણું, નિર્દયતા તથા જુલમનો કરુણાજનક દેખાવ દેખાડવામાં આવ્યો છે, અને તેમનાં શૂરાતન અને શૌર્યનો ચકચકિત ચિતાર ચીતરવામાં આવ્યો છે. ઉર્દુ સાહિત્યમાં મીર અનીસ અને મીરઝાદબીરના મરસિયા ઘણા પ્રખ્યાત છે અને ઉર્દુ જાણનારાઓ તેમને વાંચી અનેક રીતે તેમનો લાભ લે છે. વળી એ દિવસોમાં મસ્જિદો, ઘરો, દુકાનો તથા મંડપોમાં ભપકાદાર રોશની કરવામાં આવે છે. જે બતાવી આપે છે કે સત્ય આમ પ્રકાશે છે. અને જેને જોઈ લોકોના અંતઃકરણ ખૂશ થાય છે. ઉત્તર હિંદુસ્તાનના ઘણા હિંદુભાઈઓ પણ આ પ્રમાણે મહોર્રમના દિવસોમાં ઉપર વર્ણવેલાં બધાં પુણ્યનાં કામો કરે છે.

આખા હિંદુસ્તાનમાં મહોર્રમના દસમા દિવસે લોકો તાઝિયા, ગિરોહ, પંજા વગેરે, બનાવી પોતાના શહેર અને ગામના મોટા રસ્તાઓ પર વાજાં વગાડી ફેરવે છે.

તાઝિયા બનાવવામાં હિંદમાં વસતી દરેક કોમના માણસો સામાન્ય રીતે ભાગ લે છે એટલે એ કામ માટે જે ઉઘરાણું થાય છે તેમાં પૈસા આપે છે. હિંદુ દેશી રાજ્યોમાં દાખલા તરીકે વડોદરા, ગ્વાલિયર વગેરેમાં રાજ્ય

તરફથી તાઝિયા બનાવવામાં આવે છે, અને દરબારી ઠાઠથી તેમને ફેરવવામાં આવે છે. દરેક શહેર અને ગામમાં મુકરર કરેલી જગ્યાએ મોટા તાઝિયાને ફેરવ્યા પછી એક ઠેકાણે તે પર પાણી છાંટી થંડા કરી પાછા તેમની અગંશ જગ્યાએ લઈ જઈ ત્યાં તેમને વરસ દહાડો રાખી મૂકવામાં આવે છે. નાના તાઝિયાને નદી કે તળાવમાં ડુબાડી દેવામાં આવે છે. મોહર્રમની પાંચમી તારીખથી ગિરોહ નામની ટોળીઓ, પંજાઓ વગેરે નીકળે છે. મુસલમાનો નહાઈ ધોએલાં લુગડાં અને તે ઉપર નાડાછેલી વગેરે પહેરી ફકીર બને છે. વળી જેઓએ બાધા લીધેલી હોય છે તેઓ વાઘ બને છે. એ પ્રમાણે ઇમામ હુસેન ગાહેબ ઉપર જેમને આસ્થા અને આકીન હોય છે, તેઓ અનેક જાતની બાધાઓ રાખી તેમને પુરી કરે છે, અને પોતાની ઇચ્છાઓ પાર પડેલી જુએ છે. તાઝિયા, ગિરોહ, પંજા વગેરેને મુસલમાની ધર્મ સાથે કશો સંબંધ નથી. એથી ઉલટું એ બધુ બિદ્દઅત* કહેવાય છે. મુસલમાન મોલવીઓ ધાર્મિક કથાઓમાં એની વિરુદ્ધ બોધ કરે છે. પરંતુ લોકો ઉપર અંકુશ ન હોવાથી એ બધું અમલમાં આવે છે. આપણી માબાપ સરકાર પણ આ કોમોની વચ્ચે પડતી નથી. પણ પોતાની ફરજ તરીકે તોફાન, કજીઆ ટંટાને રોકે છે અને એ દિવસોમાં સારી વ્યવસ્થા રાખે છે. તાઝિયા એ શબ્દનું મૂળ તાઝિયત છે. તેનો અર્થ દિલાસો તથા બીજાના દુઃખનો શોક થાય છે. તે ઉપરથી પારકાના દુઃખનો શોક ઉપજાવનારી વસ્તુ એ પણ અર્થ થાય છે, અર્થાત્ તાઝીઓ એટલે ઇમામ સાહેબની કબર તથા રોજાનો નમુનો જેનું દૃશ્ય જોનારના અંતઃકરણમાં શોકની લાગણી ઉત્પન્ન કરે છે. હિંદુઓ તાઝિયાને તાબૂત કહે છે તાબૂતનો અર્થ શબ કે કફન થાય છે. તાઝિયા કે તાબૂત ઇમામ હુસેન સાહેબનો કરબલામાં જે રોજો છે તેનો નમૂનો કે નકલ છે. તેને વાંસ, કાગળ, અબરખ વગેરેથી તૈયાર કરવામાં આવે છે. કેટલાક તાઝિયા ચુનાના પણ બને છે. મુસલમાનો કહે છે કે તાઝિયાનો રિવાજ હિંદમાં તૈમુરલંગે દાખલ કર્યો.

ઇ. સ. ૧૩૯૮ માં જ્યારે તે દીલ્લીપર ચઢી આવ્યો તે પહેલાં એણે બાધા લીધી હતી કે જો હું હિંદને ફતેહ કરીશ તો ઇમામ હુસેન સાહેબના રોજાની યાત્રાએ કરબલા જઈશ. પણ જ્યારે તેની ઇચ્છા પાર પડી ત્યારે રાજકીય કારણોને લીધે તે ત્યાં જઇ શક્યો નહિ અને સલાહકારોના

* બિદઅત એટલે દરસલામમાં નવી દાખલ કરેલી બાબત.

કહેવાથી દીલ્હીમાં તેણે એક સોનાનો રત્નજડિત તાઝિયો તૈયાર કરાવ્યો. અને તેના આગળ ઇમામ સાહેબ માટે કાનેહાની+ ક્રિયા કરી તેનો દીલ્હીના લોકો લાભ લે તે માટે તેને શહેરના મોટા રસ્તાઓ ઉપર ફેરવવામાં આવ્યો, ત્યારથી તાઝિયાનો રિવાજ આખા હિંદુસ્તાનમાં દાખલ થઈ ગયો. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં તાઝિયા પણ ઇમામ સાહેબની શાહદતનું સ્મરણ કરાવે છે. મહોર્રમની દસમી તારીખે દરેક શહેરમાં લાખો માણસો તાઝિયા જોવા નીકળે છે. મોટા રસ્તાઓ અને બજારોમાં દુકાનો લાગે છે અને એક મોટો મેળો ભરાય છે. ભણેલા અને ડાહ્યા માણસો તાઝિયા જોઈને ઇમામ હુસેન સાહેબની મોટી શાહદતને યાદ કરી તેની કદર કરે છે અને ધર્મ અને સત્યને વળગી રહેવાનો પાઠ શીખે છે.

મુસલમાનોમાં મહોર્રમનો દસમો દિવસ "યોમે આશુરા"ના નામથી પ્રખ્યાત છે. ઘણા અસલના વખતથી એ દિવસની મહત્તા અનેક રીતે સાબિત થએલી છે. એજ દિવસે પેગંબર હઝરત આદમ(અલય)×તથા હઝરત ઇબ્રાહીમ(અલય) પેદા થયા. હઝરત ઇબ્રાહિમ એજ દિવસે અગ્નિમાંથી મુક્ત થયા. હઝરત અય્યુબ (અલય) ની મુસીબત દૂર થઈ, હઝરત દાઉદ (અલય) ના પાપ માફ થયા. હઝરત સુલેમાન (*અલય)નું ગુમ થએલું તખ્ત પાછું મળ્યું. હઝરત નૂહ (અલય) નું વહાણ જૂદી નામના પર્વતે પહોંચ્યું. હઝરત ઇસા (અલય)ને આકાશ ઉપર ઉપાડી લેવામાં આવ્યા. હઝરત યૂનુસ (અલય)માછલાના પેટમાંથી મુક્ત થયા, અને એજ દિવસે હઝરત ઇમામ હુસેન(રદી૦) સાહેબની મહાન શહાદત પણ થઈ. જેથી આ દિવસની મહત્તા અત્યંત ઝળકી નીકળી.

ઇસ્લામ મુસલમાનોને બોધ કરે છે કે આશુરાના દિવસે પાપથી દૂર રહો, ઉપવાસ કરો, ગરીબોને જમાડો, લોકોને શરબત અને દૂધ પાઓ. દિવસે અને રાત્રે પ્રભુપ્રાર્થના કરો. કરબલાના યુદ્ધનું સ્મરણ કરો. અને હઝરત ઇમામ હુસેન સાહેબની મોટી શહાદતની યાદ કરી પરમેશ્વરને સંબોધો અને અરજ કરો કે ઓ પરમાત્મા તું હઝરત ઇમામહુસેન સાહેબના પવિત્ર અને અમર આત્માને સ્વર્ગમાં સદા સુખ અને શાન્તિમાં રાખ, અને એમને પ્રતાપે અમને દુનિયામાં ઇસ્લામ અને સત્યના ખરા માર્ગે દોરવ.

એ. એ. હકીમજી.

---

+ કાનેહા એટલે ગુજરી ગએલા માણસ માટે કરવામા આવતી પ્રાર્થના.

* અલય (અલય હિસસલામ) તેમના ઉપર પરમેશ્વરની શાંતિ થાઓ.

ર: (રદી અલ્લાહો,) અનહો, પરમેશ્વર એમનાથી રાજી રહે.

# દિશાઓ શોધવાની રીત.

જંગલમાં અથવા અજાણ્યા પ્રદેશમાં ઘણી વખત દિશાઓ શોધવી મુસ્કેલ પડે છે. તે વખતે નીચે દર્શાવ્યા પ્રમાણે દિશાઓ શોધી શકાય છે.

(૧) હોકાયંત્ર હોય તો તેનો ઉપયોગ કરવો. હોકાયંત્રની સળી ઉત્તર દક્ષિણ દિશા બતાવે છે.

(૨) ઘડિઆળ હોય તો તેનો આંકડાવાળો ભાગ ૧૨ નો આંક સૂર્ય તરફ રહે તેમ ગોઠવો. પછી એક સળી ઘડિઆળના મધ્યબિંદુ પર રાખી કલાકના કાંટા અને ૧૨ ના આંકડાની બરાબર મધ્યમાં રહે તેમ ગોઠવો. આ સળી ઉત્તર દક્ષિણ દિશા બતાવશે.

(૩) શંકરનું મંદિર હોય તો તેની જળાધારીનો છેડો ઉત્તર દિશા બતાવશે.

(૪) કબરપરના લેખ પૂર્વાભિમુખ હોય છે.

(૫) ઝાડનું નિરીક્ષણ કરતાં ઉત્તર દિશાની ડાળીઓ ટુંકી જણાય છે અને દક્ષિણ દિશાની ડાળીઓ લાંબી જણાય છે.

(૬) રાત્રિના સમયે તારામંડળોદ્વારા ઉત્તર ધ્રુવ શોધી શકાય છે. સપ્તઋષિના છેડાના બે તારાઓની લીટી અને મૃગશીર્ષના મધ્યભાગના તારાઓની લીટી લંબાવીએ તો તે ઉત્તર ધ્રુવ બતાવે છે.

એમ. એમ. દ્વિવેદી.

## શાળાનો બગીચો

હવે ચોમાસું શરૂ થયું છે. હોંસીલા શિક્ષકો શાળાનો બગીચો તૈયાર કરવા પ્રયત્ન કરતા હશે તેમને થોડી સૂચના ઉપયોગી થશે એમ હું ધારું છું. શાળાપત્ર ઑફિસમાંથી તનમનીઆં, હોલી હોક, ઝીનીઆ, સૂર્યમુખી, હજારી અને ગુલદાવદી એમ ૭ જાતનાં બી ગયે વર્ષે આપવામાં આવ્યાં હતાં.

તનમનીઆં અને ઝીનીઆ એ ચોમાસાના છોડ છે અને તેમને જથ્થાબંધ સુંદર ફૂલ આવે છે. પહેલો વરસાદ થઈ ગયા પછી તેમને ધરૂ કરીને રોપવા જોઈએ આ છોડની ઉંચાઈ એકથી દોઢ ફૂટ હોય છે અને વાવ્યા પછી લગભગ દોઢ મહિને તેમને ફૂલ આવવા માંડે છે. આસો મહિનાની શરૂઆત સુધી આ ફૂલ આવ્યા કરે છે

હજારીની રોપણી ઑગસ્ટથી ઑક્ટોબર સુધી થઈ શકે છે. તેનાં ફૂલ ઑક્ટોબરથી (લગભગ આસોથી) આવતાં શરૂ થાય છે. જો છોડ જુદે જુદે વખતે વાવ્યા હોયતો એપ્રીલ સુધી ફૂલ આવ્યા કરે છે.

ગુલદાવદીનાં બી ઑગસ્ટથી ઑક્ટોબર સુધી રોપી શકાય છે. માગશર અને પોષની ટાઢમાં લગભગ નાતાલના અરસામાં જ્યારે બીજાં ફૂલ બંધ થાય છે ત્યારે એકલું આજ ફૂલ આવે છે. તેથી તે ક્રિસ્ટમસ ફ્લાવર પણ કહેવાય છે. તેનાં ફૂલ ઉનાળો બેસતા સુધી ચાલુ રહે છે. ફૂલ ઉતરી ગયા પછી તેના કાંદા કાઢી લઈ બીજા ક્યાગમાં રોપવા જોઈએ.

સૂર્યમુખી વર્ષમાં બે વખત ઉગાડી શકાય છે. ચોમાસાંમાં ફૂલ આપવા માટે અને શિઆળા માટે ચોમાસા માટે તેનાં બી જૂન જુલાઇમાં વાવવામાં આવે છે અને શિઆળા માટે સપ્ટેંબર ઑક્ટોબરમાં વાવવામાં આવે છે.

હોલીહોક ભીંડાની જાતનો છોડ છે અને તે વાવવાની રીત ભીંડાના જેવી જ છે. તે ૭ સાત ફૂટ ઉંચો થાય છે. બીમાંથી ઉછરતાં તેને બીજા છોડ કરતાં વધારે વખત થાય છે, પણ એક વખત ઉછર્યા પછી ઘણા લાંબા વખત સુધી ફૂલ આપ્યા કરે છે. તેનાં ફૂલ ચૈત્રની આખર સુધી ટકે છે. તેનાં બી જુલાઇથી ઑક્ટોબર સુધી વાવી શકાય છે.

આ બધા છોડ એક વર્ષ જીવનારા છે માટે ફૂલ આપી ગયા પછી કેટલાક તંદુરસ્ત છોડ ઉપર બી પાકવા દઈ બીજા વર્ષને માટે સંઘરી રાખવાં જોઈએ.

પ્રીતમરાય વ્રજરાય દેસાઈ

# નડીઆદના ખેતીવાડી વર્ગ

નડીઆદના ખેતીવાડી વર્ગની એક વરસની સામાન્ય હકીકત નીચે પ્રમાણે છેઃ—

તા. ૩૦–૬–૨૩ ના રોજ ખેતીવાડી ખાતાના મહેરબાન ડેપ્યુટી ડીરેક્ટર સાહેબને સુરત જઈ હું મળ્યો, તા. ૧૨–૭–૨૩ ના રોજ ખેતીવાડી શાળા–અંબાલીમાં ખેતીનો અભ્યાસ કરવા દાખલ થઈ ૧૯–૪–૨૪ ના રોજ છુટો થયો, અને નડીઆદ શાળામાં તા. ૨૬–૪–૨૪ ના રોજ હાજર થયો.

તા. ૧૭–૩–૨૪–ના કરારનામા પ્રમાણે નડીઆદના શેઠ કાદરલાલ મોતીલાલ બળદની સગવડ ન કરી શક્યાથી તેમની સાથે વાટાઘાટ કરી તેમના ¾ ભાગને બદલે જમીન બદલ ¼ ભાગ આપવાનો ઠરાવ્યો અને બાકીના ¾ ભાગમાં બળદની જોડવાળો ખેડુત ઉભો કરવામાં આવ્યો. તા. ૧૮–૬–૨૪ એ ખેતીનું કામ શરૂ કરવાનો હુકમ માગ્યો અને તા. ૨૫–૬–૨૪ એ ખેડુતને મળી કામની શરૂઆત કરી કેટલુંક વાવેતર કર્યું. પણ ખેડુત પ્રથમ પોતાની માલીકીની જમીનમાં કામ કરે અને નવરાશના વખતમાં સરકારી ખેતીના કામ માટે બળદની મદદ આપે. આવી સ્થિતિમાં ખેડુત પાસે, શાળામાં, અને ખેતરમાં એમ જુદે જુદે સ્થળે દોડા દોડ કરી મૂકવી પડતી હતી આ પ્રમાણેની મુશ્કેલી પડવાથી બન્યું ત્યાં ભાડે હળ મંગાવીને પણ કામ લેવાનું શરૂ કર્યું અને જરૂર પડી ત્યાં ગામ લોકોની મદદ રૂ. ૯–૮–૦ ની કિંમતની મફત લેવામાં આવી છે છતાં એ પુરતી મોસમ ન સચવાવાથી જે જમીનમાં એક વખત નીંદાવવું પડે એમ હોય ત્યાં બબ્બે વખત નીંદાવવાની જરૂર પડી. કારણ નવા ઉગેલા ઘાસને મારવા કરવડી ફેરવવાની મોસમ સચવાઈ નહોતી આ પ્રમાણેની મુશ્કેલીઓ આપણી પોતાની કાયમના બળદ નહોવાથી પડી છે, અને તુલની મોસમ જોઈએ તેવી સચવાઇ નથી. મોસમ ન સચવાવાથી મગફળીનું વાવેતર બીલકુલ થઈ શક્યું નથી. બીજું જે વાવેતર થયું તે પણ પાછળ પડયું, સાચવનાર માણસના અભાવે તુલને કેટલુંક નુકસાન થયું, અને હિમ લાગવાથી કપાસના છોડ બળી ગયા વગેરે કારણોથી જોઈએ તેવો પાક ઉતરી શક્યો નથી. પાક ઉતરતાં પહેલાં મારી એવી

ધારણા હતી કે થએલું ખર્ચ ઉપરાંત રૂ. ૮૦ થી ૧૦૦ સુધી નફાના મળવા જોઈએ, તેને બદલે ઉપલાં કારણોને લઈને સરકારના હિસ્સે માત્ર રૂા. ૬૧-૧૪-૯ નો પાક સને ૧૯૨૪-૨૫ ની સાલનો આવ્યો છે અને તેની વિગત નીચે પ્રમાણે છે.

| કિંમત. | તુક્ષનું નામ. | માપ | ક્ષેત્રફળ | સ. હિ. કિં. | સ્થળ. |
|---|---|---|---|---|---|
| ૨-૦-૦ | બાવટો | શેર. ૮૦ | ૦-૫ | ૨-૦-૦ | પાઉન્ડ |
| ૦-૨-૦ | બાવટાનું ઘાસ | ... | તદ્દન ગમડ | ૦-૨-૦ | ,, |
| ૦-૨-૯ | રાજગરો | શે. ૨¾ | ૦-૧ | ૦-૨-૯ | ,, |
| ૨-૮-૦ | તમાકુનો લીલવો | શે. ૨૦) | ૦-૩ | ૨-૮-૦ | ,, |
| ૦-૧૨-૦ | દીવેલી | શે. ૭½ | ૦-⅛ | ૦-૧૨-૦ | ,, |
| ૦-૦-૦ | કપાસ | { સાચવણીનો અભાવ તથા હિમથી ૦ } | ૦-૯ | ૦-૦-૦ | ,, |
| ૫-૮-૯ | | | ૦-૧૮⅝ | ૫-૮-૯ | |
| ×૦-૬-૩ | ટમેટા | શે. ૬⅛ | ૦-૨૫ | ૦-૨-૧ | શેઠની જમીન |
| ×૦-૯-૬ | લીલાં મરચાં | શે. ૧૬ | } ×આ ચિહ્ન વાળી | ૦-૩-૨ | ,, |
| ×૧-૧૨-૬ | કોબીજ | શે. ૨૮¾ | } બધી રકમો આ મા પમાં આવી જાય છે | ૦-૯-૬ | ,, |
| ૫-૦-૦ | મુડીયાને જુવારની કડબ | પુળા ૧૨૫ | { ૦-૧૦ ૦-૦ | ૧-૧૦-૮ | ,, |
| ×૬-૦-૦ | લસણ | શે. ૪૨ | ... | ૨-૦-૦ | ,, |
| ૭૫-૦-૦ | બટાટા | શે. ૧૫૦૦ | ૦-૯ | ૨૫-૦-૦ | ,, |
| ૪૦-૯-૦ | કપાસ | શે. ૨૪૫ | ૩-૦ | ૧૩-૮-૪ | ,, |
| ×૦-૦-૦ | મગફળી, મોગરી રોગથી | { સાચવણીનો અભાવ તથા હિમની અસરથી } | ... | ૦-૦-૦ | ,, |
| ૧-૩-૦ | જુવાર | શે. ૨૪ | ૦-૧૫ | ૦-૬-૪ | ,, |
| ૪-૦-૦ | તુવર | શે. ૮૦ | ૦-૧૫ | ૧-૫-૪ | ,, |
| ×૩૪-૯-૯ | વલીયારી | શે. ૨૧૩ | ... | ૧૧-૮-૭ | ,, |
| ૧૬૯-૨-૦ | | | ૪-૩૪. | ૫૬-૬-૦ | |
| કિંમત | તુક્ષનું નામ | માપ | ક્ષેત્રફળ | સ. હિ. કિં | સ્થળ |
| ૧૭૪ ૧૦-૯ | | કુલ | ૫-૧૨⅞ | ૬૧-૧૪-૯ | |

શાળા કંપાઉન્ડમાં ભાડે હળ લાવી તથા ગામની મદદ મેળવી તુરા કરેલું હોવાથી કોઈને હિસ્સો આપવો પડ્યો નથી. સરકાર હિસ્સાના રૂ.

૬૧-૧૪-૯ આવ્યા તે નં. ૧૯-૫-૨૫ ના અધારે મે તાલુકા માસ્તર સાહેબ મારફતે લોકલ ફંડ ખાતે તે ગોધરા તીજોરીમાં જમાં કરાવવામાં આવશે.

બી ખાતા મારફતે મંગાવવામાં આવે છે અને જરૂર પડે સ્થાનિક બી. અત્રેથી ખરીદી લેવામાં આવે છે બી ખર્ચના રૂા. ૩૯-૨-૦ થયા છે. બી રેલવે મારફત આવવાથી રેલવે નુર, સ્ટેશનથી નદીસર સુંધીનુ ભાડુ, પેકીગ ખર્ચ અને ડામરેજ વગેરે ખર્ચનો બોજો પડવાથી-બીની કિંમત વધી પડે છે. મૂળા અને મોગરીનુ બી સુરતથી મંગાવવામાં આવ્યું હતું તે મોડું આવવાથી અને પોતાનાં સાધન ન હોવાથી વાવવામાં પણ મોડું થયું જેથી મૂળા અને મોગરીના તુરને મોલો નામનો રોગ પડવાથી પાર લઈ શકાયો નથી માત્ર બાળકોને અવલોકન કરવાની અનુકૂળતા મળી છે. બટાટાના ગુંઠા ૧૦ ના વાવેતરમાં આઠ ગાડાં ખાતર જોઈએ તેને બદલે ચાર ગાડા ખાતર મળવાથી જોઈએ તેવો પાક થયો નથી.

કન્ટીંજન્ટ ખર્ચ બાદ કરતાં રૂા. ૪૯-૧૩-૩ કુલ ખર્ચ થએલો છે. કન્ટીંજન્ટ ખર્ચ સાથે કુલ રૂ. ૧૦૪-૧૩-૩ ખર્ચ થયો છે. આ ખર્ચમાં શિક્ષક પગાર ખર્ચ માત્ર ગણ્યુ નથી.

ખેતી ક્લાસ શરૂ થતાં ૧૭ છોકરા અભ્યાસ કરનારા હતા અને પરીક્ષા વખતે ૧૪ છોકરા ખેતીનો અભ્યાસ કરતા હતા. બે છોકરા પોતાને ધધે વળગ્યા અને એક વતન ગયો હતો. વિષય નવો દાખલ થએલો હોવાથી ધોરણ પાંચમાનો ખેતીનો અભ્યાસ કરાવવામાં આવતો હતો.

ચાલુ સાલે નવો ક્લાસ બાંધતાં ૧૭ છોકરા ખેતીનો અભ્યાસ કરે છે. અને તેમને ધોરણ પાંચ અને ૭ નો ખેતીનો વિષય શીખવવામાં આવે છે.

બાળકોને અનુભવનું અને શાસ્ત્રીયજ્ઞાન આપવામાં આવે છે. ખેતીનાં સાધનો આપણી સંપૂર્ણ કાબુનાં ન હોવાથી ખેતીનાં ઓજારોનો બરોબર

ઉપયોગ કરાવી શક્યો નથી માત્ર નીંદાવવું, ગોડાવવું, કપાસ વીણાવવા, વગેરે કામ કરાવવામાં આવ્યું છે શાસ્ત્રીયજ્ઞાનમાં નીચે પ્રમાણેનો વિષયો શીખવવામાં આવે છે.—

| | | |
|---|---|---|
| ૧ ખેડુતને લગતું ગણિત | ૫ શરીર સંબંધી જ્ઞાન | ૯ ખેતીને લગતી ભૂગોળ |
| ૨ જમીન સંબંધી જ્ઞાન | ૬ સહાયકારી મંડળો | ૧૦ જુદીજુદી જાતનાં પાકો |
| ૩ વનસ્પતિ સંબંધી જ્ઞાન | ૭ રાજ્ય વ્યવસ્થા | ૧૧ ઓજારો સંબંધી જ્ઞાન |
| ૪ જંતુ સંબંધી જ્ઞાન | ૮ ખાતર સંબંધી | ૧૨ ઢોર સંબંધી જ્ઞાન |

તા. ૨૬–૪–૨૪ થી ૧૮–૬–૨૪ સુધી ખેતી અને તેને વિષય તરીકે શીખવાની અગત્ય સંબંધી હકીકત બાળકો અને તેમના વાલીઓને સમજાવવામાં આવી હતી પ્રથમ વાલીઓ વિરુદ્ધ મનના હતા પણ તેમના મનનું સમાધાન થતાં અનુકૂળ મનના થયા છે. જે બાળકો મહેનત કરવાથી વિરુદ્ધ વિચારો ધરાવતાં તે મહેનત કરવાની તરફેણમાં હાલ વિચારો ધરાવે છે અને મહેનત કરવામાં રસ ઉત્પન્ન થયો છે.

વિષય દાખલ થએ એક વરસ થએલું હોવાથી ગઈ સાલ કરતાં આવુ સાલે કામ સારી રીતે અને સુગમતાથી થવા સંભવ છે જો જમીન માત્ર એક એકર રાખી કામ કરવામાં આવે તો બાળકોનો માત્ર જુદી જુદી જાતનાં તુલનું અવલોકન કરવાની તક મળે પણ જો પાંચ એકર જમીનમાં કામ કરવામાં આવે તો ખેતી કરવા માટે ક્યાં ક્યાં સાધનો જોઈએ અને તેનો ઉપયોગ કેવી રીતે કરી શકાય, તુલોના પાકમાં ફેરફાર ક્યાં ક્યાં કારણો ઉપસ્થિત થવાથી થાય છે, પાક કેટલી જમીનમાં કેટલો ઉતરે છે એકહળ કઈ મોસમમાં એક દિવસે કેટલું કામ કરે છે. તેમજ મજુર પણ કેટલું કામ એક દિવસમાં કરી શકે ખેતીમાં શું નફો નુકસાન છે. જાત મહેનતની કેટલી જરૂર છે. સમો ન સચવાવાથી શું પરિણામ આવે છે, ખેતી કામમાં કેટલી મુસ્કેલીઓ છે અને તે કેવી રીતે વટાવી શકાય છે તે જાણવામાં આવે બીજા ખેડુતોના મુકાબલે શું ફેરફાર જણાય છે વગેરે જાણવાનું મળે છે.

ઉપર પ્રમાણેનો ખેતી ક્લાસને અંગેનો મારો એક વરસનો અનુભવ છે [ તે સાહેબ મહેરબાનને વિદિત થાય ] તા. ૩૦–૫–૨૫.

બહેચરભાઇ બાપુભાઇ પટેલ
ખેતીવાડી વર્ગ, નદીમર.

———

# દાહોદની ભીલશાળાનું સૃષ્ટિજ્ઞાન શિક્ષણ

## ધોરણ પાંચમું

જંતુઓ:—

(૧) રેશમના કીડાઃ—

નાથનગર-ભાગલપુરથી ઇંડાં મંગાવી ઉછેરવાનું શરુ કર્યું. કીડાઓ શેતુરના ઝાડપર થનારા હોઈ તે ઝાડનાં પાંદડાંનો અભાવ-અને શિયાળાની અતિ ઠંડીથી બીજી અવસ્થાથી, [ઇયળથીજ] જીવન સમાપ્ત થયું. (અતિ કાળજી છતાં)

(૨) અળશીયાં:—

વર્ષાઋતુમાં ઠામ ઠામ ગોરાડુ જમીનમાં આ જંતુઓ થતાં હોવાથી જીવનક્રિયાઓ સારો અભ્યાસ કરેલો-વૃદ્ધિ-ખોરાક. ગતિ. અંત અવસ્થા ૪૦.

(૩) કાતરા:—

આ રેશમના કીડાને મળતુંજ જંતુ છે. કપીરા એ બીજી અવસ્થા છે. ૨૦ કીડા ચેડે તેની ચાર અવસ્થાનું અવલોકન કર્યું. રેઢ આવે. આ જંતુ સર્વ સ્થળે અવલોકન થઈ શકે.

(૪) મરઘીનું ઇંડું.—

ઇંડું મૂક્યા પછી ૨૦-૨૨ દિવસે બચ્ચું નીકળે છે. નજીકના છાપરામાં જઈ વિદ્યાર્થીઓ દરરોજ તેનું અવલોકન કરતા ઇંડું સેવાઈ બચ્ચું નીકળતી વેળાનું અવલોકન રમુજી અને આશ્ચર્ય પૂર્ણ હતું.

વનસ્પતિ:—

અપુષ્પ વનસ્પતિ-૧

(૧) હંસરાજ.—

ચોમાસામાં છોડ રોપી અભ્યાસ શરુ કર્યો. તેમાંથી નવા છોડાની ઉત્પત્તિનું અવલોકન કર્યું.

(૨) બિલાડીના ટોપ:—

છાણા અને ખાતરના ઢગલામાં ચોમાસામાં ઊગે છે તેનું અવલોકન કર્યું.

(૩) લીલ–સેવાળ ફુંગ ઇત્યાદિ—

કુવાની કુંડી તથા નદીમાં વિદ્યાર્થીઓ જાતે જઈ અવલોક પોથીમાં નોંધ લેતા.

## બીજોદ્‌ભવ ક્રિયા.

य એકદળ વનસ્પતિઃ—

ડાંગર, મગાઈ બાજરી, તેમજ શિયાળામાં ઘઉં, જવ, જુવાર. વગેરે વાવી ખકવાડીયામાં બે દિવસ વિદ્યાર્થીઓ તેની નોંધ લેતા બીજોદ્‌ભવ ક્રિયાનું ખાસ અવલોકન કરાવવા કાચના પ્યાલામાં, વાસ; ઘઉં વગેરે બી બ્લોટીંગ પેપરમાં વાવી નિરીક્ષણ કર્યું હતું.

क દ્વિદળ વનસ્પતિઃ—

તલ, તુવેર, અડદ, મગફળી વગેરે. ચોમાસુ પાક તથા ચણા, વટાણા સરસવ. વગેરે શિયાળુપાક ક્યારાઓમાં વાવી તેનું અઠવાડિયામાં બે વખત અવલોકન કરી નોંધ લેવામાં આવતી હતી. ગુગળ–બોરડી–આંબો ઇ. ની કલમો શી રીતે કરવી તે પ્રત્યક્ષ બતાવવામાં આવ્યું હતું.

ખડકો:—

સ્થાનિક ખડકોનું અવલોકન–છુંવાલીયા તળાવ નજીકની નદી અને પાસેના ડુંગરોમાં દર રવિવારે વિદ્યાર્થીઓને અવલોકન સારુ લઈ જવામાં આવતા, જુદી જુદી જાતની ચુનાવાળા ખડકો, મરડીઆ વગેરેની સવિસ્તર નોંધ નોંધપોથીમાં વિદ્યાર્થી લખતો.

———

## ધોરણ ચોથું

**પ્રાણી:—**

**દેડકાં:—**

ચોમાસામાં તળાવમાંથી દેડકાંનાં ઈંડાં લાવી કાચની બરણીઓમાં મુકી ઉછેરવામાં આવ્યાં હતાં. તેની જુદી જુદી અવસ્થાઓની એકેક દિવસને અંતરે નોંધ લેવાની.

**માછલાં:—**

ઈંડાં લાવી ઉછેરવામાં આવ્યાં હતાં. નાનાં બચ્ચાંઓની હલન, ચલન ક્રિયા. આંખો પુછડી. હલેસાં વગેરેનું અવલોકન કરાવી નોંધ લીધી હતી.

**વનસ્પતિ:—**

જુદી જુદી ઋતુના પાકો વાળી તે દરેક પાકની દરેક વિદ્યાર્થીએ જુદી જુદી નોંધ લીધી હતી—બગીચામાં ખીલતાં જાઈ-જુઈ-કરણ ચંપેલી. જાસવતી—મોગરો, તેમજ ભીંડા—ગલકાં—તુરીયાં, કોળી, ગલકી ઇ૦ નાં ફુલોનું અવલોકન કર્યું હતું.

**ખડકો:—**

સ્થાનિક જમીનની રચના અને બનવટનું અવલોકન કર્યું હતું—

### બે ધોરણોનું સામાન્ય.

વરાળ વાંદળાં આકાશ ધુમસ ગરમી ઠંડી વગેરેનું તે વિષયોને બાબતોનું અનુકૂળ દિવસે જ્ઞાન આપવામાં આવતું તેની નોંધ પોથીમાં નોંધ લેવાતી.

**ગરમી, ઠંડી, ભેજ—**

વગેરેની નોંધ દરરોજ લેવાતી દરમાસે તેના તારીજ બનાવવામાં આવતા. વળી સૂર્યોદય સૂર્યાસ્ત કેટલે વાગે થયો તે પણ લખવામાં આવતું.

તા. ૧૨-૩-૨૫
ગોધરા.

S. M. Dalal.

---

# સરકારી જાહેરખબરો.

## ઉત્તમ શાળાબાગ માટે શિક્ષકોને મળેલાં ઇનામો.

### ૧

ગયા વર્ષના એટલે સને ૧૯૨૪ ના જૂન–જુલાઈ માસના શાળાપત્ર (પુ. ૬૩ અંક ૬-૭) માં પૃષ્ઠ ૨૧૪ પર ઉ. ભાગના એ. ઇ. ના હુકમ નં. ૩૫૩૭ તા. ૨૩–૬–૧૯૨૪ ની રૂએ પ્રકટ કરવામાં આવેલી જાહેરખબર અનુસાર શાળામાં ચાલતા સૃષ્ટિજ્ઞાનના વિષયને ઉદ્દેશી શ્રેષ્ઠ "શાળાબાગ" કરી દેખાડનાર શિક્ષકોના નામની અને તેમને આપવામાં આવેલાં ઇનામની નીચે મુજબની જાહેર નોંધ લેવામાં આવે છે:—

| જિલ્લો | શિક્ષકનું નામ | સ્થળ અને હોદ્દો | ઇનામની કિંમત. રૂ. |
|---|---|---|---|
| અમદાવાદ | મણિલાલ હરિભાઈ | હેડમાસ્તર નનાનપુર | ૩) |
| ,, | ગાંડાભાઈ લાલદાસ | ,, કાંઝ | ૩) |
| ,, | નારણભાઈ ઘાભાઈ | ,, વહેલાલ | ૩) |
| ખેડા | કિશોરભાઈ નારણભાઈ અને મદદનીશ શિક્ષક મંડળ | ,, ,, પાલજ | ૭) |
| ,, | સોમાભાઈ પરભુદાસ અને મદદનીશ શિક્ષક મંડળ | ,, ,, ઓડ (મેઇન) | ૩) |
| પંચમહાલ અને રેવાકાંઠા એજન્સી | પુરુષોત્તમ મથુરદાસ દેશાઈ | ,, કાલોલ (બ્રાંચ) | ૫) |
| | જયશંકર વૈકુંઠરામ | આસિસ્ટંટ, ટીંબા | ૫) |
| સુરત | રામભાઈ ખુશાલભાઈ | હેડમાસ્તર કભીલપોર | ૬) |
| ,, | ખંડુભાઈ કુંવરજી | આસિસ્ટંટ ,, | ૪) |
| ભરૂચ | હરિવલ્લભ ઉત્તમરામ | હેડમાસ્તર નિકોરા લો. બો. સ્કૂલ | ૫) |

(ઉ. ભાગના એ. ઈ. ના હુકમ નં. ૩૬૩૬ તા ૩૦મી જૂન સને ૧૯૨૫ ના આધારે.)

## જાહેરખબર.

### ૨

### રાવસાહેબ માધવલાલ હરિલાલ સ્મારક ફંડમાંથી ઇનામ.

કોઈ નક્કી કરેલા વિષય ઉપર સૌથી સરસ પાઠ આપવા માટે ભરૂચ, સુરત જીલ્લો અને સુરત એજન્સિની કોઇ સ્ત્રી શિક્ષકને સ્મારક ઇનામ તરીકે રૂા. ૩૦) નાં પુસ્તકો અથવા સાહિત્યો આપવાની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ ગોઠવણ કરી છે.

પરીક્ષા તા. ૩ જી અક્ટોબર ૧૯૨૫ ને શનિવારના દિવસે મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ અમદાવાદની પ્રેક્ટિસિંગ નિશાળમાં કૉલેજનાં લેડી સુપ્રિન્ટેન્ડેન્ટ અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજના હેડમાસ્તર લેશે.

પાઠનો વિષય અને તે જે વર્ગમાં આપવાનો હશે તે એક કલાક અગાઉ કહેવામાં આવશે. સઘળી અરજીઓ તા. ૨૬ મી સપ્ટેમ્બર ૧૯૨૫ સુધીમાં પોતાના જીલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેક્ટર સાહેબ મારફત મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજનાં લેડી સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ તરફ મોકલવી.

પાંચ વરસ ઉપરની અને પંદર વરસ અંદરની નોકરીવાળા સ્ત્રી શિક્ષકો આ ઇનામ માટે લાયક ગણાશે.

મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેન,<br>અમદાવાદ. તા. ૧૬-૭-૨૫.

M. J. Wadia.<br>લેડી સુપ્રિન્ટેન્ડેન્ટ.



જાહેરખબર

૩

## ઉર્દુ ટેક્સ્ટ બુક કમિટિએ તા. ૬–૭–૧૯૨૫ ના રોજ પાઠ્ય પુસ્તક તરીકે, ઇનામ કે લાઇબ્રેરી માટે મંજુર કરેલાં પુસ્તકોની યાદી.

[ બી. ડી., (મુંબઈ ભાગ)ના એ. ઈ.ના હુકમ નં. આર. ૪૭૪૯ તા. ૧૪ મી જુલાઈ સને ૧૯૨૫ ના આધારે ]

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તાનું નામ | પ્રસિદ્ધકર્તાનું નામ અને ઠેકાણું | નકલદીઠ કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુર કરવામાં આવ્યું | ટીકા |
|---|---|---|---|---|---|---|
| ૧ | રિસાલા–એ–અતાલિક | મહમદ અબ્દુલ ગફર | મતબ–એ–એહમદી હૈદરાબાદ | ૪—૦—૬ (વાર્ષિક) | લાઇબ્રેરી | પ્રાથમિક શાળા માટે |
| ૨ | નઝમ કે મોતી | મૌલ્વી ઈફ્તી આર હુસેન | નિઝામી પ્રેસ, મીરત | ૦—૧–૬ | એજન તથા ઇનામ | |
| ૩ | તઝકીર–એ–કુદરત | સૈયદ અબ્દુલ કાદર એમ. એ | મેકમીલન અને કંપની મુંબાઇ | ૦–૧૨–૦ | એજન એજન | |
| ૪ | ઈન્તીઝામ-એ–હુસેન | એન. એસ. કાઝી | કેશરીઆ પ્રિન્ટિંગ પ્રેસ અમદાવાદ | ૦–૧૦-૦ | એજન એજન | |
| ૫ | નામવરાંને સાયન્સ | અબ્દુલ મજીદ બી. એ. | મેકમીલન અને કંપની મુંબઈ | ૦–૧૦–૦ | એજન એજન | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૬ | હિકાયાત-એ-પંજાબ | સૈયદ અબ્દુલ કાદર એમ. એ. | મૅકમીલન અને કંપની મુંબઇ | ૧—૪—૦ | લાઇબ્રેરી | |
| ૭ | જહા-આરા-બેગમ | ઝેડ. એ. બારી બી. એ. | ગની-ઉલ-મતબા, દીલ્હી | ૦—૮—૦ | એજન તથા ઇનામ | |
| ૮ | અસબાકુલ અશીઆ | મહમદ હનીફ અનસારી | મુસ્તફાઈ પ્રેસ, મુંબઇ | ૦—પં—૦ | લાઇબ્રેરી | |
| ૯ | ઝબાની હિસાબ | એજન | એજન | ૦—૧—૬ | એજન | |
| ૧૦ | "ઉર્દુ" (મેગેઝીન) યાને (રીસાલા) | અંજુમન તરક્કી-એ-ઉર્દુ | ઔરંગાબાદ ડિ. નિ. | ૮—૦—૦ (વાર્ષિક) | એજન | પ્રાથમિક શાળા માટે |
| ૧૧ | કુમુશ-અલ-મશાહીર | નિઝામી બદાયુની | કિંગ્સ પ્રેસ, બરેલી | ૬—૦—૦ | એજન તથા ઇનામ | |
| ૧૨ | હયાતે જદીદ ગ્રન્થ. ૧-૩ | મિનહાજુદીન અને બરકતઅલી | ઇલેક્ટ્રિક પ્રિન્ટિંગ પ્રેસ, અમૃતસર | ૧—૪—૦ (દરેકના) | —એજન— | — — — |
| ૧૩ | ઝીના-એ-આસમાન | એજન | એજન | એજન | એજન | |
| ૧૪ | બહીર-એ-બલાગત | મહમદ કલંદર અલીખાન | કરીમી પ્રેસ, લાહોર | ૧—૪—૦ | લાઇબ્રેરી | |

૪

## ઇનામપત્રક.

### અમદાવાદ જિલ્લો.

| ગામ-તાલુકો. | ઇનામ વહેંચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| ગુંડાલ-તા. જિલ્લો અમદાવાદ | અત્રેની સ્કુલના નવા મકાનમાં વિદ્યાર્થીઓને પ્રથમ બેસાડવાનું થતાં તે પ્રસંગમાં ગામ લોકોએ | ૫૫-૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા |
| આંબલીઆળા-ધોળકા | મજકુર ગામના વતની મહૂંમ ગૃહસ્થ અધ્યારૂ નાથાલાલ રણછોડલાલનાં સ્વ-ર્ગવાસી પુત્રી અ. સૌ. વિજયકુંવરના સ્મરણાર્થે. | ૩૦-૦-૦ | સ્કુલ જમાડી |
| દાલોદ-વિરમગામ | અત્રેના વતની મહૂમગૃહસ્થ ઝાલા ડોસાજી બાવાજી | ૨-૦-૦ | પતાસાં વહેંચ્યાં |

### પંચમહાલ જિલ્લો.

| | | | |
|---|---|---|---|
| હરકુંડી-ગોધરા જી. પંચમહાલ | વાળંદ રણછોડ કાલુભાઈ | ૩-૦-૦ | ત્રણ માસ (એપ્રિલ, મે-જુન) પરણ બેસાડી. |
| બાહી ,, ,, | કુડાસણાના ઠાકોર સાહેબે સ્કૂલની વિઝિટ કરી તે વખતે (તા. ૧૬-૫-૨૫ના રોજ) | ૩-૦-૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને પતાસાં વહેંચ્યાં |

### ભરૂચ જિલ્લો.

| | | | |
|---|---|---|---|
| સજોદ-અંકલેશ્વર | અત્રેના વતની પટેલનાથાભાઇ દાજીભાઇએ | | નિશાળ જમાડી |
| ભરૂચ શહેર મ્યુ. | મિ. દારાશા રતનજી રેમાવાળા શેઠે | | તા. ૩૦મી એપ્રિલે વેજલપુરની કુંગાજી |

| ગામ-તાલુકો | ઇનામ વહેંચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| | | | મ્યુનિસિપલ ગર્લ્સ સ્કૂલમાં વિઝીટ કરી |
| | | ૧૨-૬-૦ | મીઠાઈ વહેંચી |
| ,, | ,, | ૨૧-૦-૦ | તા. ૨૫ મી જુને સફર ફુઇ કન્યાશાળાની વિઝીટ કરી મીઠાઈ વહેંચી. |

## ખેડા જિલ્લો.

| ગામ-તાલુકો | ઇનામ વહેંચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| મોજે મહોલેલ-નડિયાદ જિ. ખેડા | ઉત્તરમંડાના વતની વાળંદ છોટાભાઇ છગનભાઈ જાન લેઇ મજકુર ગામમાં આવેલા તેમણે | ૧૫-૦-૦ | કન્યાશાળામાં મિઠાઇ વહેંચી ત્યા પિત્તળના પ્યાલા કન્યાશાળાને |
| | | ૧૫૦-૦-૦ | ઘડીઆળ ભેટ આપ્યું. |
| (સારતાપુર-નડીઆદ) દગામડી. તા. આણંદ. | રહીશ સદ્‌ગૃહસ્થ પટેલ ઝવેર ભાઇ સખીદાસે | ૧૫-૦-૦ | શાળાના છોકરાઓને જમેનસીલ્વરના પ્યાલા નં. ૬૭ તથા પતાસાં વહેંચ્યાં. કન્યાશાળાની કન્યાઓને ઓઢણીઓ ગવનની અને જર્મનસીલ્વરના પ્યાલા તથા પતાસાં |
| હેરંજ-નડિયાદ ,, | પટેલ દેવજીભાઈ સામળભાઇ | | સ્કૂલના છોકરાઓને પતાસાં અને |

| ગામ-તાલુકો. | ઇનામ વહેંચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| | | ૩૫-૦-૦ | કન્યાઓને ગવન ની ઓઢણી તથા પતાસાં. |

## ખેડા જિલ્લો.

| ગામ-તાલુકો. | ઇનામ વહેંચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| ગામડી-આણંદ જિ. ખેડા. | પટેલ મથુરભાઇ બાબરભાઈ | ૪૫.૦.૦ | સ્કૂલના છોકરાઓને પિત્તળના પ્યાલા અને નં. ૧-૮ પતાસાં અને કન્યાઓને ઓઢણી નં. ૨૦ તથા પિત્તળના પ્યાલા અને પતાસાં વહેંચ્યાં. |
| ૫ળજ-બોરસદ ,, | પટેલ શંકરભાઇ દાજીભાઇ | ૧૦૦-૦-૦ | મુખ્ય સ્કૂલનાછોકરાઓને તથાકન્યાશાળાની કન્યાઓને જમાડયાં. |
| ,, ,, ,, | પટેલ નાથાભાઇ ગરબડદાસ | ૧૦૦.૦.૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળા જમાડી |
| તોરણીઆ-નડિયાદ ,, | પટેલ ભગવાનદાસ તળસીદાસ | ૧૧-૦-૦ | પોતાના દીકરાના લગ્ન પ્રસંગે નિશાળના વિધાર્થીઓને પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| મહુધા ,, ,, | ઓડના રહીશ દરજી હરિભાઇ જોઇતારામ. | ૩૫-૦-૦ | મહુધાની કન્યાશાળામાં બાળાઓને પિત્તળના પ્યાલા વહેંચ્યા |

| ગામ-તાલુકો. | ઈનામ વહેંચનારનું નામ | રકમ | હેતુ |
|---|---|---|---|
| | **ખેડા જિલ્લો.** | | |
| મહુધા-નડીઆદ.; | ગામ વસોના દરજી ભોગીલાલ કુલચંદે લગ્ન પ્રસંગે | ૩૫-૦-૦ | મહુધાની શાળામાં હાજર રહેલી બાળાઓને પિત્તળના પ્યાલાઓ વહેંચ્યા |
| સાસ્તાપુર-,, | ,, મોજેહેરંજ ત'. નડીઆદના રહીશ મદગૃહસ્થ પટેલ દેવ છીભાઇ શામળભાઈએ. | ૨૧ ૦-૦ | પિતળના પ્યાલા મજકુર સ્કૂલમાં વહેંચ્યા. |
| વડતાલ ,, ,, | અત્રેના વતની પગી મંગળ બેચરે | ૧૦૦-૦-૦ | વડતાલની નિશાળ જમાડી |
| | **સુરત જિલ્લો.** | | |
| ઢસ-ઓલપાડ જિ. સુરત. | સુરતના સમજ્જ મે. માધવલાલ સુનીલાલ કવીશ્વરે | ૫-૦-૦ | સ્કૂલના વિદ્યાર્થીઓને મીઠાઇ વહેંચી |
| મોજે વેસુ-ચોર્યાશી ,, | મુબઇવાળા અશી વજુદગોડ માહેમ પેસતનજી ડોગાભાઇ માસ્ટર (માસ્તુર) | ૩૦-૦-૦ | શાળોપયોગી પુસ્તકો વિદ્યાર્થીઓને બેટ આપવામાં આવ્યાં છે. |
| મોજે વેસુ-ચોર્યાશી ,, | ગામના સદ્‌ગૃહસ્થ મોની રામજી ગાંડા. | ૩-૪ ૦ | સ્કૂલનાં છોકરાંઓને પતાસાં વહેંચવામાં આવ્યાં. |
| ,, ,, ,, | બીજા એક ગામના કોળી કેશારામ જેરામ તરફથી | ૩-૦-૦ | પતાસાં સ્કૂલના છોકરાંઓને વહેંચવામાં આવ્યાં. |
| ભેમાશુ-ઓરપાડ | તા. ૩ જી જુને નામદાર શહેનશાહની જન્મ તારીખે ગામના લોકોએ. | ૧૫-૦-૦ | વિદ્યાર્થીઓને રાજગીત ગવરાવી તેમને મીઠાઇ વહેંચી |

——:o:——

# ધી વિક્ટોરિયા મેમોરિઅલ અંધશાળા.

## તારદેવ—મુંબઈ.

આ શાળા ૧૯૦૨ માં સ્થપાઈ છે.

ન્યાત જાત કે ધર્મનો ભેદ નહિ ગણતાં ગમે તે વિદ્યાર્થિને તેમાં દાખલ કરવામાં આવે છે. અને તે પોતાનો ધર્મ તેમાં રહીને પાળી શકે એવી ગોઠવણ કરવામાં આવી છે.

આ શાળામાં ફી લેવામાં આવતી નથી; તેમજ રહેવાની, ખાવાપીવાની, કપડાં લત્તાની તેમજ ભણવાનાં સાધનની અનુકૂળતા વિનામૂલ્યે કરી આપવામાં આવે છે; તેમ છતાં સારી સ્થિતિના વિદ્યાર્થીઓ યથાશક્તિ પોતાનો ફાળો આપી શકે છે. દાખલ થનાર વિદ્યાર્થીની તેમની આંખ સંબંધી દાક્તરી પરીક્ષા પ્રથમ કરવામાં આવે છે, અને આંખો સુધરી શકે તેમ નથીજ એવું નક્કી થાય છે તેમને અંધ-બાળકોને આપવાની અમુક શિક્ષણ પદ્ધતિ-અનુસાર શિક્ષણ આપવામાં આવે છે. તેમને લખતાં, વાંચતાં તેમજ ધંધા માટેની તાલીમ ઉપરાંત સામાન્યજ્ઞાન, નીતિની કેળવણી અને અંગકસરત વગેરે બાબતની પણ તાલીમ આપવામાં આવે છે.

આ શાળામાં ભણી ઉતર્યા પછી વિદ્યાર્થી સ્વતંત્ર ધંધો કરી શકે છે અને રૂા. ૨૦) થી રૂા. ૧૦૦) અને રૂા. ૧૫૦) સુધી પણ કમાઇ ને પોતાનો જીવનનિર્વાહ કરી શકે છે. ધંધાનાં સાધન મેળવવાની શક્તિ ન હોય તેમને તે બાબતમાં બની શકે તેટલી સહાય અપાવવા માટે પણ પુરતી કોશીશ કરવામાં આવે છે, અને ધંધો સ્વતંત્ર મળતાં વાર લાગે તેવાઓને માટે ધંધાને શરૂ કરવામાં તેમને મદદ મળે એવા આશયથી પરોપકારી ભાઈબ્હેનોએ આ શહેરમાં એક અંધ-ઉદ્યોગગૃહ પણ કાઢ્યું છે.

આંધળાઓ શીખી શકેજ નહિ—આંધળાઓ માટે બીજ સરજેલી છે-એવી માન્યતા આ શાળાએ ખોટી પાડી છે. અનેક વિદ્વાનોએ આ શાળા માટે સંતોષ જાહેર કર્યો છે. આવાં આંધળાં, અપંગ અને નિરાધાર બાળકોને સહાય કરવાને કોને મન ન થાય ? દરેક પરગજુ સ્વભાવના ભાઈ બ્હેનને આવાં નિરાધાર અને કમનસીબ બાળકોને તેમની જ્ઞાનપ્રાપ્તિના અને જીવનનિર્વાહના પ્રયાસોમાં યથાશક્તિ મદદ કરવા અમે વિનતિ કરીએ છીએ.

અંધશિક્ષણ સંબંધી અથવા આ સંસ્થા સંબંધી કોઇ પણ પ્રકારની માહિતી માટે નીચેના સરનામે પૂછાવો.

(સહી) હરિપ્રસાદ ડાહ્યાભાઇ છત્રપતિ
પ્રિન્સિપલ,
ધી વિક્ટોરિયા મેમોરિઅલ અંધશાળા,
તારદેવ—મુંબઈ.

# બ્રિટિશ સામ્રાજ્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.

કિંમત રૂ ૧—૮—૦

કર્તાઃ

જી. ઍન્ડર્સન, એમ. એ.

અને

ઈ. માર્સ્ડન, બી. એ., એફ. આર. જી. એસ.

હિંદુસ્તાનના ભાષાન્તરકર્તાઃ

રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ.



મુંબઈ સરકારે સ્કૂલ ફાઇનલ પરીક્ષા માટે નક્કી કરેલો ઇતિહાસનો અભ્યાસક્રમ આ ગ્રન્થના રચનારાઓને માર્ગસૂચક થયો છે. ઇંગ્લંડના ઇતિહાસ સાથે સંબંધ ધરાવતાં પ્રકરણો માટે મુખ્યત્વે કરીને મિ० ઍન્ડર્સન જવાબદાર છે અને જે પ્રકરણો હિંદુસ્તાનના ઇતિહાસને લગતાં છે અને જેમાં બ્રિટિશ રાજ્યમાં થયેલી હિંદુસ્તાનની વૃદ્ધિનું તેમજ બ્રિટિશ હિંદુસ્તાનના હાલના રાજ્યતન્ત્રનું વર્ણન કરવામાં આવ્યું છે, તેને માટે મિ० માર્સ્ડન જવાબદાર છે.

---

Short History of the British Empire. By G. Anderson, M. A. and E. Marsden, Rs. 1-8. Gujrati Edition.

મૅકમિલન ઍન્ડ કંપની લિમિટેડ, મુંબઈ.

## સૂચના

૧. આ માસિકમાં છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતાપણું હોવું જોઈએ એમ વાચકોએ માનવું નહિ

૨. આ પત્ર સબંધી લખાણ 'મેનેજર, ગુજરાત શાળાપત્ર, અમદાવાદ' એ સિરનામે કરવું છાપવા માટેનું લખાણ કાગળની એકજ બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો તે છપાશે, નહિ પસંદ કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો પાછા મોકલવામાં આવશે નહિ.

૩. લેખકને ઉત્તેજન-વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપ્યાથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ ૧) સુધી આપવામાં આવશે ચર્ચાપત્ર માટે કંઈ પણ આપવામાં આવશે નહિ

૪. લવાજમ-વરસ એકનો રૂ. ૧-૮-૦(ટપાલ ખર્ચ સાથે)અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦, છુટક અંકના રૂ. ૦-૨-૬,ટપાલ ખર્ચ જુદુ).

શાળાપત્રનું વરસ જાન્યુઆરીથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમા જે ગ્રાહક બધ થવા માગતા હશે અથવા નવા થવા માગતા હશે, તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાનીજ છુટક અંક લેખે કિમત લેવામાં આવશે

૫ મનિઑર્ડર-કુપન પર ગામ કે શહેરનું ઠેકાણુ સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળા પત્ર ઑફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર પણ લખવો

૬. જાહેરખબરના દર—

| મુદત | એકપાન | અડધું પાન | પા પાન. |
|---|---|---|---|
| આખુ વર્ષ | રૂ ૧૦૦) | રૂ. ૬૦) | રૂ ૪૦) |
| ૭ માસ | રૂ. ૬૦) | રૂ. ૪૦) | રૂ ૩૦) |
| ત્રણ માસ | રૂ. ૪૦) | રૂ ૩૦) | રૂ. ૨૦) |

નાણાં અગાઉથી લેવામાં આવશે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૭. શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મજુર કરેલીજ હોય એમ હમેશ હોતુ નથી માટે દરેકને મજુર કરેલી ચોપડી ગણવી નહિ

તંત્રી

Registered No. B. 43

પુસ્તક ૬૪ મું ] [ અંક ૮

# Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર

ઑગસ્ટ, સને ૧૯૨૫.

કેળવણીખાતાના હુકમથી
તંત્રી અને પ્રકાશક ( જાન્યુઆરિ ૧૯૨૪ થી)
કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M.Ed, I.E.S.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



સૂર્યપ્રકાશ પ્રિં૦ પ્રેસમા, મુળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યુ—
ઠેકાણું—કાળુપુર ટંકશાળ—અમદાવાદ

## અનુક્રમણિકા.



---

## નીચેનાં પુસ્તકો આભાર સાથે સ્વીકારવામાં આવ્યાં છે.

| પુસ્તકનું નામ | લેખક અને પ્રકાશકનું નામ | કિંમત |
|---|---|---|
| સૌભાગ્યવતીનું સંસાર ચિત્ર | મિ કહાનજી ધર્મસિંહ રાજકોટ, કાઠિયાવાડ<br>મિ નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ | ૦-૧૨-૦ |
| ટાઢીયો તાવ અને તે નાબુદ કરવાની યોજના | ( મિ દાદાભાઈ ખરશેદજી તલાટી આરોગ્યરક્ષણ અધિકારી )<br>વડોદરા રાજ્ય | ૦—૨-૦ |
| સ્ત્રી અને બાલ સંરક્ષણ સંસ્થાનો પહેલો વાર્ષિક રિપોર્ટ | શ્રીમહારાણી ચીમનાબાઈ, વડોદરા | |
| બાલ સંરક્ષણ સપ્તાહ-વડોદરા તા ૧-૨-૨૫ થી તા ૫-૨-૨૫ સુધી | ડૉ ડી સી તલાટી, ઑન સેક્રેટરી વડોદરા | |
| હિંદુસ્થાનમાં માતાઓ અને બાળકોના રક્ષણનો પ્રશ્ન પત્રિકા નં ૧ | મિ દા ખ તલાટી વડોદરા<br>ભાષાન્તર કરનાર મિ રતિપતિરામ ઉ પંડ્યા બી એ. | |
| બાળકોમાં અકાળ મૃત્યુના કેટલાક કારણો પત્રિકા નં, ૨ | મિ રતિપતિરામ ઉ પંડ્યા બી એ | |



કૉલેજના પ્રિન્સિપલની જગાએ નીમાયા હતા. છેલ્લી જગાએ, તેઓ લાગલાગટ બાર વર્ષ સુધી રહ્યા હતા, અને તે દરમિઆન તેમણે આ પત્રના તંત્રી તરીકે કામ કર્યું હતુ. તેઓ પ્રિન્સિપલ હતા તે દરમિઆન થોડોક વખત ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે પણ તેમની નીમણૂક થઈ હતી. એટલે ખાતાની ઉંચામાં ઉંચી પાયરીએ તેઓ પહોંચી શક્યા હતા. નોકરીમાંથી નિવૃત્ત થયા પૂર્વે તેમણે ખાતાને કરેલી સેવાની કદર કરી સરકારે તેમને રાવ બહાદુરનો ખિતાબ આપ્યો હતો. આ બધી પદવી તથા માન તેઓ મુખ્યત્વે કરીને પોતાની શુદ્ધ કર્તવ્યપરાયણતા અને અથાગ ઉદ્યોગને લીધે મેળવી શક્યા હતા. આ બે ગુણો જ મર્હુમના જીવનમાંથી આપણે લઈ શકીએ તો શિક્ષક તરીકેના આપણા જીવનના સાફલ્ય માટે તે બસ થશે. માટે શિક્ષકબન્ધુઓને અમારી ભલામણ છે કે એમના જીવનનો સાર ગ્રહી એ બે ગુણો મેળવવા સતત પ્રયત્ન કરવો. એમ કર્યાથી આપણે આપણો સ્વાર્થ તેમજ પરમાર્થ સાધી શકીશું.

મર્હુમની પ્રવૃત્તિ નોકરીના કાર્યક્ષેત્રમાંજ પરિમિત થઈ રહેલી ન હતી. તેમણે મુમ્બઈ યુનિવર્સિટિના સરકારનિયુક્ત ફેલો તરીકે અને મુંબઈ, પંજાબ, અલ્લાહાબાદ, બનારસ અને પટણા યુનિવર્સિટિઓની વાર્ષિક પરીક્ષાઓમાં સંસ્કૃત પરીક્ષક તરીકે આશરે ૧૫ વર્ષ પર્યન્ત કામ કર્યું હતું. વળી તેમણે "ઇંગ્લંડનો ટુંકો ઇતિહાસ" (અંગ્રેજીમાં), "કર્તવ્ય" (સ્માઈલ્સકૃત 'ડયુટી'નું ભાષાન્તર), "શાઙ્કરભાષ્યનો અનુવાદ", "સંસ્કૃત શિક્ષિકા", "ગુજરાતી ભાષાનાં "લઘુ વ્યાકરણ" "મધ્યમ વ્યાકરણ" અને "બૃહદ્ વ્યાકરણ","શિક્ષણ શાસ્ત્રનાં મૂળતત્ત્વો", "ત્રિવેદિ-વાચનમાળા" ઇત્યાદિ શાળોપયોગી પુસ્તકો રચવામાં પણ પોતાની ફુરસદનો સદુપયોગ કર્યો હતો. આ ઉપરાંત અનેક પ્રસંગે સાહિત્ય, શિક્ષણ વગેરે

વિષય સંબંધી ભાષણો આપીને તથા ચર્ચાત્મક લેખો લખીને તેમણે ગુર્જર સાહિત્યની અમૂલ્ય સેવા કરી હતી. વળી ગયે વર્ષે ભાવનગરમાં મળેલી "સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ"ના પ્રમુખ તરીકે પણ તેમણે ગુજરાતી સાહિત્યની અતુલ સેવા કરી હતી.

કાશીના પંડિતોએ પણ તેમની પંડિતાઇની યોગ્ય ગણના કરીને તેમને "વિદ્યાભૂષણ"ની પદવી આપી હતી.

આ પત્રના તંત્રી તરીકે તેમણે ગુજરાતી ભાષા તથા વ્યાકરણની ખાસ કરેલી સેવાનો પુરેપુરો ખ્યાલ તેમણે પોતેજ તેમના તંત્રીપણાને અંતે સને ૧૯૧૪ ના એપ્રિલ માસના શાળાપત્રમાં "કર્તવ્યની સમાપ્તિ"ના મથાળા નીચે આપ્યો હતો એટલે એ વિષે અમે વધુ લખવાની જરૂર જેતા નથી. અમે અત્રે એટલુંજ કહીશું કે એ ક્ષેત્રમાં તેમણે કરેલી સેવા ખરેખર અપૂર્વજ હતી.

છેવટ, આ દુઃખમય પ્રસંગે અમે મર્હુમના કુટુંબ સાથે અમારી સહાનુભૂતિ દર્શાવીએ છીએ અને પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે તે મર્હુમના આત્માને પરમ શાન્તિ આપે!!!

---

# શારીરિક વિકાસનું શાળાઓમાં સ્થાન

કેળવણીના એક આવશ્યક અંગ તરીકે શારીરિક કેળવણીનો તો હવે સર્વત્ર સ્વીકાર થયો છે, અને તેની અગત્ય પણ શિક્ષકો અને પ્રજા સમજવા લાગ્યાં છે, એટલે હવે તે વિષે કશું કહેવાનું હોયજ નહિ. દરેક શાળામાં એક યા બીજે રૂપે બાળકોની શારીરિક કેળવણી ઉપર થોડે ઘણે અંશે લક્ષ અપાય છેજ. કેટલીક શાળાઓમાં કસરત શાળાઓ હોય છે. કેટલીકમાં કસરત માટે ખાસ શિક્ષકો હોય છે. તે ઉપરાંત અંગ્રેજી કૉલેજો અને હાઈસ્કૂલોમાં ક્રિકેટ, ફૂટબોલ, હોકી, ટેનિસ વગેરે રમતો રમાડવાની ગોઠવણ કરવામાં આવે છે. લગભગ બધી શાળાઓમાં ડ્રિલ કરાવવામાં આવે છે, અને પ્રાથમિક શાળાઓમાં તો ડ્રિલ તથા રમત ઉપરાંત કસરત ઉપર પણ થોડું ધ્યાન અપાય છે.

શારીરિક કેળવણીનાં જુદાં જુદાં પ્રચલિત સ્વરૂપોને નીચે મુજબ મુખ્ય ૭ વિભાગમાં વહેંચી નાખીશું.

૧ અંગબળવર્ધક કસરતો.—ડબલબાર, સિંગલબાર મલખમ, કુસ્તી વગેરે. અખાડામાં કે કસરત શાળામાં કરવામાં આવતી કસરતો. આ કસરતો શરીરના જુદા જુદા સ્નાયુઓને મોટા કરે છે. માટે તેમને સ્નાયુવર્ધક કસરતો કહીશું.

૨ ઘરની અંદર ધ્યાન એકાગ્ર કરીને કરવાની કસરતો.—મગદળ, ડંબેલ્સ વગેરે સાધનોથી, અથવા દંડ, બેઠક વગેરે ક્રિયાઓથી. સેન્ડો, મેક ફાડન, મુલર વિગેરેની પદ્ધતિ મુજબ સ્નાયુઓ ઉપર માનસિક એકાગ્રતાથી અસર ઉપજાવનાર કસરતો પણ આ વર્ગમાં આવી શકે.

૩ પ્રવીણતાની અજમાયશ માટેની—ઉંચુ કુદવું, લાંબુ કુદવું, દોડવું, દોરડાં ખેંચવાં વગેરે હરીફાઈ માટે, મેળાવડા માટે કે પ્રદર્શન માટેની કસરતો.

૪ વ્યવસ્થિત ટુકડીઓની હરીફાઈની રમતો—ક્રિકેટ, ફૂટબોલ, હોકી વગેરે

૫ દેશી રમતો—ચકભિલ્લુ, આટાપાટા, હુતુતુ લંગડી વગેરે.

૬ ડ્રિલ—વ્યવસ્થા માટે, તાલીમ માટે, નૃત્ય કરવા માટે, સ્કાઉટ કેળવણી માટેની અને આરોગ્યવર્ધક.

આ બધાના ગુણદોષ તપાસતાં પહેલાં વ્યાવહારિક અને કાર્યસાધક દૃષ્ટિથી આપણાં બાળકોને શાળામાં કેવા પ્રકારની શારીરિક કેળવણી આપી શકાય અને કેવા પ્રકારની કેળવણીની તેમને ખાસ જરૂર છે તે ઉપર થોડોક વિચાર કરીશું

બાળકોની શારીરિક કેળવણીનો પ્રશ્ન, આપણે કેળવણીશાસ્ત્ર, શરીરશાસ્ત્ર અને આરોગ્યશાસ્ત્ર એ ત્રણે એક બીજા ઉપર કેવી રીતે અને કેટલી અસર કરે છે તે ધ્યાનમાં રાખીને ઉકેલવાનો છે. અમુક પ્રકારની કસરતનો દાવ શરીરની રચનાત્મક ક્રિયા ઉપરથી સીધી કે આડકતરી અસર કરશે અથવા શરીરની અંદર અમુક પ્રકારની અસર ઉત્પન્ન કરવા કેવા પ્રકારની કસરત કરવી જોઈએ એ બાબત ઉપર એટલે ઉપરનાં ત્રણ શાસ્ત્રોના પરસ્પરના સંબંધ ઉપર આપણે દૃષ્ટિ રાખવી પડશે. એ રીતે જોતાં તો ફક્ત પહેલવાનો, કુસ્તીબાજો કે મોટા સ્નાયુઓ વાળા મલ્લો બનાવવાનો આપણો હેતુ ન હોવો જોઈએ. આરોગ્ય અને શરીર શાસ્ત્રોના નિયમોને અનુસરીને તો શારીરિક કેળવણીનો હેતુ એવો હોવો જોઈએ કે તે **શરીરની મંડન ક્રિયાને જેમ બને તેમ વધુ સંપૂર્ણ, ખંડન ક્રિયાને વધુ ધીમી, અને જીવનને વધુ જુસ્સાદાર બનાવે અને મરણને જેમ બને તેમ વધુ દૂર લઈ જાય.** આને માટે એવાં સાધનોનો ઉપયોગ કરવો જોઈએ કે જે શરીરને સંપૂર્ણ તંદુરસ્ત હાલતમાં રાખે, શરીરના બંધારણને મજબૂત બનાવે અને શરીરની રચનાને સુધારે. આટલા માટે **શારીરિક વિકાસ એટલે ફક્ત સ્નાયુઓની કેળવણીજ સમજવાની નથી.** પણ તેમાં તો શરીરની અંદરની જુદી જુદી રચનાત્મક ક્રિયાઓનું યોગ્ય પોષણ કરે તેવી અને જીવનને વિશ્રાન્તિજનક થઈ પડે તેવી હીલચાલોનો સમાવેશ થાય છે.

તંદુરસ્તીનું આવું ઊંચું ધોરણ આપણે સ્વીકારીએ તો પછી શારીરિક કેળવણીનો એવો પ્રકાર આપણે શાળાઓ માટે પસંદ કરવો જોઈએ કે જે દરેકે દરેક બાળકને પોતાના જીવનનાં કર્તવ્યો જુસ્સાથી વિજય સહિત બજાવવાને જેટલી બને તેટલી સંપૂર્ણ રીતે લાયક બનાવે, અને જે પ્રકારથી દરેક બાળકની શારીરિક શક્તિઓનો સંભાળપૂર્વક અને સર્વદેશીય વિકાસ થશે એવી આપણને ખાતરી રહે.

આટલા વિવેચન પછી સહજ સમજાશે કે સ્નાયુવર્ધક કસરતો આપણી શાળાઓ માટે ઘણી ઉપયોગી અને કાર્ય સાધક થઈ પડે નહિ, કારણ—

(૧) તે શાળાનાં બધાં બાળકોને આપવાની જોગવાઈ કરી શકાય નહિ. તેનો લાભ તો ફક્ત થોડાજ લઈ શકે. અને આપણો હેતુ કાંઈ પ્રદર્શન માટે થોડાક કસરતબાજો કે વાર્ષિક મેળાવડા માટે ચૂંટી કાટેલી કસરતી જવાનોની ટુકડી તૈયાર કરવાનો નથી પણ શાળાના દરેક દરેક વિદ્યાર્થીનો શારીરિક વિકાસ સાધવાનો છે.

(૨) સ્નાયુવર્ધક કસરતોમાં ફક્ત સ્નાયુઓનેજ મોટા બનાવવામાં, અમુક અમુક સ્નાયુઓને કેળવવામાં અને શરીરની અમુક શક્તિઓ વધારવામાંજ લક્ષ અપાય છે. હવે ઉપર કહ્યુ તેમ શારીરિક વિકાસ કાંઈ સ્નાયુઓની કેળવણીમાંજ સમાઈ જતો નથી. આપણેતો મોટા સ્નાયુઓ નહિ પણ મજબૂત સ્નાયુઓ જોઈએ છે કે જે શરીરની ક્રિયાઓમા મદદ કરે અને ઇચ્છાશક્તિના હુકમ મુજબ તત્કાળ કામ કરે. એટલે સાધારણ બાળકને મલ્લો, મોટર અટકાવનારા, છાતીપર પત્થરો ભાગનાર, ભારે વજન ઉપાડનારા કે સાંકળો તોડનારા પહેલવાનોની કેળવણી (જે જે ઘણુંખરૂં અહંભાવ વધારે છે તે) ની જરૂર નથી પણ તેને તો એવી કેળવણીની જરૂર છે કે જે તેને પાતળો (ભારે શરીરવાળો નહિ), મોહક, સૌંદર્યવાન, તેજસ્વી આંખોવાળો, ચપળ, ટટાર, મગજ હીલચાલ વાળો, આનંદી જુસ્સાવાળો, ભાવનાશીલ, પોતાની જાત ઉપર કાબુવાળો, સાથીઓ તરફ પ્રેમવાળો અને મગજની સ્ફૂર્તી પ્રમાણે તાત્કાળિક કામ કરનાર બનાવે

(૩) આપણે તો આપણા ધ્યેય મુજબ દરેક બાળકના મગજ અને જ્ઞાનતંતુઓને એવી રીતે કેળવવાં છે કે તેમનો સ્નાયુઓ ઉપર અને શરીરની દરેક હીલચાલ ઉપર સંપૂર્ણ કાબુ રહે. સ્નાયુઓના બળ કરતાં જ્ઞાનતંતુઓનું બળ અને મનની મજબુતી ઉપર આપણે વધારે લક્ષ આપવાનું છે, કે જેથી બુદ્ધિ, લાગણી અને ઇચ્છાશક્તિ વધુ જુસ્સાદાર બને. અખાડાની કસરતમાં આ થોડેક જ અંશે સાધી શકાય છે. કારણ કસરતમાં પોતાને પોતાની મેળે કામ કરવાનું હોવાથી સ્નાયુઓ જ કેળવાય છે. કારણ કસરત સ્વલક્ષી છે. એથી ઉલટું. ડ્રિલમાં સામા માણસના હુકમ એકદમ સમજી જઈને મગજને ચપળતાથી જ્ઞાન-

તંતુઓ મારફતે તાત્કાળિક ઝડપથી કામ કરવાનું હોવાથી મગજ અને જ્ઞાનતંતુઓનો સ્નાયુઓ અને શરીરની હીલચાલો ઉપર કાબુ જામે છે અને મગજ અને જ્ઞાનતંતુઓ કેળવાઈ મજબુત થાય છે. આમ સ્નાયુ- ઓની કેળવણી ડ્રિલમાં પરલક્ષી બને છે.

આ રીતે જોતાં અખાડાની કસરતો તથા સેન્ડો વગેરેની પદ્ધતિ અનુસારની કસરતો આપણી શાળાઓમાં આપણા આદર્શને અનુકૂળ થઈ પડે નહિ. આપણે તો વધુ મોટી સંખ્યાને વધારેમાં વધારે લાભદાયક થાય એવી રીતે શારીરિક વિકાસ સાધવો છે. આપણો હેતુ સાથે સાથે પ્રેરણા, વ્યવસ્થા, કલ્પના, જુસ્સો અને ભાવના પૂરી પાડવાનો પણ છે. અખાડાની કસરતોની જરૂર છે. પણ તે શાળાઓમાં નહિ પણ શાળા- ઓથી સ્વતંત્ર જ વિદ્યાર્થીઓને તેમાં રસ પડે અને જે તેમાં ભાગ લઈ શકે તેમને માટે શાળાઓ માટેનો આપણો આદર્શ તો વધારે ઉંચો છે તે અખાડાઓથી પૂરો નહિ પડે. ક્રિકેટ વગેરેમાં પણ શાળાના દરેક વિદ્યાર્થી માટે ગોઠવણ થવી મુશ્કેલ છે. વળી તે પ્રાથમિક શાળાઓ માટે ઘણી ખર્ચાળ થઈ પડે માટે તે પણ આપણે આપણી ગણતરીમાંથી બાતલ કરી નાખીશું. પ્રવીણતા માટેની અજમાયશો પણ મેળાવડા, પ્રદર્શન માટે જ ઠીક થઈ પડે. એટલે આ પ્રમાણે જોતાં શાળાઓ માટે તો દેશી બીન ખર્ચાળ રમતો અને ડ્રિલ-ખાસ કરીને-કૂચ કરવાની અને આરોગ્યવર્ધક જ વધુ અનુકૂળ અને કાર્યસાધક થઈ પડે એમ છે.

રમતો બાળકો માટે તદ્દન સ્વાભાવિક કસરત પૂરી પાડે છે. નાની ઉમરનાં એટલે ૭ વર્ષની અંદરનાં બાળકોનાં અંગને તો જરૂરી બધી કસરત રમતોમાંથી જ મળી રહે છે. રમતોમાં તેમના શરીરના દરેક ભાગને પરોક્ષ રીતે આનંદ સાથે જોઈતો વ્યાયામ મળે છે એટલે ૭ વર્ષ સુધી તો બાળકને બીજી કોઈ પણ પ્રકારની કસરતની જરૂર નથી. પણ પછી જ્યારે બાળકને શાળામાં મૂકવામાં આવે છે ત્યારે તેના છૂટથી હરવા ફરવાના અને રમવાના સમય ઉપર કાંઇક અંકુશ પડે છે તેનાથી પડતી ખોટના બદલા તરીકે શાળામાં રમત અને ડ્રિલની જરૂર બાળકને છે. તે રમત અને ડ્રિલ એવા પ્રકારની જોઈએ કે તેથી શાળાના ભણવાના વખતની પડતી ખોટ બરાબર પૂરાઈ રહે, નહિ તો તેના શારીરિક વિકાસ- માં એટલી અપૂર્ણતા રહેવા સંભવ રહે છે. બાળકોનાં અવયવો કુમળા

તેનો અભ્યાસક્રમ વિદ્યાપીઠોએ ઘડેલો છે. તે કૉલેજમાંથી પાસ થએલા ગ્રેન્યુએટોને ખાસ શિક્ષક તરીકે તાલીમ મળે છે. અને આવા તાલીમ પામેલા શિક્ષકોજ ત્યાંની શાળાઓમાં શારીરિક કેળવણી આપે છે.

અમેરીકામાં તો આ આરોગ્યવર્ધક ડ્રિલની સેંકડો ખાનગી વર્ગો દરેક ઉંમરનાં સ્ત્રી પુરૂષો માટે ચાલે છે. એક વર્ગમાં તો મોટામાં મોટો ગૃહસ્થ ૮૪ વર્ષનો અને નાનામાં નાનો ૬૦ વર્ષનો હતો. કેટલાક વર્ગો તો રેડીઓ ( તાર વગરના સંદેશા ફેલાવનાર યંત્ર ) મારફતે ગામે ગામ ચાલે છે. વર્ગશિક્ષક પોતાની સૂચનાઓ તથા હુકમો તાર મારફતે આપે છે. તે બધા શિષ્યો ઝીલે છે. સાથે ફોનોગ્રાફની થાળી સંગીત સાથે ચાલે છે અને તે થાળીઓપર ડ્રિલના હુકમો અને નંબરો પણ ઉતારેલા હોય છે. દરેક શિષ્ય પાસે ચિત્રોની ચોપડી હોય છે, તે તે જોતો જાય છે અને સૂચના મુજબ ક્રિયાઓ કરતો જાય છે.

આપણી મુંબઈની સરકારે પણ હાલમાં આ બાબત લક્ષપર લીધી છે. અને મી. વેબર નામના અમેરીકન જેણે આ બાબતનો ખાસ અભ્યાસ કરેલો છે તેમને થોડા વખત માટે શારીરિક વિકાસ ખાતાના ડિરેક્ટર નીમ્યા છે. અને તે આ જાતની ડ્રિલનું શિક્ષણ આપણા ઇલાકામાં ફેલાવવા માટે પ્રયાસ કરી રહ્યા છે.

શારીરિક કેળવણીના શિક્ષકને શરીરરચના, શરીરશાસ્ત્ર, વ્યક્તિગત અને સામાજિક આરોગ્ય શાસ્ત્ર, શાળાનું આરોગ્ય, શરીરશાસ્ત્ર અને કસરતનો સંબંધ, આરોગ્ય શાસ્ત્ર અને શરીર શાસ્ત્રનો સંબંધ, મન અને શરીરના વિકાસનો સંબંધ વગેરે બાબતોના અભ્યાસની ખાસ જરૂર છે. અમુક કસરતની ક્રિયાની શરીરની અંદરની ક્રિયા ઉપરથી અસર થાય છે. તે તેણે બરોબર સમજવું જોઈએ. વળી શિક્ષણશાસ્ત્રના સામાન્ય નિયમો ( સહેલાપરથી અઘરાપર—સાદા ઉપરથી મિશ્રપર—જાણીતા પરથી અજાણ્યા પર ) શારીરિક કેળવણીમાં પણ લાગુ પડે છે તે શિક્ષકની ધ્યાન બહાર ન હોવું જોઈએ.

આ આરોગ્યવર્ધક ડ્રિલનો ક્રમ આપ્યા પહેલાં તે વિષે થોડુંક સામાન્ય વિવેચન અસ્થાને નહિ ગણાય. યાદ રાખવું કે બાળકોને રમત અને ડ્રિલ બન્નેની જરૂર છે. શરૂઆતમાં સહેજ કૂચ કરાવવી કે જેથી બાળકોમાં ચપળતા અને ગરમી આવે અને લોહી ફરતું થાય. પછી તેમને થોડીકવાર રમતો રમાડવી. અને પછી આરોગ્યવર્ધક ડ્રિલ આપવી. પ્રાથમિક

શાળાઓમાં અઠવાડીઆમાં ઓછામાં ઓછી ત્રણ વખત ડ્રિલ થવી જોઈએ. દર વખતે અરધા કલાકથી વધુ વખત લેવો ન જોઈએ. પાંચ મિનિટ કૂચ કરાવવી પછી પંદર મિનિટ રમતો રમાડવી અને દસ મિનિટને આસરે ડ્રિલ આપવી ઠીક પડશે.

ડ્રિલના દાવમાં તેમજ રમતમાં બાળકોને હમેશાં સંપૂર્ણ આનંદ પડવો જોઈએ. સરળતાથી હીલચાલ થાય, ઉમંગ અને ઉત્સાહનો વધારો થાય અને બાળકો ઉંચા જેતા–વધતા–લાગે, તાજા થતા લાગે અને તેમની સ્થિતિસ્થાપકતા વધે ત્યારેજ આ ડ્રિલનો પૂરેપૂરો લાભ મળે. શારીરિક કેળવણીમાં ખાસ જરૂરનું એ છે કે બાળકોને તેમાં રસ પડવો જોઈએ. સરળ હીલચાલો અને આનંદની લાગણી એ શારીરિક કેળવણીમાં અગત્યની બાબતો છે. આ કેળવણીથી શારીરિક જુસ્સો અને ચૈતન્ય વધતાં જવાં જોઈએ અને માનસિક, નૈતિક અને સામાજિક લાગણીઓને જાગ્રત કરવામાં તેણે કાંઈક હિસ્સો આપવો જોઈએ.

ડ્રિલમાં સહેલા દાવ પહેલા લેવા. પછી હળવે હળવે અઘરા લેવા. સાદી હીલચાલોથી શરૂ કરીને જેમ જેમ બાળકો મોટાં થાય (તેમનાં મગજો ગુંચવણ ભરેલી બાબતો ગ્રહણ કરી શકે તેવાં થાય) તેમ વધારે મિશ્ર ક્રિયાઓ કરાવવી. શિક્ષકે ધ્યાનમાં રાખવું કે ફાયદો મેળવવા અર્થે ડ્રિલના દાવ જુસ્સાથી કરવા જોઈએ. પાંચ મિનિટની જુસ્સાદાર કસરત વીસ મિનિટની મન વગરની કસરત કરતાં વધુ ફળદાયક છે. સ્નાયુઓની હીલચાલ સરળ થાય માટે વધારાનાં કપડાં બધાં ઉતારી નાખો. હીલચાલો કુદરતી, જુસ્સાબંધ, ફળદાયક અને નિર્દોષ (સૃજનક્રિયા, લોહીનું ફરવું, પોષણક્રિયા કે જ્ઞાનતંતુના કામને નુકશાન ન કરે તેવી) જોઈએ.

શારીરિક આરોગ્ય માટે પહેલી જરૂરની બાબત ઉભા રહેવાની ખરી ઢબ છે. પગની પાનીઓ બને સાથે ભેગી, (બંને પાનીઓ ભેગી રહેવાથી પગનો વાંક જળવાય અને કુદરતી રીતે શરીરનું વજન બહારની કોરો ઉપર પડે) ઘૂંટણ સીધા, કમર ટટાર, પેઠું અંદર એંચેલું, છાતી ઉંચી (બહાર પડતી નહિ), બરડો સીધો,માથું ઉંચું, નજર સામે, ખભા પાછળ પડતા (કાનની પાછળ લીટીમાં), એ મુજબ ઉભા રહેવાની ઢબ એ આરોગ્ય માટે બહુજ જરૂરની છે. શરીરના દરેક ભાગ કુદરતી સ્થિતિમાં ઢીલા (તંગ નહિ) રહેવા જોઈએ. ડ્રીલનો દાવ એકદમ જુસ્સાથી કરી તુરત પાછા ઢીલા થઈ જવું, પગની પાનીની બહારની કોરોપર ભાર

પડવો જોઈએ. અંદરની કોરો આછી જમીનને અડકતી રહે. હીલચાલ કરતી વખતે શરીરનો બધો ભાર બને તેટલો પગનાં આગલાં ટેરવાં પરજ નાખવો. હમેશાં ઉંચા ઊભા રહેવા પ્રયત્ન કરવો. હીલચાલોમાં પણ જાણે ઉંચા કુદતા હોઈએ, ઉંચા વધતા હોઈએ–ઉંચા ઉડતા હોઈએ એવોજ ખ્યાલ રાખીને કામ કરવું. મન હમેશાં પ્રફુલ્લિત રહેવું જોઈએ. ઢીલા, ઉંચા પ્રફુલ્લિત, જુસ્સાબંધ એ આ ડ્રિલની ખાસ ચાવીઓ છે.

દાવના હુકમો ટુંકા અને મુદ્દાસર જોઈએ. તેના બે ભાગ પાડવા. પહેલો શરૂઆતનો–તૈયારી માટે, હળવેથી પૂરા અવાજથી, લંબાવીને બોલવો, પછી સહજ અટકવું અને પછી બીજો–અમલનો, ઝડપથી ચડતા મોટા અવાજથી ઝપાટાબંધ ચપળતાથી બોલવો. સૌથી નીચા છોકરાને જમણી બાજુએ પહેલો ઊભો રાખવો, કે જેથી પાછળના ઉંચા છોકરાઓ તેની ક્રિયા જોઈ શકે અને તે નીચા છોકરાનાં પગલાં મુજબ બધા પગલાં ભરીને ચાલી શકે. નાનાની ઝડપનું અનુકરણ બધા સહેલાઈથી કરી શકે માટે તે નાનો છોકરો બધાને દોરનાર થાય તે ઠીક પડે. દરેક બાળક પોતાની જમણી તરફના પોતાથી નીચા બાળકને જોઈને જગા લે. હીલચાલની સમાપ્તિ પર બરાબર ધ્યાન રાખવું કે તે ક્રિયા યોગ્ય રીતે થઈ છે કે નહિ. દાવ કરતા હોય ત્યારે બાળકોની ઊભા રહેવાની ઢબ બરાબર જળવાય છે કે નહિ તે લક્ષમાં રાખવું. આરોગ્યવર્ધક થવા માટે બધી હીલચાલો તાલબંધ થવી જોઈએ.

ડ્રિલના સાધારણ રીતે ચાર દાવ પાડવામાં આવે છે. હાથનો દાવ, પગનો દાવ, પેટનો દાવ અને તાલબંધ પગ પાડવાનો દાવ. આ ચાર મુખ્ય ભાગ છે. ગળાના કે છાતીના દાવમાં જો ખાસ કોઈ વિદ્યાર્થીને સુધારણાની જરૂર હોય તો તેને જ આપવા. બાકીના બીજા ભાગો આ ચારમાં સમાઈ જાય છે. નાના ભાગોની કસરત તો લખવા, વાંચવા, તથા સાધારણ કામમાં બાળકોને ઘણી મળે છે. આવી રીતે ચાર ચાર દાવના ક્રમિક સટ બનાવવામાં આવે છે. પહેલો સટ તદ્દન સાદો, બીજો એથી જરા વધુ હીલચાલ વાળો એમ ગોઠવી શકાય. દરેક ચાર દાવને અંતે શ્વાસ લેવાનો એક દાવ હમેશાં કસરતને અંતે આપવો. કારણ તે વખતે શ્વાસમાં ચોકખી હવાની ખાસ જરૂર છે. શ્વાસ અંદર ફક્ત નાકવાટેજ લેવો. બહાર કાઢતી વખતે નાક અથવા મ્હોં અથવા બન્નેનો ઉપયોગ કરાય તો વાંધો નથી. હમ વર્ગની અંદરનાં બાળકોને એકજ હીલચાલના સાદા દાવોજ આપવાના છે. તે ધ્યાન બહાર ન રહેવું જોઈએ.

કેટલાંક બાળકો ડ્રિલમાં કેટલીક વાર શિક્ષકની ધારણા મુજબ કામ કરી શકતાં નથી આવી વખતે તપાસ કરીને તે કામ બરાબર ન કરવાનું કારણ શોધી કાઢવા પ્રયત્ન કરવો. ઘણીખરી વાર આવી વખતે નીચે જણાવેલીમાંની એક કે વધારે ખામીઓ તે બાળકોમાં નજરે પડશે.

૧ કમી પોષણ અથવા ખરાબ પોષણ મળતુ હોય.

૨ ઝટ ગભરાઈ જાય અથવા ગુંચવાઈ જાય તેવી માનસિક સ્થિતિ હોય.

૩ શારીરિક ખોડો કે ખામીઓ હોય કે જેને માટે ખાસ સારવાર કે સુધારણાની ડ્રિલની જરૂર હોય.

૪ નબળી નજર વાળા બાળકો હોય.

૫ કાનની ક્યાશ હોય.

૬ માનસિક નબળાઈ વાળા બાળકો હોય.

આવી બાબતો વિષે ચોક્કસ ખાતરી કરી જે દોષ સુધારી શકાય તેવા હોય તે યોગ્ય ઉપચાર કે સુધરણાની ડ્રિલથી સુધારવા. અને બીજી ખામીઓ માટે બાળકના વાલીને તુરત ખબર આપી તે સંબંધી યોગ્ય પગલાં લેવા સૂચના કરવી.

આરોગ્યવર્ધક ડ્રિલનાં આટલાં સામાન્ય લક્ષણો છે. ટુંકામાં આપણી કેળવણીની પદ્ધતિમાં શારીરિક કેળવણીનું સ્થાન પણ એવી રીતનું હોવું જોઈએ કે અડગ ચારિત્ર્ય, ચપળ બુદ્ધિ અને તંદુરસ્ત શરીર બનાવવામાં બાળકના સર્વ દેશીય એકત્ર વિકાસમાં તે સંપૂર્ણ રીતે સમકાલીન અને મદદરૂપ થઈ પડે.

---

## ડ્રિલ માટે સામાન્ય સૂચનાઓ.

આ ડ્રિલ માટેની ઘણી ખરી સૂચનાઓ તો રા. હરરાય દેસાઈના લેખમાં આવેલી છે એટલે તેની પુનરુક્તિ કરવી યોગ્ય ધારી નથી. એ બધી સૂચનાઓ શિક્ષકે બહુજ ધ્યાનથી વાંચી યાદ રાખવી એવી ખાસ ભલામણ છે. મી. દેસાઈનો લેખ અને આ લેખ સાથે સાથે વાંચવાથી ડ્રિલ સંબંધી બધી હકીકત વધારે સ્પષ્ટ થશે.

આ ડ્રિલ શીખવતાં નીચેની વધુ બાબતો લક્ષમાં રાખવાની છે,

૧ પગની પાટલીઓ બને ભેગી રાખવી, ૪૫° અંશને ખૂણે નહિ.

૨ આગમ વખતે જમણો પગ હમેશાં તેના સ્થાને સ્થિર રાખવો. ડાબો પગ ગમે ત્યાં ખસેડવો.

૩ બધી ક્રિયાઓ હમેશાં ડાબી બાજુથી શરૂ કરવી.

૪ શિક્ષક વર્ગ તરફ મ્હોં કરીને ઊભો હોય ત્યારે તેણે પોતે બધી ક્રિયાઓ વિદ્યાર્થીઓના ડાબા જમણા મુજબ કરવી. વિદ્યાર્થીઓ ડાબો પગ ઉપાડે ત્યારે શિક્ષકે પોતાનો જમણો (વિદ્યાર્થીઓની ડાબી બાજુ વાળો) ઉપાડવો કે જેથી ક્રિયાઓ એકજ દિશા તરફ થાય અને ગુંચવાડો ઉત્પન્ન થવા પામે નહિ.

૫ વિદ્યાર્થીઓને કાયમને માટે ઉભા રહેવાની જગાઓ નક્કી કરી આપવી કે જેથી તેઓ તુરત ગોઠવાઇ જાય.

૬ બાળકોને ડ્રિલ કરાવતી વખતે ચાર હારમાં છૂટા ઊભા રાખવા. શિક્ષક બધાને જોઈ શકે માટે તેમને એક પાછળ એક એમ નહિ ઊભા રાખવાં. તેઓ એક હારમાંથી આગળ વધી જેમ છૂટા છૂટા હોય તેમજ ચાર હારમા રહેવા દેવા.

## ડ્રિલ માટે તૈયારીમાં જરૂરી હુકમો.

(૧) ગોઠવાઈ—જાઓ.

નીચા છોકરા જમણી બાજુ, ઊંચા ડાબી બાજુ. જમણી બાજુના છોકરાને જોઈને પોતે બરાબર હારમાં છે કે નહિ તે નક્કી કરી લે. બે બાળકની વચ્ચે બાળકની હથેલી અને લાંબા કરેલા અંગુઠા જેટલું અંતર રહેવું જોઈએ તે પણ માપી લે અને સાધારણ રીતે તૈયાર થઈ જાય.

(૨) સાવ—ધાન.

બાળકો તૈયારીની સ્થિતિમાં આવી જાય અને ઉભા રહેવાની ખરી કુદરતી ઢબ પ્રમાણે સામી નજરે ઉભા રહે.

( આકૃતિ अ ખરી સ્થિતિ, ब, क, ड ખોટી સ્થિતિ)



(૩) (જમણી બાજુએથી). ચાર ચાર માં નંબર લો.

૧, ૨. ૩, ૪-૧, ૨, ૩, ૪......એમ ચાર હાર કરવા માટે સરળ પડે માટે નંબર આપી દેવા.

(૪) નંબર ૧, ૭ પગલાં આગળ, નં. ૨. ચાર પગલાં આગળ, નંબર ૩ બે પગલાં આગળ નં. ૪ જ્યાંના ત્યાં સ્થિર ઉભા રહો.

(૫) છુટી હારો માટે—કુચ—કરો.

૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭. સાતમા નંબરે એ હુકમ બંને પગ ભેગા કરી નાખે.

(આ પ્રમાણે ચાર હારમાં ગોઠવાયા પછી ડ્રિલ આપવી. દરેક દાવ પૂરો થાય એટલે સહજ આરામ આપવો.)

(૫) આ—રામ.

જમણો પગ સ્થિર રાખી ડાબો પગ એક પાટલીપુર ડાબી બાજુ મુકી દેવરાવવોને હાથ પીઠ પાછળ મીલાવી દેવરાવવા.

(૬) આરામથી ઊભા રહો,

કાંઇક સમજુતી આપવી હોય અથવા જરાવાર વધુ આરામ આપવો હોય તો આ હુકમ આપવો તે વખતે જમણો પગ સ્થિર રાખી, ડાબો પગ અને હાથ બાળક પોતાને જેમ ફાવે તેવી સ્થિતિમાં રાખે અથવા ફેરવે.

(૭) બેસી—જાઓ.

પગનાં ટેરવાં ઉપર શરીરનો ભાર રાખી એડીઓ ઊંચી કરીને ઢીંચણ આગળથી વાળીને અદ્દર બેસવું હાથ સાથળપર, રહે ને હાથના પંઝા બહાર નીચે લટકતા રહે એમ.

(૮) આરામથી બેસો.

જમીનપર નિરાંતે બેઠક માંડીને ગમે તેમ બેસે.

(૯) તૈયાર—રહો.

નં. ૭ ની બેસી જાઓની સ્થિતિમાં બાળકો આવી જાય. અને ઊભાં થવા તૈયાર રહે.

(૧૦) ઊભાં—થાઓ.

એકદમ ચપળતાથી મરજી ઢીલચાલથી ઊભાં થઈ જાય.

( અત્રે પાછી ડ્રિલ કરાવવી હોય તો કરાવી શકાય. ડ્રિલ પુરી થયેથી બાકીના હુકમ આપવા.

(૧૧) પાછળ—ફરો.

પાછળ ફરવાનું હમેશાં જમણી બાજુએથી રખાવવું. પાછળ ફરવાની ક્રિયા વખતે જમણા પગની એડી અને ડાબા પગના ટેરવા ઉપર અર્ધ-વર્તુળ સહેલાઈથી સમતોલપણું જાળવી ફરવું, અને પછી ડાબો-પગ ઉપાડીને જમણાપગ સાથે ગોઠવી દેવો. જમણી બાજુએ ફરવાની ક્રિયા પણ આ મુંજબ થાય કૂચ કરતાં કરતા પાછળ-ફરો નો હુકમ મળે તો આ પ્રમાણે નહિ ફરતાં એક-બે-ત્રણ-ચાર એમ સહેજ સહેજ પગલાં ફેરવીને પાછળ ફરવું. ડાબી બાજુએ ફરવાનુ હોય તો ડાબી એડી અને જમણાં ટેરવાં ઉપર પાવર્તુળ લેવુ.

(૧૨) હારો ભેગી કૂચ—કરો.

નં. ૧ છપગલા નં. ૨. ચાર પગલાં નં. ૩ બે પગલાં અને નં. ૪ સ્થિર એમ ચાલીને ચાર હારની પાછી અસલની એક હાર થઈ જાય સર્વે પોતાની જગાએ આવતાં અટકી જાય. ૧, ૨, ૩, ૪, ૫,-૬,-૭, એમ સાતમા નબરે બને પગભેગા કરી નાખે અને સાત નંબરમાં બધી હીલચાલ પુરી થાય.

(૧૩) પાછળ—ફરો.

આ હુકમથી નં. ૧૧ ની માફક કામ કરીને બધાં બાળકો પાછાં આગળ ફરી જાય.

(૧૪) ભાગી—જાઓ.

આ હુકમથી ડાબા પગથી એક પગલું આગળ ભરી બધાં છોકરાં જમણા હાથે ડાબા હાથમાં તાળી પાડીને છૂટાં પડી વીખરાઈ જાય.

---

## પ્રાથમિક શાળાના ૧ થી ૪ ધોરણ માટે ક્રમિક ગોઠવેલી ડ્રિલના સટ.

## ( ૬ થી ૧૦ વર્ષનાં બાળકો માટે. )

## પહેલો સટ.

૧ લો દાવ—( હાથનો ) હાથ આગળ સામા સીધા કરવાના અને પાછા નીચા લઈ જવાના

હુકમ—હાથ આગળ—ઉચા,-નીચા.

૧--૨ ૧--૨

૨ જો દાવ—(પગનો) ( હાથ કેડે રાખીને ) વાગ ફરતી ડાબો અને જમણો ઘુટણ ઉચઃવાનુ અને નીચો લઈ જવાનુ

( અ ખરી સ્થિતિ બ ખોટી સ્થિતિ )

અ બ



હુકમ—( હાથ કેડે-તૈયાર ) ડાબો ઘુટણ—ઉચો —નીચો ૧—૨, ૧—૨,

જમણો ઘુટણ—ઉચો—નીચો

૧—૨, ૧—૨

૩ જો દાવ—(ધડનો) ( હાથ કેડે રાખીને ) કમરમાથી શરીર આગળ ધીમેથી વાળવા અને પાછા ધીમેથી ટટાર થવાનુ ( પગ

ઢીંચણ આગળથી સીધો રહેવો જોઈએ. પેટ આગળ લગભગ કાટખૂણો થવો જોઈએ. )



હુકમ—( હાથ કેડે—તૈયાર ) આગળ—વળો—સીધા.
૧— ૨, ૧—૨

૮ મો દાવ—(પગથી) તાલ આપવાનું ચાર ગણીએ ત્યાં સુધી.

( આખો વર્ગ સાથે શરૂ કરી સાથે પુરો કરે. ડાબા પગથી શરૂ કરવું. દરેક પગ બીજા દાવની આકૃતિ ૯ મી ૧૦ મી માં બતાવ્યા મુજબ ઝપાટા બંધ ઉંચો કરીને નીચે મૂકવો. એમ ડાબો-જમણો-ડાબો-જમણો પગ ઉચકીને પછાડી તાલ આપવો. )

હુકમ—ચાર વાર તાલ આપવો——ચાલો.
૧,૨,૩,૪——૧,૨,૩,૪——૧,૨,૩,૪.

( શિક્ષક ગણે, વર્ગ ગણે, બને સાથે ગણે, શિક્ષક તાલીઓ પાડે. વર્ગ તાલીઓ પાડે એમ ફેરફાર કરવાથી વર્ગને આનંદ પડશે. )

દીર્ઘ શ્વાસ લેવાનું—૧ લા દાવ માફક હાથ આગળ સામા ધીમે ધીમે ઉંચકતા જવું અને શ્વાસ ખેંચતા જવું. હાથ નીચા કરતા જવું અને શ્વાસ બહાર કાઢતા જવું. ( શ્વાસ દીર્ઘ લેવડાવવા.)

હુકમ—હાથ આગળ—ઉંચકો અને શ્વાસ અંદર લો. હાથ નીચા—નાખો અને શ્વાસ બહાર કાઢો.
( કોણીઓ સીધીજ રાખવી )

સૂચના—શ્વાસ અંદર લેવાનું કામ નાસિકા વાટેજ કરવું. શ્વાસ બહાર કાઢવાનું કામ નાક, મ્હોં કે બને વાટે, ગમે તે રીતે કરે.

---

## બીજો સટ

૧ લો દાવ—હાથ બાજુએ ઉચકવા અને નીચા લેવાનું



હુકમ—હાથ બાજુએ—ઉંચા—નીચા ૧—૨,

૨ જો દાવ—(હાથ કેડે રાખીને) પગનાં ટેરવાં પર ઉંચા થવાનું અને એડીઓ નીચી મૂકવાનું.



હુકમ—( હાથ કેડે—તૈયાર ) ટેરવા પર—ઉંચા
એડીઓ—નીચી. ૧—૨,

૩ જો દાવ—( હાથ કેડે રાખીને ) શરીર કમ્મરમાંથી ધીમેથી પાછળ વાળવાનું ( પાછળ વાળવાનું જોર છાતીપર આવવા દેવું. ખભા હમેશાં પાછળ રહે. જમણા અને ડાબા ખભાનાં હાડકાં પાછળ મળે )

હુકમ—( હાથ કેડે—તૈયાર ) પાછળ—વળો—સીધા—
૧—૨,

૪ થો દાવ—તાલ આપવાનું આંક ગણીએ ત્યાં સુધી.
( પહેલા સટના ચોથા દાવ માફક )

હુકમ— આંક તાલ આપવા—ચાલો.
૧,૨,૩,૪,૫,૬,૭,૮—૧,૨,૩,૪,૫,૬,૭,૮

( શિક્ષક તથા વિદ્યાર્થીઓ વારાફરતી ગણે, સાથે ગણે. ૧-૪ શિક્ષક ગણે. ૫-૮ વિદ્યાર્થીઓ ગણે, તાલીઓથી ગણે. એમ ઘણા ફેરફાર કરી શકાય. )

શ્વાસ લેવાનું—૧ લા દાવ માફક હાથ બાજુએ ધીમેથી ઉચકવા અને શ્વાસ અંદર લેતા જવું. હાથ નીચા કરતા જવું અને શ્વાસ બહાર કાઢતા જવું.

હુકમ—હાથ બાજુએ—ઉંચકો અને શ્વાસ લો.
હાથ નીચા—નાખો અને શ્વાસ બહાર કાઢો.

( પહેલા સટની સૂચના ધ્યાનમાં રાખવી-શ્વાસ દીર્ઘ લેવા ).

---

## ત્રીજો સેટ

૧ લો દાવ—હાથ બાજુએથી માથા ઉપર મૂકવા અને નીચા લેવાનું.

( આકૃતિ અ. )

ક ખ અ



હુકમ— હાથ માથાપર— ઉંચા—નીચા. ૧–૨,

૨ જો દાવ—( હાથ કેડે રાખીને ) ઘુંટણ વાળવા અને સીધા કરવાનું

( એક. આકૃતિ પ્રમાણે પણ હાથ કેડે રાખીને )



હુકમ—( હાથ કેડે-તૈયાર ) ઘુંટણ-વાળો—સીધા.

૧ — ૨

૩ જો દાવ—( હાથ કેડે રાખીને ) કમ્મરમાંથી ડાબા-જમણી વળવાનું

હુકમ—( હાથ કેડે—તૈયાર ) ડાબા-વળો—સીધા

જમણા—વળો—સીધા ૧-૨

૪ થો દાવ—તાન આપવાનુ. ૧૨ ગણીએ ત્યા સુધી

( પહેલા તથા બીજા સટના દાવો માફક )

હુકમ—બાર તાળ આપવા——— ચાલો

૧, ૨ ૩, ૪, ૫, ૬ ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨

( શિક્ષક અને વર્ગ વારા ફરતી કે સાથે ગણે અથવા બને શાન્ત રહે વગેરે ઘણા ફેરફાર કરી શકાય )

શ્વાસ લેવાનુ—૧ લા દાવ માફક હાથ બાજુએથી ધીમેથી માથા ઉપર બઈ જઈને મુકવા અને શ્વાસ લેતા જવુ હાથ નીચા કરતા જવુ અને શ્વાસ બહાર કાઢતા જવુ.

હુકમ—હાથ બાજુએથી માથાપર—ઉંચા અને શ્વાસ લો-
હાથ નીચા, શ્વાસ બહાર કાઢો.

( શ્વાસ હમેશા દીર્ઘ લેવડાવવા ૧લા સટમા આપેલી સુચના ધ્યાનમા રાખવી. )

---

પ્રાથમિક શાળાનાં ૫ થી ૭ ધોરણ માટે અને ( ઇંગ્રેજી શાળાઓનાં પહેલાં ત્રણ ધોરણ માટે ) ક્રમિક ગોઠવેલી ડ્રિલની કસરત.

( ૧૦ થી ૧૩ વર્ષનાં બાળકો માટે )

---

## પહેલો સટ

---

૧ લો દાવ—હાથ આગળથી માથા ઉપર ઉચા કરવા અને પાછા નીચા લઈ જવાના.

હુકમ—હાથ આગળથી માથા ઉપર—ઉચા નીચા.

(હાથ ઉંચા કરતા કોઈ ભારે વજન ઉંચે જોરથી ફેંકતા હોઈએ-ઉંચે કુદતા હોઈએ એવો ખ્યાલ રાખવો.)



૨ જો દાવ—હાથ પીઠ પાછળ રાખી સામસામાં કાંડાંમાંથી ઝાલીને વારા ફરતી ડાબો જમણો પગ સીધો રાખી આગળ ઉંચો કરવાનું અને પાછો નીચો મૂકવાનું.

હુકમ—(હાથ પાછળ કાંડાંથી પકડવા—તૈયાર)

ડાબો (જમણો) પગ આગળ—ઉંચો—નીચો

૩ જો દાવ—શરીર કમ્મરમાંથી આગળ નીચું વાળીને હાથનાં આંગળાં પગનાં ટેરવાંને અડાડવાનું (ઢીંચણ સીધા રાખવા) અને પાછા સીધા થવાનું.

હુકમ—શરીર આગળ—વાળો—ઉંચા.

૪ થો દાવ—તાલ આપવાનું. ૪ વાર. પહેલા તાલ સાથે તાળી પાડવી. (ડાબા પગથી શરૂ.)

હુકમ—ચાર તાલ—પહેલા તાલે તાળી—ચાલો.

## પહેલો સટ

હાથનો દાવ—હાથ આગળ સામા સીધા કરી ઉપર ઉંચા કરવા અને પાછા આગળ સામા કરી હાથ નીચા કરવાનું

હુકમ—હાથ આગળ સામા—સીધા, ઉપર—ઉંચા; આગળ—સીધા, હાથ—નીચા. ૧, ૨, ૩, ૪,

પગનો દાવ—ઢીંચણ આગળ વાળવાનો, પગ આગળ લંબાવવાનો; ઢીંચણ પાછો વાળવાનો અને પગ નીચો મૂકવાનો. (વારા ફરતી ડાબો અને જમણો)

હુકમ—ઢીંચણ—ઉંચા, પગ આગળ લાંબા, ઢીંચણ- વાળો, પગ—નીચા. ૧, ૨. ૩, ૪,

શરીરનો દાવ—હાથ ગળાની પાછળ રાખી શરીર આગળ વાળવાનું.

હુકમ—હાથ ગળા પાછળ—મુકો, આગળ વળો; સીધા—થાઓ, હાથ—નીચા. ૧, ૨, ૩, ૪,

તાલ આપવાનું-આઠ તાલ-પહેલા ચાર તાલ સાદા આપવા બીજા ચાર તાલ સાથે તાલી પાડતા જવુ. (અથવા ચાર તાલ અને પછી શાંત ઉભા રહી ચાર તાલી)

## બીજો સટ

હાથનો દાવ—હાથ બાજુએ સીધા ઉંચકવા અને પછી ઉપર ઉંચા કરવાનુ અને બાજુએ લાવી પછી નીચા કરવાનું. ચાર હુકમથી કામ કરવુ.

પગનો દાવ—હાથ માથા ઉપર મૂકી કુદીને બંને પગ જુદા કરવા અને પાછા કુદીને પગ ભેગા લાવવા અને હાથ નીચા મુકવા ચાર હુકમથી કામ કરવું

શરીરનો દાવ—હાથ ગળાની પાછળ રાખી શરીર ડાબા જમણી બાજુએ વાળવુ. શરીર સીધું કરીને હાથ નીચા મૂકવા.

તાલ આપવાનું-૧૬ તાલ. ચાર તાલ, ચાર તાલી, ચાર તાલ તથા પાછી ચાર તાલી એ મુજબ.

## ત્રીજો સટ

હાથનો દાવ—હાથ બાજુએ સીધા ઉંચકવા અને પછી કોણીઓ જમીન તરફ રાખી હાથ કોણીમાંથી વાળી આંગળીઓ ઉપરથી ખભે અટકાવી, અને પાછા હાથ સીધા કરી નીચા મુકવા

પગનો દાવ—(હાથ માથા પર રાખી) ઢીંચણમાંથી પગ પાછળ વાળી પાછળ લંબાવવો, અને પાછો વાળી નીચો મૂકવો.

શરીરનો દાવ—(હાથ ગળાની પાછળ રાખી) શરીર આગળ વાળવું, ટટાર થવું, પાછળ વાળવું અને ટટાર થવું.

ત.લ.— ઉપર મુજબ ૨૪ તાલ. ચાર તાલ, ચાર તાલી એ પ્રમાણે.

શ્વાસ લેવાનું—હાથ આગળ સીધા-બાજુએ સીધા, શ્વાસ લેવો. પાછા આગળ સીધા અને નીચા મૂકવા અને શ્વાસ બહાર કાઢવો.

---

૧૫ થી ૧૭ વર્ષના વિદ્યાર્થીઓ માટે આથી પણ વધુ અઘરા દાવ કરાવવાના છે. હાથ જુસ્સાથી આગળ બાજુએ ઉપર ફેંકવાના; પગ ઉપર કુદીને વાળવાના, શરીર ને જોરથી વાળવાના દાવો તેમાં આવે છે, હાથ અને પગ,હાથ અને શરીર કે પગ અને શરીરની હીલચાલો એકી વખતે સાથે કરવાની હોય છે. આ દાવોની જરૂર પ્રાથમિક શાળાઓમાં નહિ હોવાથી તે અત્રે આપવામાં આવ્યા નથી. એથી આગળ વધીને મોટી ઉમરના વિદ્યાર્થીઓ (કૉલેજના વિદ્યાર્થીઓ) માટે વળી વધુ ને વધુ જોરવાળી ડ્રિલ આપવાની છે.

### ડ્રિલ સંબંધી થોડાક સામાન્ય ખુલાસા.

૧ હુકમોની પરિભાષા-હુકમો માટે અમુક શબ્દો જ વાપરવા એવો ખાસ આગ્રહ નથી. જે શબ્દો બાળકો સમજી શકે અને શિક્ષકને બોલવામાં સહેલા પડે અને યોગ્ય લાગે તે શબ્દો પોતે વાપરવા. કામ ઝડપથી, જુસ્સાબંધ અને બરોબર થવું જોઈએ એ મુદ્દો સચવાવો જોઈએ.

૨ સુધારવાની રીત-કોઈ વિદ્યાર્થી ભૂલ કરતા હોય તો બીજા બધાને તુરત આરામની સ્થિતિમાં મૂકીને પછી જ ભૂલ કરનારા ને સુધારવા અને તેમને એકલાને દાવ કરાવી જોવો. બધા વિદ્યાર્થીઓને અમુક દાવની અવસ્થા રાખી બીજાઓને કદી પણ સુધારવા નહિ.

૩ ડાબા જમણી કે પાછળ ફરવામાં બાળકોને આગળ બતાવેલી રીતથી મુશ્કેલી નડે તો બીજી રીતો પસંદ કરવી. દાખલા તરીકે-જમણા ફરો એ હુકમ વખતે એક નંબર સાથે જમણા પગને

જમણી બાજુએ વાળીને મૂકે અને બે નંબર સાથે ડાબો પગ ઉપાડીને જમણાની બાજુમાં ગોઠવે એજ મુજબ ત્રણ અને ચાર નંબરથી વળી જમણા ફરીને પાછળ ફરી જાય. આ રીત કુચ કરતી વખતે ખાસ કામની છે. બીજી ફરવાની રીત કૂદીને છે. બાળકો કૂદીને જમણા સહેલાઈથી ફરી શકશે, તેમજ સહેજ મહાવરો પડયા પછી કૂદીને પાછળ પણ ફરી શકશે. બાળકોને કૂદવું બહુ ગમે છે, માટે કૂદવાની રમતો તેમને આનંદ માટે વારંવાર આપતા રહેવું.

---

૪ એક બે વાર હુકમથી અને એક બે વાર નંબરથી દાવ કરાવ્યા બાદ બાળકોને શિક્ષકના કામની નકલ કરીને વગર બોલ્યે ફક્ત ધ્યાન રાખી જોઈને શિક્ષકની સાથે કામ કરવાની ટેવ પાડવી. તાલબદ્ધ ડ્રિલ થતી હશે તો કાળનું માપ ધ્યાનમાં આવી જવાથી બાળકોને આવી રીતે ડ્રિલ કરવામાં જરાએ વાંધો નહિ આવે અને શાન્તિથી કામ થશે.

૫ કુચ કરાવવાની ડ્રિલ અહીં આપી નથી પણ તે તો કોઈ પણ શિક્ષક સહેલાઈથી કરાવી શકે. ખાસ કરીને આખી હારને એક સાથે જમણી તરફના વિદ્યાર્થી તરફ નજર રાખી અર્ધ પગલે ધીમેથી હુકમ મુજબ કુચ કરવાની પ્રૅક્ટિસ આનંદજનક થઈ પડશે. કુચ કરાવવામાં ઘણી વિવિધતા લાવી શકાય છે. ચોગમ, તારાની આકૃતિ, સાથીયા ચોકડીની કુચ વગેરે તો ઘણી જાણીતી બાબતો હોવાથી તે સમંધી વધુ વિવેચન કરવાની જરૂર નથી.

૬ ડ્રિલનું પ્રમાણ—દરેક દાવ કેટલી વખત કરાવવો એ સવાલનો જવાબ આપવો બહુજ મુશ્કેલ છે. ને શિક્ષકે અનુભવથી જ નક્કી કરી લેવાનું છે. બાળકોના સ્નાયુઓ થાકી જાય નહિ તે ખાસ ધ્યાનમાં રાખવું નાના બાળકોને હાથના દાવ આઠ વખત પગના છ વખત તથા શરીર-પેટ-ના દાવ, ચાર વખત સાધારણ રીતે બસ થાય પણ તેને માટે ખાસ નિયમ બાંધી શકાય નહિ જેમ ઉમર મોટી તેમ દાવ વધારે વાર કરાવી શકાય. પણ એક વાર શીખ્યા પછી આટલી બાબત તો ખાસ લક્ષમાં રાખવી કે એકલાજ હાથના-કે પગના-કે પેટના દાવ કદી કરાવવા

નહિ, પણ હાથ, પગ, પેટ એમ આખા શરીરને કસરત મળે ત્યારેજ, ડ્રિલ કરાવવાનું પ્રયોજન જળવાયું એમ કહેવાય. તાલ આપવાનો દાવ તો કોઈ પણ વખતે કરાવાય. સાધારણ રીતે ડ્રિલ પુરી થયા પછી તે દાવ લેવો. છેવટેજ શ્વાસ લેવડાવવાનો દાવ કરાવવો વચ્ચે કરાવવો નહિ. છેલ્લી એક બે મિનિટ દીર્ઘશ્વાસ લેવડાવી પછી વિદ્યાર્થીઓને એકદમ ભાગી જવાનો હુકમ આપવો. શરીરમા ડ્રિલથી જે ઘસારો પહોંચ્યો હોય તેને શુદ્ધ હવાથી દૂર કરવા માટે શ્વાસનો દાવ છે.

૭ આ ડ્રિલનો હેતુ આગળ જણાવવામાં આવ્યો છે. તે સમજવા માટે તંદુરસ્ત માણસ અને બળવાન માણસ વચ્ચેનો ભેદ ધ્યાનમાં રાખવો જોઈએ. એક માણસ તંદુરસ્ત હોય એટલે કામ કરવાની સ્ફુર્તિવાળો, સારી પાચનશક્તિવાળો, નિરોગી, ઉમંગી, અને ઉત્સાહી હોય પણ ઘણો બળવાન ન હોય, જ્યારે બીજો માણસ ઘણો બળવાન હોય, મોટા સ્નાયુઓ વાળો અને કદાવર હોય છતાં તેને અપચો કે ગુરદાની હરકત કે એવો કોઈ રોગ હોય અને તેથી તે માણસ આળસુ અને ઉદાસીન હોય તે બનવા જોગ છે. જો કે સાધારણ રીતે તંદુરસ્ત માણસ નિર્બળ ન હોય અને બળવાન માણસ નિરોગી હોય. પણ આપણો હેતુ તંદુરસ્ત માણસ બનાવવાનો છે. બળવાન નહિ. પછી તંદુરસ્તીને લીધે પરોક્ષ રીતે બળ મળે તેટલું સારૂ.

૮ તંદુરસ્ત માણસ, કોઈ પણ કામ, રસપૂર્વક, કામ તરફ પ્રીતિથી કરે છે. એક માણસ કર્તવ્યનિષ્ઠ હોય અને પોતાની ફરજ સમજી પ્રભુથી ડરી પોતાનું કામ સારી રીતે કરે તેને અલબત્ત આપણે વખાણીએ પણ તેમ છતાં બીજો માણસ તેજ કામ ઉપર રસ હોવાથી પ્રેમથી અને ઉમંગથી કરે તેને આપણે વધુ ઉચ્ચ કોટિનો ગણીએ. શિક્ષક કર્તવ્ય સમજીને તેનું કામ કરે અને બાળક તરફ સ્વાભાવિક પ્રેમથી પોતાને શિક્ષણમા રસ પડતો હોય તેથી પોતાનું જીવનકાર્ય સમજીને કામ કરે તેમાં જેટલો ફેર છે તેટલો ફેર બળવાન અને તંદુરસ્ત માણસના કામમાં પડે છે.

અમદાવાદ.<br>
તા. ૪-૭-૧૯૨૫.<br>
૧૭-૮-૧૯૨૫

ભોગીલાલ કેશવલાલ પટવા.

# પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજનો બગીચો.

દરેક બગીચાનો કાંઈ આશય હોય છે. કેટલાક બગીચા ફક્ત જાત જાતના રંગનાં ફૂલ, પાન અને લીલોતરીથી આંખને આનંદ આપવાં માટે બનાવવામાં આવે છે. કેટલાક સુવાસથી નાકને તૃપ્ત કરે છે. કેટલાક માણસો પોતાના બગીચામાંથી મીઠાં ફળ મેળવવાની આશા રાખે છે. કેટલાક બગીચામાં આ ત્રણે આશય થોડે થોડે અંશે સાધવામાં આવે છે. યુરોપની ઢબ ઉપર રચાએલા બગીચાઓમાં ફક્ત દેખાવ ઉપર જ ધ્યાન આપવામાં આવે છે. તેવા બગીચામાં લીલોતરી અને વચ્ચે વચ્ચે લાડણ( ક્રોટન )ના રંગબેરંગી પાનવાળા છોડ મુખ્ય હોય છે અને ઋતુ પ્રમાણે તેમાં વિવિધ રંગનાં ફૂલ આપનારા છોડ ઉછેરવામાં આવે છે. આવાં ફૂલમાં ઘણે ભાગે સુગંધનો અભાવ હોય છે.

દેશી ઢબના બગીચાઓને સામાન્ય રીતે 'વાડી' કહેવામાં આવે છે. આ વાડીઓમાં સુગંધી ફૂલ અને ઉપયોગી ફળો મુખ્ય સ્થાન લે છે. તેમનો મુખ્ય આશય ઉપયોગ છે. આવા બગીચામાં પણ શોભા લાવી શકાય છે. કુશળ માળીઓના હાથ નીચે આ બગીચા આનંદનું સ્થાન થઈ પડે છે. ઋતુ પ્રમાણે ફળફૂલ આ બગીચામાંથી મળી શકે છે. રસ્તે જનારને પણ દૂરથી ફૂલો સુવાસ આપે છે અને ફળની લાલચે કેટલાંએ પક્ષીઓ આવા બગીચામાં આશ્રય લે છે.

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજનો બગીચો દેશી ઢબની વાડીને વધારે મળતો આવે છે છતાં તેનો મુખ્ય આશય ફળ, ફૂલ વગેરે બગીચાની પેદાશ મેળવવાનો નથી. એક રીતે જોતાં તે ગુજરાતની અગત્યની વનસ્પતિનું સંગ્રહસ્થાન છે. પ્રાથમિક શાળાના શિક્ષણમાં ઉપયોગમાં આવતી વનસ્પતિ અને ગુજરાતની અગત્યની સ્થાનિક વનસ્પતિ અહિં ઉછેરવામાં આવી છે. દરેક જાતની વનસ્પતિને માટે અમદાવાદ અનુકૂળ સ્થાન નથી તેથી તે બધી વનસ્પતિ તેમના અનુકૂળ વાતાવરણમાં જેવી જોસભેર વૃદ્ધિ પામે તેવી ઉછરતી નથી. વળી દર વર્ષે વધતી જતી છોડની સંખ્યાનો સમાવેશ થઈ શકે એટલી જગા નથી તેથી સંકડાશને લીધે પણ છોડનો વિકાસ જોઈએ તેવો થતો નથી. આવી ખામી છતાં વનસ્પતિના અભ્યાસીને માટે આ બગીચામાં જેટલી વિવિધતા છે અને

જેટલા વર્ગની વનસ્પતિ આ બગીચામાં છે તેટલી બ્રિટિશ ગુજરાતમાં બીજે સ્થળે કદાચ નહિ હોય.

ડાબા હાથના મુખ્ય દરવાજામાંથી પેસતાં પહેલા ક્યારાઓમાં સેતુર, ગુંદી, બોરસલી, નારંગી, ગુલ બગલી, ગુલમોર અને અરડુશી, તાડના વર્ગની વનસ્પતિમાં તાડ, ખજુરી અને સોપારી અગત્યની વનસ્પતિ છે. અરડુશીનો ઉપયોગ દેશી વૈદકમાં ઘણો છે. દમ, ઉધરસ વગેરે છાતીનાં દરદોમા તેનો મુખ્ય ઉપયોગ છે. દરાજના દરદીઓ ગુલબગલીનાં પાનનો ઉપયોગ કરે છે. બોરસલી તેજ સંસ્કૃત સાહિત્યમાં જાણીતું થએલું બકુલ, તેનાં ફૂલ બહુ શોભાવાળાં નથી પણ તેની સુગંધ સારી છે અને તે બે ત્રણ મહિના સુધી સાચવી રાખી શકાય છે.

મોટાં ઝાડોમાં બગીચામાં આ ઉપરાંત લીમડો, આસોપાલવ, પીપળો, જંગલી બદામ, નગોડ, વયણો, અંજીર, જાંબુ, સીસમ, અરડુસો, આમલી રાયણ પો અને કોઠીએ મુખ્ય ઝાડ છે. નગોડના પાનમાં એક જાતની સુગંધ છે અને તેને લીધે દેશી વૈદકમાં તેનો ઉપયોગ થાય છે. ગમે તે કારણથી અહિંનાં અંજીર પાકતા પહેલાં ગરી પડે છે.

નાનાં ઝાડ અને ઝાડવામાં જમરૂખી, સીતાફળી, દાડમડી, પારિજાતક; કેવડો, સરગવો, પીળી, ધોળી, ગુલાબી અને લાલ કરણ, એરંડો, પપૈઓ, લીંબુ, ગોદડીઆં લીંબું, સાઈપ્રસ, ડયુરેન્ટા, જાત જાતની જાસવંતી, ખડચંપો અને કેળ મુખ્ય છે. પારિજાતકના ઝાડને ફૂલ આવે છે તે વખતે આછી મીઠી સુગંધ સવારમાં ફેલાઈ જાય છે અને ઝાડની નીચે ફૂલ ગરીને જાણે ફૂલની ચાદર બિછાવી હોય તેવો દેખાવ થઈ રહે છે. કેવડાની વાસ જેને અનુભવી હશે તે જાણતા હશે કે એક જ કેવડો આસપાસના કેટલાએ ભાગને મ્હેંક મ્હેંક કરી મૂકે છે. સાઇપ્રસ તે ખુલ્લા ગર્ભાશયવાળી વનસ્પતિ અને ઠંડા પ્રદેશોમાં થતી શંકુ આકારની વનસ્પતિનો ખ્યાલ આપે છે.

બીજા છોડમાં મોગરો, ગુલાબ, બારમાસી, ગુલબાસ, ઘોળીઓ, એલચો, પીપરમીંટ, બ્રાહ્મી, કેના, લાડણ (ક્રોટન), અમરનાથ, ટગર, રતનજોત, ગુલતોરો, ગુલછડી, જાતજાતનાં લીલી, સુખદર્શન, ધંતુરો, ધોળો આકડો, મેંદી, ડમરો, તુળસી, હોલીહોક, સૂર્યમુખી, ગુલદાઉદી, તન-

મનીઆં, હજારી, જાંલચંપો, લીલી ચ્હા, કેલેડીઅમ, હંસરાજ, ઝીણીઆ વગેરે અનેક જાતની વનસ્પતિ છે. બ્રાહ્મીનાં પાન ઘેલછા અને મગજ નબળું પડયું હોય ત્યારે દવામાં વપરાય છે. અમરનાથના પાનમાં ત્રણ જાતના રંગ માલમ પડે છે.

વેલમાં મધુમાલતી, સાહેલી, કોયલ, દૂધેલી ગળો એ મુખ્ય છે. મધુમાલતી બારેમાસ સુંદર ફૂલ આપે છે પણ વસંત ઋતુમાં જ્યારે સવાર-સાંજ પવન હોય છે ત્યારે પ્રાર્થના-સમાજ મંદિરથી લગભગ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ સુધીની જાહેર સડકને તે સુવાસિત કરે છે. ગળો લીમડા ઉપર ચઢાવવામાં આવી છે. તાવ ઉપર અને સાધારણ અશક્તિમાં ગળોનું સત્ત્વ દેશી વૈદકમાં આપવામાં આવે છે.

બગીચાના સ્થાયી ભાગ ઉપરાંત પ્રૅક્ટિસિંગ સ્કૂલના વિદ્યાર્થીઓ તથા સ્કૉલરોના ઈલાયદા કયારાઓમાં ગુજરાતના મુખ્ય પાક, શાક તરકારી અને કપાસ, ભીંડી શણ વગેરે ઋતુ અનુસાર વાવવામાં આવે છે.

બગીચાનાં મોટાં ઝાડ ઉપર કેટલાંક પક્ષી માળા બાંધી રહે છે તેમાં બીજાં સામાન્ય પક્ષીઓ સાથે કોયલ પણ છે.

દર વર્ષે આ વનસ્પતિમાં પ્રયોગ રૂપે થોડો ઉમેરો કરવામાં આવે છે. ગયે વર્ષે જે વનસ્પતિ બગીચામાં છે તેની વિવિધ જાતો ઉપરાંત કરજન, ખાખરો અને આંબો ઉગાડવામાં આવ્યાં છે. આ વર્ષે યુકેલી-પ્ટસ, બ્રાહ્મી, પારસર્જાણુ અને લજામણી નાખવામાં આવ્યાં છે.

આ બગીચાનો હેતુ ઉપર જણાવ્યું તે પ્રમાણે ફક્ત શોભા કે ઉપયોગ નથી પણ ગુજરાતની વનસ્પતિના પ્રતિનિધિરૂપ છોડનું સંગ્રહસ્થાન બનાવવાનો અને શિક્ષણમાં મદદગાર થવાનો છે. આ વિવિધતામાં ઉમેરો કરવામાં અહિંથી પાસ થઈ હજારો શિક્ષકો અર્પણ કરશે તો તેઓ શિક્ષણમાં મદદ કર્યા ઉપરાંત જે સંસ્થામાં તેઓ ભણ્યા છે તેનું કાંઈક અંશે ઋણ અદા કરશે.

પ્રીતમરાય વ્રજરાય દેસાઈ.

# સૂચના

૧. આ માસિકમાં છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતાપણું હોવું જોઈએ એમ વાચકોએ માનવું નહિ

૨. આ પત્ર સંબંધી લખાણ 'મેનેજર, ગુજરાત શાળાપત્ર, અમદાવાદ' એ સિરનામે કરવું છાપવા માટેનું લખાણ કાગળની એકજ બાજુએ ચોકખે અક્ષરે લખવું છાપવાયોગ્ય લાગશે તો તે છપાશે નહિ પસંદ કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો પાછા મોકલવામાં આવશે નહિ

૩. લેખકને ઉત્તેજન—વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપ્યાથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ ૧) સુધી આપવામા આવશે ચર્ચાપત્ર માટે કંઈ પણ આપવામા આવશે નહિ

૪ લવાજમ—વરસ એકનો રૂ ૧-૮-૦(ટપાલ ખર્ચ સાથે)અગાઉથી વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦; છુટક અંકના રૂા ૦-૨-૬ ટપાલ ખર્ચ જુદુ)

શાળાપત્રનું વરસ જાન્યુઆરિથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે, માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે અથવા નવા થવા માગતા હશે, તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાનીજ છુટક અંક લેખે કિંમત લેવામા આવશે

૫ મનિઑર્ડર-કુપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું તેમજ ત્યા એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલા સરનામાના લેબલ ઉપરનો નંબર પણ લખવો

૬. જાહેરખબરના દર—

| મુદત | એકપાન | અડધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ ૧૦૦) | રૂ ૬૦) | રૂ ૪૦) |
| છ માસ | રૂ ૬૦) | રૂ. ૪૦) | રૂ ૩૦) |
| ત્રણ માસ | રૂ ૪૦) | રૂ ૩૦) | રૂ ૨૦) |

નાણાં અગાઉથી લેવામાં આવશે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૭ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમા જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતું નથી માટે દરેકને મંજુર કરેલી ચોપડી ગણવી નહિ

તંત્રી

Registered No. B. 43

પુસ્તક ૬૪ ] [ અંક ૯

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

## સપ્ટેમ્બર, સને ૧૯૨૫.

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક ( જાન્યુઆરિ ૧૯૨૪ થી )

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M.Ed., I.E.S.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



સૂર્યપ્રકાશ પ્રિં૦ પ્રેસમાં, મુળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું—

ઠેકાણું—કાળુપુર, ટંકશાળ—અમદાવાદ

## સપ્ટેમ્બર-સને ૧૯૨૫.

## અનુક્રમણિકા.

—o—



---

## શુદ્ધિપત્રક.

પુ. ૬૪ મુ અંક ૭ મો-માહે જુલાઈ, સને ૧૯૨૫.

| પૃષ્ઠ | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૧૭ | સરકારી જાહેરખબર નં.૧ | બાપુભાઇ લાલદાસ | ચુનીલાલ બાપુભાઇ [illegible] |

—o—

## જાહેરખબર.

### સને ૧૯૨૫ની સાલમાં લેવાએલી એન. પી. વકીલ સ્કોલરશીપની પરીક્ષાનું પરિણામ.

| નામ. | ઉમ્મર. | ક્યા નિશાળમાં ભણે છે. | સ્કોલરશીપની રકમ |
|---|---|---|---|
| વર્ગ-અ- | | | |
| ૧. એલીન. કે. નનરવાળા | ૧૩ | ગર્લ્સ હાઇસ્કુલ, અમદાવાદ. | રૂ. ૪ |
| વર્ગ-બ- | | | |
| ૨. મહેરની. પી હકીમીંગ. | ૧૪ | " | રૂ. ૫ |
| વર્ગ-ક- | | | |
| ૩. તરંગિની. આર. નીલકંઠ | ૧૫ | " | રૂ. ૬ |

અમદાવાદ. તા. ૩૧ મી ઑગસ્ટ સને ૧૯૨૫.

સહી-કે. એસ. વકીલ
એજ્યુકેશનલ-ઇન્સ્પેક્ટર-ઉત્તર-ભાગ.

# गुजरात शाळापत्र

પુસ્તક ૬૪] સપ્ટેમ્બર, સને ૧૯૨૫ [અંક ૯


## સુર્વે કમિટિનો રિપોર્ટ.

---

પ્રાથમિક શાળાના શિક્ષકોના પગારમાં ફેરફાર સૂચવવાના પ્રશ્ન ઉપર વિચાર કરવા સરકારે નીમેલી કમિટિનો રિપોર્ટ—

આ કમિટિ સમક્ષ ત્રણ પ્રશ્નોનો વિચાર રજુ થયો હતો.

પ્રશ્ન—૧—સાઠે પરાંજપે યોજના અમલમાં મૂકાય તો પ્રાથમિક કેળવણીને બાધક થાય એમ છે કે નહિ.

આને અંગે કમિટિ એવો મત ધરાવે છે કે જિલ્લા લોકલ બોર્ડના શિક્ષકોને આ પ્રમાણે પગારનું ધોરણ સ્વીકારતાં ૨૦.૧ લાખનું ખર્ચ વધી પડશે જેમાંનું ૧૬.૨ લાખનું ખર્ચ સરકારે આપવું પડશે. લોકલબોર્ડો આ ખર્ચ વેઠી શકે એવો સંભવ નથી. સરકારને લોકલબોર્ડોને ૧૬.૨ લાખની વધારાની ગ્રાન્ટ પુરી પાડવી પડશે. મ્યુનિસિપાલિટિઓમાં આ યોજના દાખલ થાય તો ૩ લાખનું ખર્ચ થાય છે જેમાંના ૨.૩ લાખ સરકારે ગ્રાન્ટ રૂપે આપવા પડશે. એટલે સરકારને ૧૮.૫ લાખનું ખર્ચ વધશે.

કમિટિ માને છે કે સ્થાનિક મંડળોને ભવિષ્યના શિક્ષકોને 'સાઠે પરાંજપે સ્કીમ'થી ભારે પગાર આપવા પડશે તેથી ખર્ચને પહોંચી ન વળવાથી કેળવણીના ફેલાવાને બદલે તેને વધતી અટકાવશે.

પ્રશ્ન—૨. આ યોજનાથી નાણુને લગતો બોજો લોકલબોર્ડો વેઠી શકશે કે નહિં.

આને અંગે કમિટિ માને છે કે બધો બોજો સરકારને ઉપાડી લેવો પડશે.

લોકલબોર્ડોને નવા વેરાથી આવકનાં સાધનો શોધવાં પડશે. પરંતુ કેળવણીના વિસ્તારની દરેક યોજના પરત્વે કુ ખર્ચ વેઠવાનું છે તે વેઠી નહિ શકે.

પ્રશ્ન—૩ મોંઘવારીની દૃષ્ટિએ કયા જિલ્લા તરફ ખાસ વલણ બતાવવું પડશે. ઉત્તર—મુંબઈ (પરાં સાથે) થાણા શહેર, કલ્યાણ, વસઈ, પુના શહેર, અમદાવાદ, કરાંચી અને કદાચ બીજાં.

કમિટિના અભિપ્રાય પ્રમાણે વધુમાં વધુ પગાર હાલ જે મળે છે તે ખાસ કરીને લાયકાતવાળા શિક્ષકો માટે ઓછો છે માટે કમિટિ હેડ માસ્તરો માટે નીચે મુજબ એલાવન્સ આપવા ભલામણ કરે છે. તેનો આધાર શાળાનું સ્વરૂપ તથા ઉપયોગિતા ઉપર રહેવો જોઈએ. હેડ માસ્તર કાયમના હોય કે હંગામી હોય તો પણ તેને તે મળવું જોઈએ. તેને સ્પેસ્યલ પગાર તરીકે ગણવું. રજાના એલાવન્સ તથા પેન્શનમાં તેનો સમાવેશ થવો જોઇએ.

| નિશાળ અને સંખ્યા | હેડ મા. નું એલાવન્સ |
|---|---|
| ૭૫ સુધીની સંખ્યા વાળી નિશાળમાં | ૫ |
| ૭૦ થી ૧૫૦ | ૧૦ |
| ૧૫૧ થી ૨૨૫ | ૧૫ |
| ૨૨૬ થી ૩૦૦ | ૨૦ |

૧૫૦ કરતાં વધારે સંખ્યાવાળી નિશાળમાં ૫ રૂ નું, ભથ્થું પહેલા આસિસ્ટંટને આપવું જો નિશાળમાં ૨૨૫ ની સંખ્યાથી વધુ હોય તો રૂ. ૧૦ સુધી આપવું.

# શાળાના બાગકામની સમજુતી.

## મુંબઈ ઇલાકાના કેળવણી ખાતા તરફથી પ્રકટ કરવામાં આવેલો ઉપોદ્ઘાત.

શાળાના બાગ કામનો હેતુઃ—ઇલાકાની પ્રાથમિક શાળાઓ માટે તૈયાર કરવામાં આવેલા સૃષ્ટજ્ઞાનના અભ્યાસક્રમમાં શાળાનું બાગકામ એક અગત્યનો ભાગ છે. શાળાના બગીચા મારફત સામાન્ય સૃષ્ટિજ્ઞાન સારી રીતે આપી શકાય. બગીચાનાં ફાયદાકારક તથા નુકસાનકારક વનસ્પતિ અને પ્રાણીજીવન સાથે આ સ્થળે બાળકો સંસર્ગમાં આવે છે અને છોડની વૃદ્ધિમાં સૂર્ય, વરસાદ અને જમીનનો શો સંબંધ છે તેનો અભ્યાસ કરે છે.

શાળાનો બગીચો એટલે જે સ્થળે વિદ્યાર્થીઓ પોતાની મેળે ખરે-ખર છોડ વાવતા હોય, ઉછેરતા હોય અને અભ્યાસ માટે નક્કી કરેલા છોડની વૃદ્ધિની જુદી જુદી દશાઓની નોંધ કરતા હોય તે બાળકોએ જાતેજ બાગકામ કરવું જોઈએ. બાગકામના ક્યારાની સંભાળ બાળકોને બદલે માળીએ કે શિક્ષકે રાખવી જોઈએ નહિ. બાળકોને સ્વાભાવિક રીતેજ બાગકામનો શોખ હોય છે અને થોડાંએક તરકારી કે ફુલ વાવી શકે એવા નાના ક્યારા કે જમીનનો કબજો તેમને મળે તો તેથી તેમને ઘણો આનંદ થાય. નિશાળ-ની જમીનની સુધારણા કે શોભા કરતાં પ્રત્યક્ષ શિક્ષણ આપવાનો હેતુ બગીચો બનાવતી વખતે ધ્યાનમાં રાખવાનો છે. એક ગ્રંથકાર કહે છે તેમ બગીચાનો મુખ્ય આશય શોભા આપવાનો નથી પણ ઉપયોગ છે. સૃષ્ટિ-જ્ઞાનની બીજી દરેક શાખાની માફક બાગકામનો અભ્યાસ અને મહાવરો અવલોકનશક્તિ અને તર્કશક્તિ કેળવે છે અને સાથે સાથે ઉત્તમ પ્રકારની હસ્તકળાની કેળવણી પુરી પાડે છે અને તેનાથી વિદ્યાર્થીઓને પદ્ધતિસર કામ કરવાની ટેવ પડવાનો સંભવ છે. હાથે કરવાનાં કામ તરફ અરૂચિ અને વળી ધિક્કાર આપણી નિશાળોમાં પુસ્તક વાચનને મળેલી હદ ઉપરાંતની અગ-ત્યને લીધેજ છે. હાલ નિશાળોમાં દાખલ કરવામાં આવેલા હુન્નરકળાના વિવિધ વિભાગોની માફક શાળાનું બાગકામ સંસ્કાર પડી શકે એવી ઉમ્મરે બાળકોને જાત મહેનતમાં રહેલું ગૌરવ શીખવે છે. વધારામાં ગામડાંની

નિશાળોને જરૂરી એવા ગામડાના ઉદ્યોગોનું જ્ઞાન આપે છે અને બગીચામાં અને ખેતરમાં ઉગાડવામાં આવતા પાકનું વ્યવહારી ઓળખાણ કરાવે છે. તથા પાક કેવી જમીનમાં ઊગે છે અને તેનો શો ઉપયોગ છે તે માહીતી પુરી પાડે છે. બાગકામ ખુલ્લી હવામાં કસરત આપે છે તેથી તે ઉત્તમ વિનોદ છે. અનુભવથી માલુમ પડ્યું છે કે જે વિદ્યાર્થીઓને નિશાળના સામાન્ય વિષયો ઠીક લાગતા નથી તેવા વિદ્યાર્થીઓને ઘણીવાર જે કામમાં તેમના હાથ અને આંખનો ઉપયોગ કરવો પડે છે તે કામમાં ઘણો રસ પડે છે અને તેમનાં મન જાગૃત થાય છે અને તેથી કરીને પછીથી તેઓ નિશાળના બીજા વિષયમાં વધારે ઉમંગથી પ્રવેશ કરે છે.

પ્રાથમિક શાળામાં બાગકામ માટે યોગ્ય શિક્ષક નિશાળનો શિક્ષકજ છે. ધંધાદારી માળીને જો કે વખતો વખત સલાહને માટે બોલાવી શકાય અને તેનો લાભ લઈ શકાય, પણ નાના વિદ્યાર્થીઓના કામ ઉપર દાબ રાખવાને જોઈતો અનુભવ તેનામાં ભાગ્યેજ હોય છે અને વળી ઘણીવાર તેનામાં વૈજ્ઞાનિક જ્ઞાન કે બાગકામને સૃષ્ટિજ્ઞાનનો એક ભાગ બનાવવા માટેનું મનનું વલણ પણ હોતુ નથી. તેનો હેતુ તો સારો પાક ઉગાડવાનો હોય છે. જ્યારે બાગકામ નિશાળનો શિક્ષક શીખવતો હોય ત્યારે તે વિષયનો સંબંધ સૌથી ફાયદાકારક રીતે નિશાળના બીજા વિષયો સાથે જોડી શકે.

**શાળાના બાગકામ માટે જરૂરી સંજોગો.**—બધી નિશાળોમાં બાગકામની અનુકૂળતા હોતી નથી. ફક્ત થોડી નિશાળોને બાગકામ માટે જરૂરી સગવડ હોય છે. નિશાળની નજદીકમાં બંધીઆર જમીનનો ટુકડો અને પામેજ પાણીની મગવડ બગીચાને માટે તદ્દન જરૂરનાં છે. ગામડાની નિશાળોને જરૂરી જમીન મેળવતાં મુશ્કેલી પડતી નથી પણ ઘણી નિશાળોને પાણીની તંગી વેઠવી પડે છે. એક ઘડો પાણી મેળવવા માટે લોકોને અડધો માઈલ કે તેથી પણ વધારે દૂર જવું પડે તેવાં ગામડાં પણ છે, અને એવી જગાઓએ બાગકામ થવું અશક્ય છે. ઇલાકામાં કેટલીક નિશાળોમાં બગીચાઓ છે, પણ એ કામમાં ચાલુ રસના અભાવને લીધે ઘણાજ થોડા સારી સ્થિતિમાં છે. કેળવણીનું એ નવીન તત્ત્વ છે તેમ ધારીને કેટલાક ઉત્સાહી શિક્ષકોએ તે સાહસ ઉપાડી લીધેલું, પણ તેમાંના ઘણા એ બગીચાની બાબતમાં નિષ્ફળ થયા છે, કારણ કે બની શકે તેના કરતાં વધારે કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. શરૂઆતના પ્રયત્નો સાદા હોવા જોઈએ.

## બગીચાની યોજના.

**બગીચા માટે જમીન.**—શાળાનો બગીચો બનાવવા માટે જમીનની પસંદગી કરવાનું કામ નિશાળના અધિકારીઓના હાથમાં જવલ્લેજ હોય છે. જે જમીન મળી શકે તેવી હોય છે તે લેવી પડે છે, અને તેનો બની શકે તેવો સારામાં સારો ઉપયોગ કરવો પડે છે. છોડ બરાબર રીતે ઉગી શકે તે માટે છોડને પૂરતો ખોરાક, પ્રકાશ અને હવા મળે એ હેતુ ધ્યાનમાં રાખી બગીચાની જમીન પસંદ કરવી જોઈએ. બગીચાનું સ્થળ નિશાળના મકાનથી થોડેકજ દુર હોવું જોઈએ. બગીચાની પાસે મોટાં ઝાડ ન જોઈએ કારણ કે એ ઝાડ બગીચાના છોડનાં પ્રકાશ અને હવા લઈ લે છે અને જમીનનો કસ પણ ખુટી જાય છે. બગીચાની તદ્દન પાસે પાણી મળી શકે તેમ હોવું જોઈએ તે પણ જરૂરનું છે. જો પાણી કુવા મારફત પુરૂં પાડવાનું હોય તો ઇંટ ચુનાની છાછરી કુંડી બાંધવી જોઈએ અને તેમાં બાળકોના ઉપયોગને માટે પાણી ભરી શકાય. જમીન કેવી જાતની છે એ જોવું બહુ અગત્યનું નથી કારણ કે મહેનતથી જમીન સુધારી શકાય છે પણ પસંદ કરેલી જમીન પાણી ભરાઈ રહે એવી નીચાણની કે ઉભા ઢોળાવની બાજુ હોવી જોઈએ નહિ.

**ક્યારા કરવા.**—બગીચાની જમીન પસંદ કર્યા પછી પહેલું પગથીઉં જમીન સાફ કરી સપાટ કરવાનું છે. પત્થર ઉપાડી લેવા જોઈએ કે ખોદી કાઢવા જોઈએ. ખાડા પૂરી કાઢવા જોઈએ અને જમીનની સપાટી સરખી કરવી જોઈએ જમીનનું પહેલું ખોદાણ સાધારણ રીતે બાળકોને માટે ગજા ઉપરાંતની મહેનતનું કામ છે. વરસાદ પછી તરતજ મજૂરો રોકીને તે કામ કરી શકાય. જો જમીન વિસ્તારમાં પૂરતી હોય તો તે હળથી ખેડાવી શકાય. જો તે નિશાળના વંડાથી રક્ષિત ન હોય તો આખી જમીનની આસપાસ વાડ બાંધવી જોઈએ. બાગની શરૂઆત થાય તે પહેલાં આખી જમીનની માપણી કરવાની અને ક્યારાની રચના બતાવનારો નકશો તૈયાર કરવાની જરૂર છે. જમીનની માપણી માપવાની પટીથી કે લાકડીથી કરવી જોઈએ અને યોગ્ય જગાએ રસ્તાનાં અને પગથીનાં નિશાન કરીને ક્યારાના ભાગ પાડવા જોઈએ. જમીન માપવાનું તથા ક્યારા માપવાનું કામ વિદ્યાર્થીઓએ કરવું જોઈએ. બગીચાનો આકાર સાદો હોવો જોઈએ. જો લંબ ચોરસ હોય તો સારો. ભૂમિતિના આકારોથી બનતી જાત જાતની રચનાઓ છોડી દેવી જોઈએ.

નિશાળના બગીચામાં મુખ્યત્વે શાક તરકારી ઉગાડવાં અને ફૂલ ઝાડ તો દેખાવ પૂરતાંજ ઉછેરવાં. જો નિશાળનો વંડો મોટો હોય તો નિશાળના મકાન પાસેનો ભાગ ફૂલ ઉગાડવામાં વાપરી શકાય. સામાન્ય રીતે પ્રાથમિક શાળાઓમાં ફળ ઉછેરવાં વ્યવહારૂ નથી, કારણ કે ફળ ઉછેરવામાં ઘણી અક્કલ જોઈએ છે ને તેની આશા ફક્ત કેળવાએલા માળી પાસેજ રાખી શકાય.

વિદ્યાર્થીઓને ક્યારાની વહેંચણી.—વિદ્યાર્થીઓમાં ક્યારાની વહેંચણી સાધારણ રીતે બે રીતે થાય છેઃ—

(ક) સામાન્ય ક્યારા પદ્ધતિ—કે જેમાં બધા વિદ્યાર્થીઓ શિક્ષકની સૂચના મુજબ સહકારથી કામ કરે છે.

(ખ) વ્યક્તિગત ક્યારા પદ્ધતિ—કે જેમાં દરેક વિદ્યાર્થીને જુદો ક્યારો આપવામાં આવે છે.

વ્યક્તિગત ક્યારાપદ્ધતિ વધારે સામાન્ય છે અને બેશક બન્નેમાં સારી છે. જ્યારે પોતાની મેળે પૂરી વ્યવસ્થા કરવી પડે છે ત્યારે વિદ્યાર્થીઓ પૂરે પૂરી જોખમદારી અનુભવે છે, અને પોતાના ક્યારામાં વધારે રસ લે છે. આ પદ્ધતિમાં જે વિદ્યાર્થી પોતાનું કામ બરાબર નથી કરતો તેની બેદરકારી ખુલ્લી પડવાનીજ એ નિર્સંદેહ છે અને સારી અને ખરાબ ખેતીનાં પરિણામ વચ્ચે મુકાબલો કરી શકાય છે. વિદ્યાર્થીઓની ઉમ્મરને અનુસરી ક્યારાના કદમાં ફેરફાર થઈ શકે. શાક તરકારીના ક્યારા માટે પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓ સારૂ શરૂઆતમાં ૪'×૪' અને પછી ૫' યોગ્ય કદ છે શાક તરકારીની હાર ઉત્તર દક્ષિણ જવી જોઈએ. શાક તરકારીના ક્યારાની આસપાસ આના કરતાં સાંકડા ફૂલના ક્યારા આવવા જોઈએ. રસ્તાની જમીનની બાજુએ ઇંટ, પત્થર કે મઠ્ઠવ નાના છોડની હાર કરવી જોઈએ.

ઓજાર.

જે નિશાળમાં બગીચા બનાવવાનો હોય તે નિશાળમાં સાધન હોવાં જોઈએ. ઓજાર બાળકો સહેલાઈથી પકડી શકે તેવાં નાનાં કદનાં હોવાં જોઈએ; વળી તે પાસે ખોદવામાં આવતા નાના ક્યારામાં વધારે અનુકૂળતાવાળાં છે. એકી વખતે કામ કરતા ત્રીસ વિદ્યાર્થીઓના વર્ગ માટે જોઈતાં ઓછામાં ઓછાં ઓજારોની યાદી અહીં આપી છેઃ—

| | |
|---|---|
| ૬ કોદાળી. | ૨ છરી. |
| ૬ ત્રીકમ. | ૧ કાતર. |
| ૧૨ ખરપી. | ૧ માપવાની પટી. |
| ૩ દંતાળી. | દોરડું. |
| ૬ ઝારા. | ખીલા. |
| ૧ કુહાડી. | ટોપલીઓ વગેરે. |

બગીચામાં કામ શરૂ કરતા પહેલાં ઓજારના ઉપયોગની સુચના આપવી જરૂરની છે. દિવસનું કામ પુરૂ થાય ત્યારે ઓજાર માફ કરવા જોઈએ અને તેમને યોગ્ય સ્થળે મૂકવાં જોઈએ.

## જમીન અને તે તયાર કરવાની રીત.

**બગીચાની જમીન**—જે પદાર્થોની જમીન બનેલી છે તે પદાર્થો રેતી, ચીકણી માટી, વનસ્પતિજ પદાર્થ અને કેટલીક વખત ચુનો છે. રેતી ખડકની નાની કણુ કરચોની બનેલી છે અને તે કરચો એક બીજા સાથે ચોટતી નથી. રેતી જમીનને પોચી કરે છે અને હવા અને પાણીને જમીનમાં માર્ગ કરવા દેવામાં અને મૂળને બધી દિશાએ દાખલ થવા દેવામાં મદદ કરે છે. તે પાણીને સારી રીતે એકઠુ કરી રાખતી નથી. માટી રેતી કરતાં નાના કણુની બનેલી હોય છે અને જ્યારે ભીની હોય છે ત્યારે ચીકણી હોય છે. માટીવાળી જમીન ઘટ અને ચીકણી હોવાથી તેમાં કામ કરવું અઘરૂં છે. માટી રેતી કરતાં ઘણો વધારે ભેજ ગ્રહરી ગખે છે. માટીની જમીનમાં સુકી ઋતુમાં ચીરા પડે છે તેથી તે રહેલાઈથી ઓળખી શકાય છે. હ્યુમસ અથવા 'વનસ્પતિજ માટી' પાંદડાં, મૂળ વગેરે કોહી ગએનાં વનસ્પતિજ દ્રવ્યોમાંથી બને છે અને તેનો રંગ ઘેરા તપખીરીઆ હોય છે. સપાટીની જમીન અંદરની જમીન કરતાં વધારે કાળી હોય છે તેનું કારણ તેની અંદર ર્હેલો વનસ્પતિજ ભાગ છે. બગીચાની બધી જમીનોમાં વનસ્પતિજ ભાગ સૌથી અગત્યનો ભાગ છે. જે જમીનમાં વનસ્પતિજ ભાગ પૂરતા પ્રમાણમાં હોય છે તે સુકી ઋતુમાં કઠણ થાય છે અને ઠંડી ઋતુમાં પોતાની ગરમી જલદીથી બહાર કાઢી નાંખે છે જમીનમાં ચુનો છે પણ તેનું પ્રમાણ મોટું નથી. બગીચા માટે સૌથી ઉત્તમ જમીન વનસ્પતિજ ભાગથી રંગે કાળી પડેલી અને કુમાશમાં નરમ ચએની ઉંડા, રેતાળ

ભાડાની જમીન છે. તે જમીનમાં થોડો ચુનો પણ હોવો જોઈએ. રેતીવાળી ઘણી જમીનો ફળદ્રુપ ભાડાની જમીન હોય છે અને તેમાં ચારે પદાર્થો યોગ્ય પ્રમાણમાં મળેલા હોય છે. કપાસને લાયકની ઘણી જમીન કાળી ચીકણી માટીની જમીન હોય છે એટલે તે જમીનમાં ચીકણી માટી મોટા પ્રમાણમાં હોય છે. લાલ અને આછા રંગની જમીનો રેતવાળી જમીનો છે અને તેમાં રેતી મોટા પ્રમાણમાં હોય છે.

જમીનનું ખોદાણ—આટલે સુધી બગીચામાં કરવાનું કામ બધા વિદ્યાર્થીઓને સામાન્ય છે; પણ હવે દરેક વિદ્યાર્થીને પોતાના જુદા ક્યારામાં કામ કરવાનું છે અને તેની ખાસ સંભાળ લેવાની છે. જો બગીચાની જમીન પહેલાં ખેતીના કામમાં લીધેલી હોય તો છોડ વાવવા માટે જમીન તૈયાર કરવાનું કામ ઘણી અગત્યનું નથી. નકામા છોડ અને પત્થરા કાઢી નાંખવાનું અને ૭ થી નવ ઇંચ ઉંડાઈની જમીન તળે ઉપર કરવાનું, એટલુંજ કામ જરૂરનાં છે. જેમ વર્ષ જતાં જાય તેમ ધીમે ધીમે ઉંડાઈ વધારવી જોઈએ. માળીઓ અનુભવથી શીખ્યા છે કે પાકના ઉત્તમ ફાલને માટે ઉંડું ખેડાણ જરૂરનું છે. જો જમીન પહેલાં ખેડાએલી નહિ હોય તો તેને એક ફુટ ઉંડાઈ સુધી ખોદવી પડશે. જમીન ખેડવા માટે શિયાળો સૌથી સારો વખત છે. એ વખતે ખોદકામ સહેલાઈથી થઈ શકે એટલા પૂરતો જમીનમાં ભેજ હોય છે. જમીનની નીચેના ભાગમાંનો ભેજ સુકાઈ ન જાય તેટલા માટે ઢેફાં ભાગી નાંખીને જમીનની ઉપરના ભાગનું પડ પોચું રાખવું જોઈએ. જમીનમાં ખેડ થઈ ગઈ હોય તો પણ દરેક પાક ઉતર્યા પછી બાગના ક્યારા ખોદી કાઢવા એ સારી ગોઠવણ છે. આથી કરીને હવા અને સૂર્યની ગરમી જમીનપર ફાયદાકારક અસર કરે છે. ઢેફાં ભાગીને તરત માટી બનાવી દેવી જોઈએ અને જમીન ખાતર નાંખવા માટે તૈયાર કરવી જોઈએ આ કામ વર્ષમાં એક વખત કરી શકાય.

ખાતરનો ઉપયોગ અને સામાન્ય ખાતરો.—જમાનાઓના અનુભવથી માળીઓ શીખ્યા છે કે હંમેશાં પાક ઉગાડવાથી જમીનનો કસ ઘટે છે અને આ રીતે જે પદાર્થો ઘટ્યા હોય તે પાછા મેળવવા ઇલાજ લેવા જોઈએ. જમીનમાં ઉમેરેલો કોઈ પણ પદાર્થ કે જેમાં તેની ફળદ્રુપતા વધારવાની શક્તિ હોય તે ખાતર કહેવાય છે. જે જમીનનો કસ ઉતરી ગયો હોય તેને પાછી તાજી કરવા માટેજ ખાતરનો ઉપયોગ

છે એટલુંજ નહિ પણ કુદરતી રીતે ઓછા કસવાળી જમીનનો કસ વધારવામાં પણ તેનો ઉપયોગ થાય છે.

ઉકરડાનું ખાતર—ખેડુતોએ રાખેલી ગાયો અને ઢોરોથી ઉત્પન્ન થએલું આ ખાતર છે અને આ દેશમાં વપરાતાં ખાતરોમાં તે સૌથી અગત્યનું છે. છોડના ખોરાકની ઘટનામાં અને તેનો ભંડાર ટકાવી રાખવામાં ઉકરડાના ખાતરની બરાબરી કોઈ ખાતર કરી શકતું નથી. તે માટીને વધારે છિદ્રાળુ અને રેતાળ જમીનને ભેજ વધારે ટકાવી શકે તેવી બનાવીને જમીનની પ્રાકૃતિક સ્થિતિ પણ સુધારે છે. તે તાજું નાખવું જોઈએ નહિ. તેનો કેટલોક ભાગ કોહી જાય પછી તે વાપરવું જોઈએ. જો વાપરતા પહેલાં ખાતર થોડો વખત રાખી મૂકવું હોય તો તેમાંથી જમીનને ફળદ્રુપ કરનારાં તત્ત્વો ઓછાં ન થાય તે માટે તેને એક જથ્થામાં રાખવું જોઈએ તથા ભીનું રાખવું જોઈએ.

પાંદડાંનું ખાતર—જ્યારે પાંદડાં પૂરેપૂરાં કોહી જાય અને એક રૂપ થઈ જાય ત્યારે તે કિમતી ખાતર બને છે. બાગમાં પડેલાં બધાં પાંદડાં એક ખાડામાં એકઠાં કરવાં જોઈએ અને તેમાં ભેજ રાખવા માટે વખતોવખત પાણી નાંખવું જોઈએ

રાખ—રાખ સારા ખાતર તરીકે વપરાય છે. જો જમીન ચીકણી માટી જેવી કઠણ હોય તો તેની જોડે મિશ્રણ કરવામાં તે વપરાય છે. જંતુઓના હુમલાથી રક્ષણ કરવા માટે પણ રાખ છોડના આસપાસ મૂકાય છે.

જમીન પહેલીવાર સરખી થાય ત્યાર પછી તેને ખાતરના એક ઇંચ કે દોઢ ઇંચ જેટલા જાડા પડથી ઢાંકવામાં આવે તો સારૂં. આ પડ છોડના ખોરાકમાં ઉમેરો કરે છે. જમીનની માટી સાથે તે પૂરેપૂરૂં મેળવવું જોઈએ. બાગના ક્યારામાં ખાતર નાંખવા માટે ચોમાસાના પાક પછી તરતનો વખત સૌથી સારો છે. દર વર્ષે કેટલું ખાતર નાંખવું તે જમીનની સ્થિતિ ઉપર આધાર રાખે છે; ખરાબ જમીનને સારી જમીન કરતાં વધારે જોઈએ. વાવતા પહેલાં માટી બારીક અને ઝીણી કરવી એ જરૂરનું છે, કારણ કે તેથી છોડ સ્હેલાઈથી નીચે મૂળ નાંખી શકે છે.

### પાકનો અનુક્રમ

પાકનો ફેરફાર એ પણ ખાતરનો હેતુ બર લાવે છે. એવું માલમ પડયું છે કે એક જાતનો ખોરાક જોઇતો હોય તેવી જાતના અને બીજી

જાતનો ખોરાક જોઈતો હોય તેવી જાતના છોડ વારા ફરતી વાવવા જોઈએ કે જેથી કરીને એક પાક ઉગતો હોય તે વખતે બીજા વર્ગના બીજા પાકને ઉછેરવા માટે જમીન લાયક થાય. ઘઉં અને મકાઇ જેવાં તૃણધાન્ય, વાલ અને વટાણા જેવા શીંગવાળા છોડ ઉગાડ્યા પછી સારી રીતે ઊગી શકે. વેંગણ, ટમાટા, બટાકા અને મરચી વારા ફરતી વાવવાં જોઈએ નહિ. મૂળા, ગાજર જેવા મૂળવાળા પાક એકજ જમીનમાં વારા ફરતી વાવવા જોઈએ નહિં. બાગને માટે વારાફરતી વાવવા લાયક પાકના થોડા દાખલા અહીં આપ્યા છે—

૧. (૧) વટાણા, વાલ, (૨) મકાઇ. (૩) ભીંડી (૩) રીંગણી.

૨. (૧) વાલ અને વટાણા, (૨) આદુ (૩) મરચી. રીંગણી,

૩. (૩) રાકરીઆં, ડુંગળી; (૨) મગફળી, (૩) મકાઈ.

## બીની રોપણી.

જમીન બરાબર સારા આકારની બનાવ્યા પછીનું કામ બીની રોપણી છે. તે ઘણું અગત્યનું કામ છે અને બની શકે તેટલી સંભાળથી તે કરવાની જરૂર છે. બી રોપવા માટે સૌથી વધારે અનુકૂળ ઋતુ પસંદ કરવી જોઈએ. ઇલાકાના બધા જિલ્લાઓ માટે રોપણીની અમુક તારીખો મુકરર કરી શકાય નહિ. ફક્ત વખતનો અડસટો આપી શકાય; અને દરેક સ્થળને માટે અમુક છોડ સારૂ સૌથી અનુકૂળ વખત અનુભવથી નક્કી કરવાનું બની શકે. અહિં આપેલી યાદી માર્ગદર્શક ગણવાની છે.

બી રોપવાની જમીન સરખી અને કણુ હોવી જોઈએ અને તેની સપાટીની માટી પોચી હોવી જોઈએ પણ તે ચીકણી કે ધુળ જેવી સુકી હોવી જોઈએ નહિ. બી સરખે અંતરે આવેલી સીધી હારોમાં રોપવાં જોઈએ. અને હારોમાં રોપણી બહુ પાસ પાસે કરવી જોઈએ નહિ. મોટાં બી ક્યારામાં સપાટીથી એક ઈંચ નીચે દાખલ કરવાં જોઈએ. એથી ઉલટું નાનાં બી અને ખાસ કરીને કેટલાંક ફુલનાં બી છાછરાં વાવવાં જોઈએ. નાનાં બી પહેલા તેના ઉપર તડકો સીધો ન પડે તેવી રીતે છાછરાં કુંડામાં કે ખાસ ક્યારામાં વાવવાં જોઈએ. અને જ્યારે તે ધરૂ મોટા અને ઝાલી શકાય તેવા મજબુત થાય ત્યારે બાગના ક્યારામાં રોપવાં જોઈએ. નાનાં બી વાવતી વખતે તેમના ઉપર પા ઇંચથી વધારે નહિ એટલી માટી વેરીને ઢાંકણ કરવું જોઈએ

અને હાથથી કે લાકડાના પાટીઆથી પોચે હાથે માટી દબાવવી જોઈએ. ખસખસ (પૉપી) જેવાં ફુલ ઝાડનાં નાનાં બી જે જગાએ છોડ રાખવાનાં હોય તે જગાએજ વાવવાં જોઇએ કારણ કે તેના ધરૂ ઉખેડી વાવવાથી છોડ બગડે છે. વાવતી વખતે સરખી રીતે વેરાય તે માટે આની સાથે થોડી માટી ભેળવવી જોઈએ. જેટલા છોડ ઉછેરવા હોય તેના કરતાં બમણાં બી વાવવાં એ સલાહ ભરેલું છે. જ્યારે છોડ મોટા થશે ત્યારે તેના દેખાવની સામાન્ય અસર કેવી થશે તે કયારામાં ફૂલ ઝાડનાં બી વાવતી વખતે વિચારવું જોઈએ. દરેક વિદ્યાર્થીના કયારામાં એના એજ પાક એકજ ક્રમ પ્રમાણે વાવવા આગ્રહ રાખવો એ ઇચ્છવા જોગ છે. આ ગોઠવણથી વિદ્યાર્થીઓના કામનો મુકાબલો કરવામાં સરળતા થાય છે, અને તેથી બગીચો વ્યવસ્થિત અને સુઘડ થાય છે. બીને પાણી પાતી વખતે બીના કયારામાં બહુ પાણી ભરાઈ ન જાય તેની ઘણી સંભાળ લેવી જોઈએ. જમીન ભેજવાળી રાખવી એટલુંજ જરૂરનું છે અને આ માટે ઝીણી ધાર પડે એવો ઝારો વાપરવો જોઈએ.

છોડ એક જગાએથી બીજી જગાએ બદલવાનું કામ સાંજના સારૂ થઈ શકે, જોકે જ્યારે હવા ભેજવાળી હોય કે વાદળાં હોય ત્યારે તે કામ ગમે તે વખતે થઈ શકે. ધરૂને બગીચામાં રોપવા માટે મૂળ વળ્યા સિવાય પેસી શકે એટલું ઉંડું અને પહોળું કાણું જમીનમાં કરવું જોઈએ. જ્યારે કયારામાં બી વાવવામાં આવે છે ત્યારે ઘણીવાર છોડ છૂટા પાડવાની જરૂર પડે છે. આમ કરવાનો હેતુ બગીચાના કયારામાં ઘણા છોડ એકઠા થઈ જતા અટકાવવાનો છે. એક છોડ અને બીજા છોડ વચ્ચે રાખવાના અંતરનો આધાર છોડની વૃદ્ધિની ખાસીઅત ઉપર છે.

## કલમ કરીને છોડ ઉગાડવા.

છોડ વધારવા માટે બીમાંથી છોડ ઉછેરવાથી બીજે નંબરે ઘણી સામાન્ય રીત કલમથી છોડ ઉગાડવાની છે. ઉષ્ણ કટિબંધમાં કલમ કરીને છોડની ઘણી મોટી સંખ્યા સ્હેલાઈથી ઉછેરી શકાય, અને ખાસ કરીને જો વરસાદની ઋતુમાં યોગ્ય જમીનમાં ખોસવામાં આવી હોય તો (૧) જે છોડને ઘણાં બી આવતાં નથી અને (૨) જે છોડ બીમાંથી બહુ ધીમા વધે છે તેમની સંખ્યા વધારવા માટે કલમની રીતનો ઉપયોગ કરવામાં આવે છે. તંદુરસ્ત છોડની સારી રીતે વૃદ્ધિ પામેલી ડાંખીઓ લેવી અને તેમને નવાં મૂળ નાખવાનું બની શકે તે માટે પાણીના સારા નિકાલવાળા

(૪) તમાકુના પાંદડાનો પાણીમાં કરેલો ઉકાળો પણ અસરકારક ઇલાજ છે.

## બાગ કામની નોંધપોથી

બાગકામનો હેતુ કુદરતશીનું લક્ષ્મનો હોવાથી વિદ્યાર્થીઓ ન બાગકામના નિરીક્ષણને ઘણું મહત્વ આપવામાં આવે છે. દરેક વિદ્યાર્થીએ બાગકામની નોંધ કરવાને એક નોંધપોથી રાખવી જોઈએ કે જેમાં તે પોતાનાં નિરીક્ષણની, બાગમાં કરેલાં કામની અને પોતાના ક્યારામાં થએલી છોડની વૃદ્ધિની નોંધ રાખે. તેણે બગીચાના નકશો પ્રમાણસર બનાવવો જોઈએ અને તે નકશામાં તેનો પોતાનો ક્યારો ખાસ જુદી નિશાની કરીને દેખાડવો જોઈએ અને જેમ કામ આગળ વધતું જાય તેમ તે કામની હકીકત તેણે દાખલ કરતા જવી જોઈએ. તેમાં બીનો વાવવાની, છોડની રોપણીની, છોડ બદલવાની, છોડ છૂટા પાડવાની અને એવાં બીજાં અગત્યનાં કામની તારીખવાર નોંધ કરવી જોઈએ, બી જેટલાં વાપર્યાં હોય તે, વાવવાની પદ્ધતિ, પહેલું પાંદડું, કળી, ફૂલ અને ફળ દેખાવાની તારીખ, જંતુનો હલ્લો, આ બધી બાબતો નોંધ પોથીમાં લખવી જોઈએ, અને તે નોંધપોથીને સાદાં રેખા ચિત્રોવડે સચિત્ર કરવી જોઈએ. જંતુઓની જીવનદશાનું નિરીક્ષણ કરવું જોઈએ અને નોંધપોથીમાં નોંધવું જોઈએ

## બાગનાં બી બચાવી રાખવાં

બાગકામની શરૂઆત વખતે નિશાળો તેમના બીનો જથ્થો પુનાની એમ્પ્રેસ બોટેનિકલ ગાર્ડનમાંથી અગર મુંબઈ, પુના, બેંગ્લોર અથવા બીજા .. .. બી વેચનારા પાસેથી મેળવી શકે. બગીચો સારી રીતે જામી જાય ત્યાર પછી બગીચામાં ઉછરેલા છોડનાં બી બચાવી રાખવામાં આવે એ ઇચ્છવા જોગ છે. બી ઉત્પન્ન કરવા માટે પસંદ કરેલા છોડ એજ કામને માટે જુદા રાખવા જોઈએ અને બી એકઠાં કરવામાં આવે તે પહેલાં પૂરેપૂરાં પાકવા જોઈએ. બીનો સંગ્રહ સૂકી જગાએ રાખવો જોઈએ.

## શાળાના બગીચાને લાયક છોડ

આ ઇલાકાની પ્રાથમિક શાળાઓના બગીચાને લાયક છોડની એ યાદી આ સાથે આપી છે. વાવવા માટેની સૂચનાઓ જે જિલ્લાઓમાં વરસાદ વર્ષાઋતુમાં એટલે જૂનથી સપ્ટેમ્બર સુધી નૈર્ઋત્ય દિશાએથી મળે છે તેમને લાગુ પડે છે. (અપૂર્ણ)

# મુંબઈ યુનિવર્સિટિની બી. ટી. (બૅચેલર ઑવ ટીચિંગની ડિગ્રી માટેની છેલ્લી પરીક્ષામાં પુછાએલા કેટલાક પ્રશ્નો.

——:*:——

( અનુસંધાન ગુ. શા. પત્ર પુ. ૬૪ મું અંક ૨ જો. માર્ચ, ૧૯૨૫. પૃષ્ઠ ૮૭ થી. )

૧૯. શાળામાં છોકરા છોકરીઓને એકઠું અર્થાત્ એકજ શાળામાં–શિક્ષણ આપવાના લાભાલાભ વર્ણવો.

૨૦. 'પ્રોજેક્ટ પદ્ધતિ' શિક્ષણશાસ્ત્રના કયા સિદ્ધાંતો ઉપર રચાએલી છે તેનું વિવેચન કરો કેવા પ્રસંગોમાં એ પદ્ધતિવાળું શિક્ષણ ફલદાયી નીવડી શકશે ?

૨૧. " ડાલ્ટન પ્લાન ' નામની શિક્ષણપદ્ધતિમાં નીતિના અને મનના વિકાસના કયા સિદ્ધાંતોનો સમાવેશ કરવામાં આવેલો છે તે લખો. એ તરેહની શિક્ષણપદ્ધતિની વિરુદ્ધની નીચેની દલીલોનું, નિરાકરણ તમે કેવી રીતે કરશો તે લખો:—

(૧) " તે પદ્ધતિથી શાળાની વ્યવસ્થા બગડશે.

(૨) " વર્ગશિક્ષણને અંગે જે ઉત્સાહ અને પ્રેરણા હોય છે તે નષ્ટ થશે. "

(૩) " તેથી બાળકના મનપર કામની જવાબદારીનો બોજો ઉંમરના પ્રમાણમાં બહુ વધારે વહેલો નાખી દેવામાં આવશે. "

૨૨. બાળકના નૈતિક વિકાસની પ્રાપ્તિ–અર્થે નીચેની બાબતો કેટલે અંશે સહાયભૂત થશે તે વિષે ચર્ચા કરો: —

(૧) શાળાનું ગૌરવ–પ્રતિષ્ઠા (school-tone)

(૨) રમતગમત.

(૩) નીતિપાઠ

(૪) શિક્ષકનું આદર્શ વર્તન.

૨૩. બાળકની બુદ્ધિની પરીક્ષા માટે જે જુદી જુદી પદ્ધતિઓનો ઉપયોગ થાય છે તેનો ટુંક અહેવાલ આપો.

વ્યક્તિગત અને સમુદાયમાં શીખવવાની રીતના ગુણદોષનું વિવરણ કરો.

૨૪. સાંપ્રત કાળમાં શાળાની વ્યવસ્થા અર્થે દરશાવામાં આવતી જુદી જુદી શિક્ષાઓ પરત્વે તમે તમારા વિચારો દર્શાવો.

૨૫. વર્ગશિક્ષણની અને વિષય શિક્ષકદ્વારા શિક્ષણ આપવામાં લાભાલાભ કયા સમાએલા છે તે ચર્ચો.

૨૬. વર્ગના ઓરડામાં બાળકોનું શારીરિક આરોગ્ય જાળવવા માટે તમે શિક્ષક તરીકે કયા ઇલાજો લેશો.

૨૭. "માનસિક શક્તિઓનો વિકાસ કરવો એટલુંજ બસ નથી. માત્ર શરીરની ખીલવટ માટે નહિ પણ મગજ અને ચારિત્ર્યની ખીલવટ માટે પણ શરીરની કેળવણી જરૂરની છે."
પૂર્વોક્ત વાક્યનું સ્પષ્ટીકરણ કરો.

૨૮. વર્ગના ઓરડામા તમે સરસામાન અને સાહિત્યોની કેવી ગોઠવણી કરશો કે જેથી તમારા વર્ગનો ઓરડો નમુનાદાર–આદર્શરૂપ–વર્ગના ઓરડા તુલ્ય દેખાય.

ઉત્તર આકૃતિ આપી સમજાવો.

૨૯. "આપણા પાઠના શિક્ષણનો આરંભ પદાર્થદ્વારા થવો જોઈએ અને અંત નિયમોરૂપ હોવો જોઈએ." (હર્બર્ટ સ્પેન્સર)

૩૦. દોષયુક્ત પ્રશ્નોના ૭ દૃષ્ટાંતો આપો.
તેમની માનસશાસ્ત્રના આધારે ચર્ચા કરો.

૩૧. તમે કદિ નિષ્ફળ પાઠ આપ્યો હોય અથવા કોઈએ આપેલો તમે જોયો હોય તેનું ટુંકું વર્ણન કરો.
તેની નિષ્ફળતાનાં કારણોનું દરેક દૃષ્ટિબિન્દુથી વિવેચન કરો.

૩૨. તમારા એક પ્રિય વિષય તરીકે ડ્રિલનો વિષય છે એમ સમજી તેનુ સ્વરૂપ આલેખો અને તેની ઉપયોગિતા વર્ણવો.

૩૩. પુનરાવર્તનના પાઠો આપણી શાળાઓમાં સામાન્ય રીતે નીરસ નીવડે છે એવું કહેવામાં આવે છે. તેવા પાઠોમાં રસ ઉપજાવવા માટે તમે શા ઇલાજો લેશો? તેમાંના થોડાક ઇલાજોનું વર્ણન કરો.

૩૪. "શિક્ષણનો હેતુ જ્ઞાન અને કૌશલ્ય આપવાનો છે અને તે સાથે રસ કેળવવો એ પણ છે." તમારા શિષ્યોને તમે કયું કૌશલ્ય આપો

છો? અને તેમનામાં તમે કયી રસવૃત્તિ કેળવશો? તમારા પોતાના વિષયોના શિક્ષણ પરત્વે તમે કઈ પદ્ધતિઓનો ઉપયોગ કરશો?

૩૫. "શાળામાં વિદ્યાભ્યાસ પરિપૂર્ણ કર્યા પછી સાહિત્યના રચનાત્મક અને નૈતિક સૌન્દર્ય પ્રત્યે ઘણા વિદ્યાર્થીઓ ઉદાસીનતા ધરાવે છે એ ખેદની વાત છે."

પૂર્વોક્ત ન્યૂનતા દૂર કરવા તમે શાળામા સાહિત્યના શિક્ષણમાં ક્યા ખાસ ઇલાજો લેશો તેનું વર્ણન કરો.

૩૬. નીચેના ત્રણ વિષયો પૈકી ગમે તે એકજ વિષયના એક પાઠની અથવા અનેક ક્રમિક પાઠોની નોંધ તૈયાર કરો:—

(અ) ક્રિયાવિશેષણ પદસમહ

(બ) મિશ્ર વાક્યોનું પૃથક્કરણ

(ક) હેત્વર્થ કૃદન્ત

---

૩૭. ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓને કોઈ પણ વર્ણનાત્મક વાચનપાઠ (કવિતાનો) શીખવવાનો તમે ઇરાદો રાખો છો તો તે માટે તમે જે પદ્ધતિનો ઉપયોગ કરો તેનું સંક્ષેપમાં રેખાદર્શન આપો. તેવા પાઠને રસિક કરવાને તમે કયાં સાધનો ઉપયોગમાં લેશો?

તમે એવી તરેહના પાઠ આપ્યા હોય વા અપાએલા જોયા હોય તેની મદદથી તે પદ્ધતિનો ઉપયોગ સ્પષ્ટ કરી સમજાવો.

૩૮. "મનની ઉત્પાદક શક્તિનો વિકાસ કરવો અને સ્વાશ્રય ગુણની વૃદ્ધિને પોષવી એ ગણિતના શિક્ષણનો હેતુ છે." (લૅન્કુર્ડ)

પૂર્વોક્ત કથનનું સ્પષ્ટીકરણ કરો, અને શાળામાં તે હેતુ કેટલે અંશે પાર પડે છે તેનું વિવેચન કરો

૩૯. "જો ગણિતના શિક્ષણથી બાળકને તેના મનુષ્ય તરીકના જીવનમા—યુવાવસ્થાના સમયમાં—તે વિષય ઉપયોગમાં ન આવી શકે એમ હોય તો તેનુ શિક્ષણ ન આપવું એ ઉચિત છે." (પેરી) આ વાક્યનું સમર્થન કરો.

૪૦. પ્રાથમિક શાળાના ધોરણ ચોથામા ગણિતના વિષયનો શિક્ષણક્રમ રચી તૈયાર કરો. (માત્ર રૂપરેખા આપવી.)

(અપૂર્ણ)

## સરકારી જાહેરખબરો

---

(૧)

### ટ્રેનિંગ કૉલેજની વાર્ષિક પરીક્ષા, સને ૧૯૨૫

અમદાવાદની પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજની તેમજ ઉર્દૂ ટ્રેનિંગ સ્કૂલની વાર્ષિક પરીક્ષા તા. ૯ મી નવેમ્બર ૧૯૨૫ અને તે પછીના દિવસોએ તેજ સ્થળે લેવામાં આવશે. પરીક્ષાનો ટાઈમ સોમવારથી ગુરૂવાર સુધી ૧૧-૩૦ થી ૫ વાગતાં સુધી, અને શુક્રવારે ૮ થી ૧૧ સુધી, અને ૨ થી ૫ સુધી, અને શનિએ ૮-૧૧ સુધીનો રાખવામાં આવ્યો છે.

---

(૨)

### કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના ધારાઓ

---

કેળવણી ખાતું

જંજીરે મુંબઈ ૧૯૨૫.

નં.

કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના નીચે મુજબના ધારાઓ સાર્વજનિક ઉપયોગ માટે જાહેર કરવામાં આવ્યા છે:—

ધારાઓ.

૧ કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પ્રત્યેક જિલ્લાના એક કે વધુ સ્થળે, જ્યાં પુરતી સંખ્યામાં ઉમેદવારો હાજર થનાર હોય તેવાં સ્થળે કેળવણી ખાતા તરફથી લેવામાં આવશે.

આ પરીક્ષા મુંબઈ ભાગમાં ( ફક્ત મરાઠી ઉમેદવારો માટે ), ...માં અને દક્ષિણ ભાગમાં—ઑક્ટોબર માસમાં, અને ... ફક્ત ગુજરાતી ઉમેદવારો માટે ), અને ઉત્તર ... માસમાં, કે ડિસેમ્બર માસમાં, અને સિંધમાં એપ્રિલ માસમાં લેવાશે.

૩૪. "શિક્ષણનો ... કેળવવો એ પણ

આ પરીક્ષા પ્રત્યેક ભાગમાં દરેક મધ્ય સ્થળે એકજ તારીખોએ લેવામાં આવશે; પરંતુ મુંબઈ ભાગમાં મરાઠી ઉમેદવારોના પરીક્ષા મધ્ય ભાગના ઉમેદવારોની પરીક્ષાના દિવસો દરમિઆન, અને મુંબઈ ભાગમાં ગુજરાતી ઉમેદવારોની પરીક્ષા ઉત્તર ભાગના ઉમેદવારોની પરીક્ષાના દિવસો દરમિઆન લેવામાં આવશે.

મધ્ય ભાગમાં, ઉત્તર ભાગમાં, અને દક્ષિણ ભાગમાં ઉર્દુમાં લેવાની પરીક્ષા તે તે ભાગમાં જે દિવસો દરમિઆન ગુજરાતીમાં તે પરીક્ષા લેવામાં આવે તેજ દિવસોમાં તે લેવામાં આવશે. મુબઈ ભાગમાં ઉર્દુમાં તે પરીક્ષા, જે દિવસો દરમિઆન મધ્ય ભાગમાં ઉર્દુ-મરાઠી ઉમેદવારોની અથવા ઉત્તર ભાગમાં ઉર્દુ-ગુજરાતી ઉમેદવારોની પરીક્ષાઓ લેવામાં આવે તેજ દિવસો દરમિઆન લેવામાં આવશે.

પરીક્ષાના દિવસો એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર પરીક્ષાના બે માસ અગાઉથી નક્કી કરી જાહેર કરશે.

૨ આ પરીક્ષા દરેક ભાગમાં એક મધ્યસ્થ કમિટિની દેખરેખ નીચે લેવામાં આવશે.

આવી મધ્યસ્થ કમિટિઓ ચાર નીમવામાં આવશે.

ઉત્તર ભાગમાં એક કમિટિ અમદાવાદમાં ગુજરાતીમાં અને ઉર્દુમાં લેવામાં આવનારી પરીક્ષાઓ માટે; મધ્ય ભાગમાં અને મુંબઈ ભાગમાં એક કમિટિ પુનામાં મરાઠીમાં અને ઉર્દુમાં લેવામાં આવનારી પરીક્ષાઓ માટે; દક્ષિણ ભાગમાં એક કમિટિ ધારવાડમાં,કાનડીમાં અને ઉર્દુમાં લેવામાં આવનારી પરીક્ષાઓ માટે; અને સિંધ માટે એક કમિટિ-કરાંચીમાં-સિંધીમાં જવાબ લખનાર ઉમેદવારો માટે.

૩ પ્રત્યેક ભાગની મધ્યસ્થ કમિટિમાં તે ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર (મરાઠી લેવાતી પરીક્ષામાં મધ્ય ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર), કન્યાશાળાનાં ઈન્સ્પેક્ટ્રેસ (જ્યાં હોય ત્યાં), સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ કૉલેજના લેડી સુપરિન્ટેન્ડન્ટ, પ્રત્યેક ભાગમાં કન્યાઓ માટેની મંજુર થએલી પ્રાથમિક શાળાઓના

બે પ્રતિનિધિઓ, નીમવામાં આવશે, અને તે ઉપરાંત, ઉર્દૂ પરીક્ષા માટે ઉર્દૂ શાળાઓના ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ( અને પુનામાં ઉર્દૂ કન્યાશાળાનાં ઇન્સ્પેક્ટ્રેસ) અને મંજુર થએલી કન્યાઓ માટેની શાળાના એક પ્રતિનિધ.

આ મધ્યસ્થ કમિટિઓ પોતાના ભાગની પરીક્ષા માટે પરીક્ષકોની નીમણુંક, પ્રશ્નપત્રો તપાસાવા, અને માર્ક અને પરિણામ જાહેર કરવાના કામ માટે જવાબદાર ગણાશે.

પ્રત્યેક ભાગના એ. ઇન્સ્પેક્ટર કમિટિઓના પ્રમુખ થશે.

જો તેમની અને કમિટિની વચ્ચે કોઈપણ બાબતનો મતભેદ ઉભો રહેશે તો તે ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્ષનને તે વિષે પૂછીને તેમનો હુકમ મેળવશે.

૪ આવી મધ્યસ્થ કમિટિ ઉપરાંત બીજી સ્થાનિક કમિટિઓની નીમણુંક એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરફથી કરવામાં આવશે. તેવી સ્થાનિક (સબ) કમિટિઓમાં ચાર સભ્યો રહેશે, તેમાંના એક સરકારી ખાતાના ઇન્સ્પેક્ટિંગ ઑફિસર હોવા જોઇશે અને જો બની શકે તો જિલ્લાની કોઈપણ કન્યાઓ માટેની મંજુર થએલી શાળામાંથી કોઈ પણ એક સ્ત્રી પ્રતિનિધિ પણ સભ્ય તરીકે નીમવામાં આવશે, આવી સ્થાનિક (સબ) કમિટિના પ્રમુખની નીમણુંક એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરફથી કરવામાં આવશે. મધ્યસ્થ કમિટિએ નક્કી કરેલા પ્રોગ્રામ મુજબ પરીક્ષા લેવડાવાની સામાન્ય વ્યવસ્થા સ્થાનિક કમિટિ કરી લેશે.

૫ પરીક્ષામાં બેસવાની અરજી આ સાથેના એક છાપેલા ફૉર્મ ઉપર (પરિશિષ્ટ अ માં બતાવ્યા પ્રમાણે) કરવી. પરીક્ષાના મહીના ના અગાઉના મહીનાની પહેલી તારીખે અથવા તે પહેલાં જિલ્લાના ડે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને તે અરજી મળી જવી જોઈએ. વિદ્યાર્થીએ પસંદ કરેલા સ્થળે પોતે પસંદ કરેલી ભાષામાં અથવા તો વિષયમાં પરીક્ષા લેવામાં મુસ્કેલી લાગશે તો એ. ઇન્સ્પેક્ટર તે વિદ્યાર્થીને અમુક સ્થળે પરીક્ષામાં બેસવાની સૂચના કરશે.

નોંધ: અરજીનાં કોરાં છાપેલાં પરીક્ષાનાં ફૉર્મ જિલ્લાની

સ્થાનિક કમિટિના પ્રમુખને અરજી કર્યાથી તેમની પાસેથી મફત મળશે.

૬ પરીક્ષાના અભ્યાસક્રમ માટે પરિશિષ્ટ ત્ર જુઓ.

૭ પરીક્ષામાં બેસવા માટે ઉમેદવારની ઉંમરનો કોઈ પણ તરેહનો બાધ લેવામાં આવશે નહિ.

૮ પરીક્ષામાં કોઈપણ પ્રકારની ફી લેવામાં આવશે નહિ.

૯ પરીક્ષામાં પાસ થનાર વિદ્યાર્થીઓનાં નામની યાદી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ગવર્મેન્ટ ગેઝેટમાં, ( અથવા સિંધ ભાગમાં સિંધના ઓફિશ્યલ ગેઝેટમાં પ્રગટ કરશે અને સ્થાનિક કમિટિના પ્રમુખ જિલ્લાના મધ્ય સ્થળે તેનાં વર્નાક્યુલર ( ગુજરાતી મરાઠી વગેરે ) માં ભાષાન્તરો કરી જાહેરખબર તરીક બહાર પાડશે.

પાસ થનારનાં નામ જિલ્લાવાર તેમના પાસ થયાના નંબરની લાયકાત પ્રમાણે અનુક્રમે ગોઠવવામાં આવશે, અને પ્રત્યેક નામની સામે તેણે મેળવેલા માર્ક પણ લખી જણાવવામાં આવશે. દરેક જિલ્લાની જિલ્લા લોકલબોર્ડની ઑફિસ આગળ આ પાસ થનારનાં નામની યાદી વર્નાક્યુલરમાં પ્રકટ કરવામાં આવશે.

૧૦ પાસ થએલા વિદ્યાર્થીઓને એ. ઇન્સ્પેક્ટર તરફથી પરિશિષ્ટ ક મુજબ સર્ટિફિકેટ આપવામાં આવશે દરેક સર્ટિફિકેટમાં વિદ્યાર્થીની સહી તેની માતૃભાષામાં કરેલી હોવી જોઈએ અને તે ખોવાઈ ગયું છે અથવા નાશ પામ્યું છે એમ એ. ઇન્સ્પેક્ટરને ખાત્રી થશે તો રૂ. ૨ ફીના લઈ એ. ઇન્સ્પેક્ટર બીજી આપશે.

૧૧ એક વખત પરીક્ષામાં પાસ થયા પછી અને સર્ટિફિકેટ મેળવ્યા પછી કોઈ પણ ઉમેદવારને તેજ પરીક્ષામાં ફરીથી બેસવાની રજા આપવામાં આવશે નહિ.

૧૨ જે માસમાં પરીક્ષા લેવામાં આવેલી હોય તેજ માસની પહેલી તારીખે જે કન્યાઓએ ૧૮ વર્ષ પૂરાં નહિ કર્યાં હોય તેમાંથી જે બે કન્યાઓ પરીક્ષામાં સૌથી પહેલે તથા બીજે નંબરે પાસ થશે તેમને જિલ્લા દીઠ અનુક્રમે રૂ. ૧૦) નું અને રૂ. ૫)નું ઇનામ એમ બે ઇનામો આપવામાં આવશે.

---

## પરિશિષ્ટ અ.

### કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષામાં બેસવા માટેની અરજીનું ફૉર્મ.

(વાંચો ધારો નં. ૫)

સ્થાનિક કમિટિના પ્રમુખ,

સાહેબ, જિલ્લો________

________________________________સ્થળે લેવામાં આવતી કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેસવાની મને પરવાનગી આપવાની હું અરજ કરું છું. હું__________×__________ભાષામાં અને__________+__________વિષયમાં પરીક્ષા લેવડાવવા ઇચ્છું છું, અને હું જણાવું છું કે નીચેની હકીકતો 'અને સર્ટિફિકેટો મારી જાણ અને માન્યતા પ્રમાણે સાચાં છે અને મેં અગાઉ આ પરીક્ષા પાસ કરી નથી.

*વિશેષમાં હું જણાવું છું કે મેં કોઈ સ્વીકારાએલી શાળામાં કોઈ દિવસ અભ્યાસ કર્યો નથી.

---

× અહીં ગુજરાતી, મરાઠી, કાનડી, સિંધી અથવા ઉર્દુ એમાંની ગમે તે એક ભાષાનું નામ લખવું.

+ અહીં ઇતિહાસ, ચિત્રકામ, કુદરતનો અભ્યાસ, અથવા સંગીત એમાંથી ઇચ્છા પ્રમાણે પસંદ કરેલા એક કે બે વિષયોનાં નામ લખવાં. એક વિષય તો તેમણે લેવોજ પડશે.

* જે ઉમેદવાર સ્વીકારાએલી શાળામાં ભણતી હોય અથવા ભણી હોય તેણે આ પ્રતિજ્ઞા છેકી નાખવી.

હું છું, સાહેબ,

આપની તાબેદાર સેવક

કે $\frac{\text{પિતા}}{\text{પત}}$ ના નામ સહિત પોતાનું નામ અને અટક ____________

જાત કે ધર્મ જ્ઞાત કે કોમ ____________

ઈ. સ. પ્રમાણે જન્મ તારીખ ____________

ગામનું નામ ____________ તાલુકો ____________

જિલ્લો ____________

પરીક્ષામાં જે નિશાળેથી બેઠી હોય તેનું નામ ____________

પોસ્ટ ઑફિસવાળું ઠેકાણું ____________

તા. ____________ ૧૯૨

અરજદારની છેલ્લી નિશાળના $\frac{\text{હેડમાસ્તર}}{\text{હેડમિસ્ટ્રેસ}}$ ની અથવા તો જાણીતા પ્રતિષ્ઠિત સદ્ગૃહસ્થની સહીવાળું સર્ટિફિકેટ

હું પ્રમાણપત્ર આપું છું કે ઓછામાં ઓછા એક વર્ષથી ____________ ને જાણું છું અને અરજીમાં જણાવેલી જન્મ તારીખ અને બીજી હકીકતો મારી જાણ અને માન્યતા પ્રમાણે ખરી છે અને તેની ચાલચલગત સારી છે.

સહી ____________

હોદ્દો ____________

તા. — —૧૯૨

પુરું સરનામું ____________

---

## પરિશિષ્ટ ब.

### કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાનો અભ્યાસક્રમ.

(ઇલાકામાં સને ૧૯૨૫થી અને સિંધમાં સને ૧૯૨૬થી અમલમાં આવશે.)

આ પરીક્ષા મરાઠી, ગુજરાતી, કાનડી, સિંધી કે ઉર્દૂ ભાષામાં લેવામાં આવશે.

સને ૧૯૨૪ માં કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના ધારાઓમાં પરિશિષ્ટ ब માં શા. પ. પુ. ૬૪; પા. ૨૦૩–૨૦૫ માં જે અભ્યાસક્રમ જણાવેલો છે તેમાં નીચે પ્રમાણે સુધારો કરવામાં આવ્યો છે.

૧૨૫ પહેલો વિષય—ભાષા:

૩૦ (અ) કેળવણીખાતાની છઠ્ઠી ચોપડીના ૧/૨ થી ૩/૪ ભાગનું સરળતાથી અને ભાવપૂર્વક વાચન, અથવા તો ઉત્તર ભાગમાં કન્યાવાચનમાળા નં. ૩ પુરી—વાંચેલી ચોપડીમાંની ૭ કવિતાઓનો મુખપાઠ.

( ઉર્દુ ઉમેદવારો માટે )

મૌલવી સૈયદ અમરફ અશરફીના, "સરમાય-યે-ઉર્દુ" નામના પુસ્તકના ૧/૨-થી ૩/૪ ભાગનું સરળતા અને ભાવપૂર્વક વાચન.

વાંચેલી ચોપડીમાંથી ૧૫૦ કડીઓનો મુખપાઠ.

પુસ્તકના પાઠો અને કવિતાઓ એ. ઇન્સ્પેક્ટર નક્કી કરશે.

૪૫ (બ) વાંચેલા ગદ્ય અને પદ્યના પાઠોની સમજુતી.

૨૦ (ક) વ્યાકરણ—ચોથા અને પાંચમા ધોરણનું કામ. પુરુષ અને વિભક્તિ, સકર્મક અને અકર્મક ક્રિયાપદો; સાદા કાળ; સાદા ત્રણ પ્રયોગો; મિશ્ર અને સંયુક્ત વાક્યોની સમજ.

૨૦ (ડ) હાથના લખાણનું ( ફાઈલનું ) વાચન.
મરાઠી પરીક્ષાઓ માટે મોડી લખાણનું વાંચન.

ટીપ કે નોંધ. બ અને ક વિષયો માટે એક પ્રશ્નપત્ર.

૭૫ બીજો વિષય—નિબંધ અને અક્ષર:

૬૦ (અ) વિદ્યાર્થીઓના રોજના અનુભવમાં આવતા વિષયો ઉપર નિબંધ (ચાલુ વહીવટી અક્ષરમાં). કથન રૂપ અને વર્ણનાત્મક, અક્ષર, જોડણી શબ્દોને છુટા પાડવાની રીત અને વિરામચિહ્નો ધ્યાનમાં લેવામાં આવશે.

૧૫ (બ) શ્રુતલેખન—વાચનની ચોપડીના જેવીજ અઘરી ચોપડીના કોઈ અજાણ્યા કકરામાંથી.

૧૦૦ ત્રીજો વિષય—ગણિત અને નામું.

૮૦ (અ) ગણિત—સાદા અને વિવિધ પરિમાણોના સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકારના દાખલા; અવયવો પાડીને દ.સા. ભાજક અને લઘુતમ, વહેવારી અપૂર્ણાંક, દશાંશ પદ્ધતિની સમજ અને એકમ પદ્ધતિ પ્રમાણે સાદાં અને મિશ્ર

પ્રમાણે. સાદું વ્યાજ અને ચક્રવૃદ્ધિ વ્યાજની રીતથી માત્ર વ્યાજ કાઢવાનું. બની શકે ત્યાં સુધી ઉમેદવારોના જ્ઞાન અને અનુભવમાં આવતી વસ્તુઓ અને બાબતોને લગતા પ્રશ્નો.

૧૦ (બ) ઘરના હિસાબ; ચોપડો રાખવાનો અને ખાતાવહી ખતવવાનો સાદો મહાવરો.

૭૫ ચોથો વિષય—ભૂગોળ:

સમુદ્રોનું અને ખંડોનું જ્ઞાન, હિંદુસ્તાનની વિગતવાર હકીકત; એશિઆ ખંડના બાકીના દેશો જોડે ભૂગોળની દૃષ્ટિએ તેનો સંબંધ અને દુનીઆના બીજા દેશો જોડે તેનો રાજકીય અને વ્યાપારી સંબંધ.

બ્રિટિશ ટાપુઓ અને ઑસ્ટ્રેલિઆનું ઘણું સામાન્ય જ્ઞાન.

૭૫ પાંચમો વિષય—ઇતિહાસ:

બ્રિટિશ સમય સાથેના ખાસ સંબંધપૂર્વક હિંદુસ્તાનનો ઇતિહાસ. રાજ્યપદ્ધતિનો સામાન્ય ખ્યાલ.

૭૫ છઠ્ઠો વિષય—આરોગ્ય:

કન્યાઓ માટેનાં ધોરણ ૪, ૫ અને ૬ માટે નક્કી કરેલો અભ્યાસક્રમ.

૧૦૦ સાતમો વિષય—સીવણકામ:

લિખિત પરીક્ષા લેવામાં આવશે નહિ. પરીક્ષકની રૂબરૂ ઉમેદવારોને—

(અ) પોતાને બંધ બેસતો થઇ રહે તેવો કબજો વેતરવો અને સીવવો પડશે;

(બ) કન્યાઓ માટેની પ્રાથમિક શાળાનાં શરૂઆતનાં ધોરણોના અભ્યાસક્રમ માટેના દોરાકામના નમુનામાંથી કોઇપણ નમુનો તૈયાર કરવો પડશે અને થીગડાંનું કામ અને તુણવાનું કરવું પડશે;

(ક) નીચેનાંમાંથી કોઈ નાનો નમુનો:—
ગુંથવાનું, મોચાથી દોરાનું ગૂંથણકામ અથવા તો દેશી ભરતકામ.

૭૫ આઠમો વિષય—નીચેના ઐચ્છિક વિષયોમાંથી ઓછામાં ઓછો ગમે તે એક

૧ કુદરતનો અભ્યાસ—કન્યાઓ માટેના ધો. ૪ અને ૫ માટે નક્કી કરેલો અભ્યાસક્રમ.

૨ ચિત્રકામ—ડ્રોઇંગ કમિટિએ ધો. ૬ માટે ઘડેલો નવો અભ્યાસક્રમ.

૩ સંગીત—નીચેનો અભ્યાસક્રમ.

૧ સંગીતના સ્વર.

નીચે જણાવેલા સંગીતના બાર સ્વરોના ભેદનું જ્ઞાન અને તે સ્વરો તેમજ સ્વરોના પાંચ રીતના આરોહ અવરોહ ગાઈ બતાવવા.

| સ્વરનાં નામ. ... ... | પરસ્પર સંબંધદર્શક ...આંદોલનની સંખ્યા. |
|---|---|
| ષડ્જ... ... ... ... | ૨૪૦ |
| કો. ઋષભ ... ... ... | ૨૫૬ |
| ઋષભ... ... ... ... | ૨૭૦ |
| કો. ગાંધાર... ... ... ... | ૨૮૮ |
| ગાંધાર .. ... ... ... | ૩૦૦ |
| કો મધ્યમ... ... ... ... | ૩૨૦ |
| તીવ્ર મધ્યમ . ... ... ... | ૩૩૭½ |
| પંચમ ... ... ... ... | ૩૬૦ |
| કો. ધૈવત ... ... ... | ૩૮૪ |
| ધૈવત ... ... ... ... | ૪૦૫ |
| કો. નિષાદ ... ... ... | ૪૩૨ |
| નિષાદ ... ... ... .. | ૪૫૦ |
| ષડ્જ ... ... ... ... | ૪૮૦ |

૨ સંગીતના તાલનું માપ.—

(૧) કેરવા, દાદરા, રૂપક, વિલંબિત કેરવા, ઝપતાલ, ચોતાલ અને ત્રિતાલ—આ તાલોનો વિદ્યાર્થીઓએ તફાવત સમજવો અને તેમણે મોઢેથી માત્રા ગણીને હાથથી તાલ પાડી તાલ અને કાળ ગણી બતાવવા.

(૨) વિલંબિત, મધ્ય અને દ્રુત એ ત્રણમાંથી ગમે તે એક લયમાં કોઈ ચીજ ગાઈ ઉપરના તાલમાંથી કોઈ બે તાલનું માપ આપી બતાવવું.

૩ રાગ સુસ્વરવાળા.

(૧) રાગમાં આવતા બે જલ્દા સહિત, કોઈ પણ સાત રાગોની, આરોહી અવરોહી-સ્વરો તેમજ વાદી, સંવાદી અને અનુવાદી સ્વરોના જ્ઞાન સાથેની વ્યાખ્યા.

(૨) તાલ સાથે કોઈ પણ ત્રણ રાગો યોગ્ય સ્વરાવર્તના રૂપમાં ગાવા.

(૩) કેળવણીખાતાની કન્યાવાચનમાળામાંની કવિતાઓ અને રાષ્ટ્રગીત રાગ તાલ વગેરે ઉપર યોગ્ય ધ્યાન આપી ગાવાં.

૪ ઉપરની કવિતાઓમાંથી ગમે તે બે કવિતાઓ તાલ ઉપર યોગ્ય લક્ષ આપી અચરેકરની સ્વરમાળામાં ઉતારવી.

૫ સિતાર, દીલરૂબા વાયોલીન કે હિંદી હારમોનિયમ ઉપર એક સ્વરમાળા, એક પદ, અને એક વૃત્ત તથા રાષ્ટ્રગીત તેમની સ્વરરચના પ્રમાણે વગાડવાં.

નોંધ.

૧૯૨૫ અને ૧૯૨૬ માં ઇતિહાસ ઐચ્છિક વિષય તરીકે રહેશે. સને ૧૯૨૭ થી ઇતિહાસ ફરજિયાત વિષય રહેશે. સને ૧૯૨૫ અને ૧૯૨૬ માં ઉમેદવારોએ ઇતિહાસ, સૃષ્ટિજ્ઞાન, ચિત્રકામ અને સંગીત એ ઐચ્છિક વિષયોમાંથી એક વિષય તો લેવોજ પડશે; બે વિષયો પણ તેઓ લઈ શકશે.

(કે. ભાગના એ. ઇ. ના હુકમ નં. ૧૩૪૫ તા. ૨૨-૬-૨૫ ના આધારે)

---

## परिशिष्ट क.

### સર્ટિફિકેટનું ફૉર્મ

(કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષાના ધારાઓમાંથી ૧૦ મો ધારો જુઓ.)

### સરકારી કેળવણીખાતું મુંબઈ.

### કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાનું સર્ટિફિકેટ

મેળવેલા માર્ક પ્રમાણે આવેલો નંબર ________

આથી સર્ટિફિકેટ આપવામાં આવે છે કે ________

________ એ કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા ________ સ્થળે ________ ભાગમાં

સને ૧૯ માં ________________
ઐચ્છિક વિષય લઇને પાસ કરી છે.

તેણે વધારેમાં વધારે ________________ માર્કમાંથી
________________ માર્ક મેળવ્યા છે.

ઉમેદવારની જન્મ તારીખ ________________
ઉમેદવારની સહી ________________

________________ | ________________
ચેરમેન સ્થાનિક પરીક્ષા કમિટિ. સ્થળ. } એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ________ ભાગ.

તા.— ૧૯.

---

(૩)

## કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

કન્યાઓ માટેની આવતી વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા ( ઉ. ભા. મા તેમજ મુંબઈ ભાગમાં ગુજરાતી ઉમેદવારો માટે ) અને ૧૯૨૫ ના નવેમ્બર માસમાં (તા. ૩૦-૧૧-૧૯૨૫ અને તે પછીના દિવસો દરમિઆન) લેવાશે તેને માટે કન્યાવાચનમાળા પુસ્તક ૩ જાના ૬, ૯, ૧૨, ૨૨, ૨૬, અને ૩૦. પાઠોની કવિતાઓ.

ઉ. ભા. અને મુંબઇ ભાગના ઉર્દુ ઉમેદવારો માટે નીચે પ્રમાણે પાઠો નક્કી કરવામાં આવ્યા છે.

ગદ્ય.

રીરદુશી. પૃ૪ ૮૨ થી ૯૩ સુધી.
સુધારા અને તેઝીફ. પૃ૪ ૯૩ થી ૧૦૨ સુધી.
રાજા ટોડરમલ. પૃ૪ ૧૦૨ થી ૧૧૦ સુધી.

પદ્ય (કવિતા.)

પૃષ્ઠ ૧૪૯ હાઉદ, (શૌકકૃત)
પૃષ્ઠ ૧૭૩ થી ૧૭૬ મુસાદીસત (અમીર કૃત)
પૃષ્ઠ ૧ ૬ ઇજઝ અને ઇનોકમર (અનીસકૃત)
પૃષ્ઠ ૧૮૫ થી ૧૮૬ મુઆમત એ શગળ (મસ્તાક કૃત)
પૃષ્ઠ ૧૮૬ થી ૧૮૯ ખાખ-એ-હીંદ (બ્રીજ નારાયણ)
છેલ્લા કાવ્યમાંથી માત્ર ૨૬ લીટીઓ.

(સહી) જી. આઇ. શાહ.
ઉ. ભા. એ. ઇ. વતી.

(ઉ. ભા. ના એ. ઈ. ના હુકમ નં. ૩૪૪૭ તા. ૨૫-૬-૨૫ ના આધારે)

(૪)

## કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

ઇ. સ. ૧૯૨૬ ની સાલમાં થનારી (કન્યાઓ માટેની) વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા માટે નીચેનાં પુસ્તકો મંજુર કરવામાં આવ્યાં છે.

### ગુજરાતી ઉમેદવાર માટે.

અ. ગદ્યઃ કન્યા વાચનમાળા (ગર્લ્સ રીડર) પુસ્તક ૩ જા ના સઘળા પાઠો.

બ. પદ્યઃ કન્યા વાચનમાળા પુસ્તક ૩ જા માંથી ૬, ૯, ૧૨, ૨૨, ૨૬, અને ૨૦ પાઠો.

### ઉર્દુ ઉમેદવાર માટે.

અ. ગદ્યઃ મોલ્વી સૈયદ અહમદ અશરફ અસરવી કૃત "મુકમાય યે ઉર્દુ" માંથી નીચેનાં પૃષ્ઠ સિવાયનાં સઘળાં પૃષ્ઠના પાઠો.

દેહાતકી જિંદગી પૃષ્ઠ ૧ થી ૧૦
મબાનેહ ઉમરી કે મવાઇદ પૃષ્ઠ ૭૭ થી ૮૨
સીવીલીઝેશન યા તેહઝીબ પૃષ્ઠ ૯૩ થી ૧૦૨
ઉમીદકી ખુશી પૃષ્ઠ ૧૧૦ થી ૧૨૧
બકા-એ-દવામ કે દરબાર—પૃષ્ઠ ૧૨૧ થી ૧૪૧
રૂકાત પૃષ્ઠ ૧૪૨ થી ૧૪૯

બ. પદ્યઃ હમ્દ પૃષ્ઠ ૧૪૬

દૌલત ઔર વક્ત કા મુનાઝીરા પૃષ્ઠ ૧૫૫ થી ૧૫૭
ઇલ્તાજે-ગુનાહા પૃષ્ઠ ૧૫૭થી ૧૫૮
મુસદીસ પૃષ્ઠ ૧૭૧ થી ૧૭૬
ઇન્તઝો ઇન્કિસાર પૃષ્ઠ ૧૭૬
ખાક-એ-હિંદ પૃષ્ઠ ૧૮૬ થી ૧૮૮

ઉ. ભા. ના એ. ની ઑફિસ. } કે. એસ. વકીલ.
અમદાવાદ, તા. ૨૫-૮-૨૫ } એ. ઈ. ઉત્તર ભાગ.

ઉ. ભા. ના એજ્યુ. ઇ. સા. ફ. નં. ૭૨૨૪ ૧૧ મી સપ્ટેમ્બર ૧૯૨૫.

(૫)

## કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષા

### ઉત્તર ભાગ.

આથી જણાવવામાં આવે છે કે કન્યાઓ માટેની વ. ફા. પરીક્ષા સને ૧૯૨૫ ના નવેમ્બર તા. ૩૦ મી ને સોમવારે અને તેપછીના દિવસોએ ઉત્તર ભાગમાં નીચે જણાવેલા સ્થળોએ લેવામાં આવશેઃ—

| સ્થળનું નામ | જિલ્લાનું નામ |
|---|---|
| અમદાવાદ | અમદાવાદ |
| ધંધુકા | ,, |
| નાડીઆદ | ખેડા |
| આણંદ | ,, |
| બોરસદ | ,, |
| ખેડા | ,, |
| ગોધરા | પંચમહાલ |
| ભરૂચ | ભરૂચ |
| સુરત | સુરત |
| પારડી | ,, |

૨. સને ૧૯૨૪ ના જુલાઈની તા. ૧૭ મી નો કેળવણીખાતાનો સરકારી નોટિફિકેશન નં. ૨૬૭૬ જે તા. ૭ મી ઑગસ્ટ, સને ૧૯૨૪ ના મુંબઈ, ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૧ નાં ૧૭૪૩–૧૭૪૬ પાનાં ઉપર છપાએલો છે તે પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે.

૩. દરેક સ્થળે કમિટિ પરીક્ષા લેશે. આ સ્થળોની પરીક્ષક કમિટિના પ્રેસિડેન્ટ તરીકે ડેપ્યુટી ઇન્સ્પેક્ટર રહેશે.

૪. ઉમેદવારે જે સ્થળે પરીક્ષામાં બેસવું હોય તે સ્થળની પરીક્ષક કમિટિના પ્રેસિડેન્ટને છાપેલા ફોર્મમાં અરજી મોકલવી. અરજી પ્રેસિડેન્ટને મોડામાં મોડી તા. ૩૦ મી ઑક્ટોબર સને ૧૯૨૫ સુધીમાં અથવા તે પહેલાં મળી જવી જોઈએ. એ તારીખ પછી અરજી સ્વીકારાશે નહિ.

૫. પરીક્ષામાં બેસવાની ફી લેવામાં આવશે નહિ.

૬. પરીક્ષાનો અભ્યાસક્રમ, તા. ૭ મી ઑગસ્ટ, સને ૧૯૨૪ ના મુંબઈ, ગવર્મેન્ટ ગેઝેટ ભાગ ૧ નાં ૧૭૪૩–૧૭૪૬ ઉપર છપાએલો છે.

૭. ઉર્દુમાં વ. ફા. પરીક્ષા તેજ વખતે તે સ્થળોએ ઉર્દુ ઉમેદવારો માટે લેવામાં આવશે.

ઉ. ભા. ના. એ. ઇ. ની ઑફિસ
અમદાવાદ. તા. ૨૭–૮–૨૫

કે. એસ. વકીલ.
એ. ઇ. ઉત્તર ભાગ.

(ઉ. ભા. ના. એ. ઇ. ના હુકમ નં. ૬૯૯૩ તા. ૧૧–૯–૨૫ નાં આધારે)

(૬)

કન્યાઓ માટેનો વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાનો કાર્યક્રમ, સને ૧૯૨૫.

| દિવસ અને તારીખ | વખત ક્યાંથી ક્યાંસુધી | વિષય | માર્ક |
|---|---|---|---|
| સોમવાર, ૩૦–૧૧—૧૯૨૫ | ૧૦–૩૦ થી ૧૧–૩૦ સુધી | રજીસ્ટ્રેશન કે ઉમેદવારનાં નામની નોંધ. | |
| | ૧૧–૩૦ ,, ૧–૩૦ ,, | આરોગ્ય વિજ્ઞાન. | ૭૫ |
| | ૨–૩૦ ,, ૪–૩૦ ,, | (अ) નિબંધ.<br>ब) શ્રુતલેખન. | (अ) ૬૦<br>(ब) ૧૫ |
| બુધવાર, ૨—૧૨—૧૯૨૫ | ૧૧—૦ થી ૨ સુધી | (अ) ગણિત.<br>ब) નામું. | (अ) ૮૦<br>(ब) ૨૦ |
| | ૩—૦ ,, ૫ ,, | ભૂગોળ | ૭૫ |
| ગુરુવાર, ૩—૧૨—૧૯૨૫ | ૧૧—૦ થી ૨ સુધી | ગુજરાતી કે ઉર્દુ. | ૭૫ |
| | ૩—૦ ,, ૫ ,, | સીવણ ( લિખિત પરીક્ષા લેવામાં નહિ આવે. ) | ૧૦૦ |

| | | | |
|---|---|---|---|
| શુક્રવાર, ૪—૧૨—૧૯૨૫ | ૧૧—૦ ૧ સુધી<br>૧—૩૦ ,, ૩—૩૦ ,,<br>૪—૦ ,, ૬ ,, | (૧) ઇતિહાસ<br>(૨) સ્રષ્ટિજ્ઞાન<br>(૩) ચિત્રકામ અને<br>(૪) સંગીત (લિખિત પરીક્ષા લેવામાં નહિ આવે.)<br>* ઉમેદવારોએ આ ચાર વિષયોમાંથી ગમે તે એક વિષયમાં અવશ્ય પરીક્ષા આપવી પડશે; અને તેની ઇચ્છાનુસાર બે વિષયોની પણ તે પરીક્ષા આપી શકશે. | *૭૫ |
| શનિવાર, ૫—૧૨—૧૯૨૫ અને સોમવાર, ૭—૧૨—૧૯૨૫ | ૧૧—૦ થી ૫ સુધી | મૌખિક પરીક્ષા (ગુજરાતી અથવા ઉર્દૂ) | ૫૦ |

(ઉ. ભાગના એ.ઇ.સા. ના સરક્યુલર નં. ૬૩૨૩ તા. ૨૭ મી ઑગસ્ટ ૧૯૨૫ ના આધારે.)

મુંબઈમાં છપાએલી. પ્રકટ કર્તા. મુંબઈ.

મૅકમિલન ઍન્ડ કંપની લિમિટેડ, મુંબઈ.

## સૂચના

૧. આ માસિકમાં છપાતા અન્ય લેખકોના લેખ સાથે અમારે મળતાપણું હોવું જોઈએ એમ વાચકોએ માનવું નહિ.

૨. આ પત્ર સબંધી લખાણ 'મેનેજર, ગુજરાત શાળાપત્ર, અમદાવાદ' એ સિરનામે કરવું. છાપવા માટેનું લખાણ કાગળની એકજ બાજુએ ચોકખે અક્ષરે લખવું. છાપવા યોગ્ય લાગશે તો તે છપાશે, નહિ પસંદ કરેલા લેખ તેમજ ચર્ચાપત્રો પાછા મોકલવામાં આવશે નહિ.

૩. લેખકને ઉત્તેજન-વિષયો લખી મોકલનારની પૈસા લેવાની ખુશી હશે તો પ્રથમથીજ ખબર આપ્યાથી દર છાપેલે પાને યોગ્યતા પ્રમાણે રૂ.૧) સુધી આપવામાં આવશે ચર્ચાપત્ર માટે કંઈ પણ આપવામાં આવશે નહિ.

૪. લવાજમ-વરસ એકનો રૂ. ૧-૮-૦(ટપાલ ખર્ચ સાથે)અગાઉથી. વિદ્યાર્થીઓ માટે ૦-૧૨-૦; છુટક અંકના રૂ. ૦-૨-૬; (ટપાલખર્ચ જુદું).

શાળાપત્રનું વરસ જાન્યુઆરીથી ડિસેમ્બર સુધી ગણવામાં આવે છે; માટે વરસની વચમાં જે ગ્રાહક બંધ થવા માગતા હશે અથવા નવા થવા માંગતા હશે, તેમની પાસેથી જેટલા અંકો તેમને મળ્યા હશે તેટલાનીજ છુટક અંક લેખે કિંમત લેવામાં આવશે.

૫. મનિઑર્ડર-કુપન પર ગામ કે શહેરનું ઠેકાણું સ્પષ્ટ લખવું. તેમજ ત્યાં એકથી વધારે નિશાળો હોય તો નિશાળનો નંબર તથા શાળાપત્ર ઑફિસ તરફથી અપાએલાં સરનામાના લેબલ ઉપરનો નંબર પણ લખવો.

૬. જાહેરખબરના દર—

| મુદત | એકપાન | અડધુ પાન | પા પાન. |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૧૦૦) | રૂ. ૬૦) | રૂ. ૪૦) |
| ૭ માસ | રૂ ૬૦) | રૂ. ૪૦) | રૂ ૩૦) |
| ત્રણ માસ | રૂ. ૪૦) | રૂ ૩૦) | રૂ ૨૦) |

નાણાં અગાઉથી લેવામાં આવશે.

આ પત્ર સાથે કોઈ પણ હેંડબીલ વહેંચવામાં આવશે નહિ.

૭ શાળાપત્રમાં આપેલી ખાનગી જાહેરખબરોમાં જણાવેલી ચોપડીઓ ખાતાએ મંજુર કરેલીજ હોય એમ હમેશ હોતુ નથી માટે દરેકને મંજુર કરેલી ચોપડી ગણવી નહિ

તંત્રી

Registered No B. 43



પુસ્તક ૬૪ ] [ અંક ૧૦

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

ઑક્ટોબર, સને ૧૯૨૫.

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (જાન્યુઆરિ ૧૯૨૪ થી)
કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M.Ed., I.E.S.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ.



સર્યપ્રકાશ પ્રિં૦ પ્રેસમાં, મુળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું—
ઠેકાણું—રાણીપુર, ટંકશાળ—અમદાવાદ

## ઑક્ટોબર-સને ૧૯૨૫.

### અનુક્રમણિકા.

—o—



---

**નવેમ્બર-ડિસેમ્બરનો અંક ભેગો પ્રકટ થશે.**

---

### જાહેરખબર

ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના અધ્યાપક તરફથી અમને લખી જણાવવામાં આવ્યું છે કે આવતા મહિનાની (તારીખ ૭-૮ અને ૯ મી નવેમ્બર )ને રોજ ભાવનગરમાં બાળકેળવણીના કાર્યનું એક સંમેલન થનાર છે; તે પ્રસંગે કેળવણીના વિષયમાં રસ લેનાર દરેક શિક્ષકબંધુને તેમજ બ્હેનને ત્યાં પધારવા વિનંતિ કરવામાં આવી છે. વધુ હકીકત માટે તેમણે ભાવનગર બારોબાર પત્રવ્યવહાર કરવો.

મેનેજર.

તા. ૨૬-૧૦-૨૫.

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૪ ] ઑક્ટોબર, સને ૧૯૨૫ [ અંક ૧૦

## બાળકેળવણી.

—(૦)—

લંડનમાં મળેલી ઉત્સી શહેનશાહી કેળવણી કૉન્ફરન્સમાં જે અગત્યના વિષયો ચર્ચાયા હતા તેમાંનો એક ટ્રેનિંગ કૉલેજ સંબંધી પણ હતો. તે વિષે અમે ગયા મે-જૂનના અંકમાં+ વિવેચન કર્યું હતું. તેના જેટલીજ બલ્કે તેથી પણ કંઈક અધિક અગત્યનો એક બીજો વિષય તે કૉન્ફરન્સમાં ચર્ચાયો હતો તે બાળ-કેળવણી સંબંધી હતો. તે વિષે લંડનની 'જિપ્સિ હિલ' ટ્રેનિંગ કૉલેજનાં પ્રિન્સિપલ મિસ ડી લિસ્સાએ એક વિદ્વત્તાભર્યું ભાષણ કર્યું હતું. તે મનનીય હોવાથી તેમનો સંક્ષેપમાં અમે અત્રે ઉલ્લેખ કરીશું.

મિસ. ડી. લિસ્સાએ આરંભમાંજ કહ્યું હતું કે બાળશાળાઓ કેળવણીની આખી ઇમારતનો પાયો છે. કોઈ ઇમારતનો પાયો અણઘડ અથવા બેદરકાર કારીગરે ખરાબ રીતે ચણી દીધો હોય તો તે પર ઉભી કરેલી ઇમારતની જેવી સ્થિતિ થાય છે તેવીજ બાળશાળાઓ જ્યાં લાયક શિક્ષકો વગરની અથવા પુરતાં શિક્ષણનાં સાહિત્યો વગરની હોય છે ત્યાં કેળવણીની સ્થિતિ પણ સમજવી. જેમ એવી ઇમારતને સદાકાળ નુકસાનનો ડર રહે છે, સહીસલામતી રહેતી નથી, અને નબળા

+ જુઓ પુ. ૬૪, અંક, ૫-૬. પૃષ્ઠ ૧૨૯-૧૩૭.

પાયાને લીધે વારંવાર સમારકામનું ખર્ચ કરવું પડે છે, તેમજ કેળવણીની બાબતમાં બને છે. બાળશાળાઓને પડતી મૂકવાથી ખર્ચમાં કરકસર થઈ શકે છે એવું અલ્પ દૃષ્ટિવાળાજ માને છે.

ઈંગ્લંડની પ્રાથમિક શાળાઓમાં આજથી દશ વર્ષ પૂર્વે જે રીતની કેળવણી આપવામાં આવતી હતી તેથી એટલી બધી જુદા પ્રકારની કેળવણી હાલમાં અપાતી જોવામાં આવે છે કે તે તદ્દન નવીન્જ હોય તેવું જણાય છે; કારણ કે હાલની કેળવણી તેની પદ્ધતિમાં તેમજ વલણમાં ભિન્ન છે એટલુંજ નહિ પણ તેની તરફ જુદાજ દૃષ્ટિબિન્દુથી જોવાય છે. પહેલાંની કેળવણીનો પાયો તત્ત્વજ્ઞાન અને ન્યાયશાસ્ત્ર હતાં અને તેથી કેળવણીની પદ્ધતિ "આમજ થવું જોઈએ," "આમજ કરવું જોઈએ," એ પ્રકારની હતી, પણ હાલમાં બાળસ્વભાવનાં ખરાં સ્વરૂપ અને જરૂરીઆતોનાં બારીક સંશોધનને લીધે કેળવણી આપવાની શૈલીમાં આજ રીત ખરી છે અથવા આવશ્યક છે એમ ન ગણાતાં શિક્ષકશિષ્યને તેમનાં કામમાં છૂટ અપાવા લાગી છે અને તેથી કેળવણીની આખી ભાવના તેમજ કેળવણીકારોના વિચારમાં બહુજ મોટો ફેરફાર થવા માંડ્યો છે. કંઇ પણ નવું ઉત્પન્ન કરવાની શક્તિ વિનાનાં યાંત્રિક રમકડાં માટેજ તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો પર રચાએલી કેળવણીની શૈલી યોગ્ય નીવડે, કારણ કે એવી શૈલીમાંજ શિક્ષણને લગતી દરેક બાબત અમુક નિયમ કે યોજના પ્રમાણે નક્કી કરી શકાય. થોડાક સમય ઉપર કેળવણી પ્રથા એવી હતી કે બાળકોને તેમની ઉંમર પ્રમાણે જુદા જુદા વર્ગોમાં વહેંચી દેવામાં આવતાં, અને દરેક વર્ગનાં બધાં બાળકોને જાણે સાંકળે બાંધી દેવામાં આવતાં. કોઈ પણ બાળકને તેના વર્ગ કરતાં જરા પણ આગળ પાછળ ખસવા દેવામાં આવતું નહિ, અને આખા વર્ગની ગતિ પણ સૌથી છેલ્લા વિદ્યાર્થીની ગતિને અનુસરતી રહે એવી યોજના બહુધા થતી હતી. જે માર્ગ બધાને માટે નક્કી કર્યો હોય તે છોડીને બીજે માર્ગે જવાની કોઈને છૂટ આપવામાં આવતી નહિ; કારણકે દરેક જણને અમુક સમયે અમુકજ કામ કરવું પડતું હતું એટલુંજ નહિ પણ દરેક વિદ્યાર્થીને અમુક ધોરણેજ અને અમુક પ્રમાણમાંજ જ્ઞાન મેળવવું પડતું હતું અને બધું કામ આગળથી નક્કી કરેલા જડ-યાંત્રિક વખતપત્રક પ્રમાણેજ ચાલતું હતું. આવા વખતપત્રકને અનુસરીને અમુક સમયે અમુક વર્ગને ધર્મનું શિક્ષણ અપાતું, અને

ઓરડામાં ઘંટ વાગે તો તે શિક્ષણ તે દિવસે પડતું મૂકી દઇ તેની પછીનું આંકના કોઠા કે ઘડીઆનું અથવા લેખનનું શિક્ષણ શરૂ કરવું પડતું. ઇચ્છા, વિચાર, પોતાની મેળે કામ કરવાની શક્તિ, કે કલ્પનાના ઉપયોગ માટે તક વિદ્યાર્થીઓને કે શિક્ષકોને આપવામાં આવતી નહિ અને બધાજ આ યંત્રમાં તણાતા. આ ઉપરાંત માત્ર જ્ઞાનનેજ સર્વોપરિ ગણી બીજી બધી બાબતોનો તેને ભોગ આપવામાં આવતો. કેળવણી એ પેટીમાં ભરાય એટલો સામાન ભરવા જેવી ક્રિયા ગણાતી અને એકજ વયનાં છોકરાંને જ્ઞાન ગ્રહણ કરવાની શક્તિ એક સરખીજ હોય છે એવું સામાન્ય રીતે માની લેવામાં આવતું.આ પ્રમાણે બાળકની સ્વાભાવિક કાર્યશક્તિ અને સ્વવૃત્તિનો પ્રવાહ રોકી રાખવાની વારંવાર જરૂર જણાતી તેથી કરીને વ્યવસ્થાની એક સખ્તીજ કૃત્રિમ શૈલી સ્વાભાવિક રીતેજ ઉદ્ભવ પામી. કુદરત ખોટી છે અને કેળવણી અધિકારીઓ ખરા છે એવી માન્યતાને લીધે શિક્ષકને પોલીસનું અને ઉત્પાદકનું એમ બેવડું કામ કરવું પડતું. શિક્ષકને કુદરતની ભૂલ સુધારવી પડતી અને બાળકને તેમની અંદર રહેલી ગૂઢ શક્તિઓ વડે તે જેવાં સ્વાભાવિક રીતે બને તેથી કંઇ જુદીજ તરેહનાં બનાવવાં પડતાં. આવી પદ્ધતિની નિષ્ફળતા નિર્માણ થઇ ચૂકીજ હતી: અને જેમ જેમ શિક્ષકો વધારે સારી તાલીમ લેતા થયા અને પોતાનું કામ વધારે વિચારપૂર્વક કરવા લાગ્યા તેમ તેમ તેઓ આવી આત્મઘાતક પદ્ધતિ સામે થતા ગયા, અને વ્યક્તિનાં સ્વાતંત્ર્ય અને લાયકાતને માન આપીને વર્તવાનો આદર્શ જે ધીમે ધીમે જનસમાજમાં દૃઢ થતો ગયો હતો તે આદર્શને અનુકૂળ પડતી શિક્ષણશૈલી દાખલ કરવાની માગણી કરવા લાગ્યા.

પરંતુ અમુક એક રીત ખોટી છે એમ ખાતરી થયા પછી બીજી કોઈ વધારે સારી રીતનો સ્વીકાર થાય તે પહેલાં વિચાર, પ્રયોગ અને સંશોધન થોડોક સમય કરવાં પડે છે, અને છેલ્લાં કેટલાંક વર્ષ થયાં એ દિશામાં પ્રગતિ અધિક અધિક પ્રમાણમાં, વિવિધ સ્વરૂપમાં, અને દુનીઆમાં ચોમેર થએલી જણાય છે. જ્ઞાન કરતાં જીવન અધિક છે અને કેળવણી આપવી એટલે પેટીમાં માલ ભરવો એમ નહિ પણ જેથી મનને કંઇક પ્રોત્સાહન, કંઇક પુષ્ટિ, કંઇક જોર આવે એવું જમણ આપવું એ છે. એવા વિચારોને લીધે વિદ્વાનોએ જ્ઞાનની પ્રાપ્તિને કેળવણીના કાર્યમાં

ગૌણ્ય અર્થાત્ ગૌણ સ્થાન આપ્યું અને જ્ઞાનનો ઉપયોગ કરવાની શક્તિને આગળ મૂકી. જે જ્ઞાનનો ઉપયોગ કરી શકાય છે તે એક પ્રકારનો ખોરાકજ છે, કારણ કે તેથી શક્તિ આવે છે, પણ ઉપયોગ વિનાનું જ્ઞાન એકઠું થઇ માનસિક જડતા નીપજાવે છે. પેટીમાં ભરી મૂકેલાં પુસ્તકો બોજારૂપજ હોય છે ! છેવટ વિદ્વાનોએ નિર્ણય કર્યો કે શાળામાં બાળકની સર્વ પ્રકારે વૃદ્ધિ અને ખીલવણી થઇ શકે; અને તે ઉદ્દેશથી પ્રેરાઇ તેમણે એવી વૃદ્ધિ અને ખીલવણીને માટે જરૂરી સંજોગો કયા છે તે શોધી કાઢવાને પ્રયોગો અને કોશીશો કરવા માંડી. શારીરિક કેળવણીના સંબંધમાં પ્રયોગો ક્યારનાએ થવા માંડયા હતા; કારણ કે આરોગ્યશાસ્ત્રની ખીલવણીને લીધે તંદુરસ્તીનું અને સામાન્ય શરીરબળનું પ્રમાણ સુધર્યું હતું, અને બાળકને ખોરાક, વસ્ત્ર વગેરે જે સાધનો આરોગ્ય અર્થે જરૂરનાં છે તેનું પણ કંઇક જ્ઞાન હતું. જે રીતે અને જે સંજોગોની ઘટનાથી શારીરિક આરોગ્ય સાધવામાં આવ્યું હતું તેવીજ રીતે અને તેવાજ સંજોગો અને પરિસ્થિતિ ઉપજાવીને માનસિક આરોગ્ય સાધવા તરફ સંશોધકોનું ધ્યાન ખેંચાયું.

આવા સંશોધકોમાં ડૉ. મૉન્ટેસોરીનું નામ મશહૂર છે. તેમની સંશોધન પદ્ધતિ પ્રાણિવિજ્ઞાનશાસ્ત્રીના જેવી હતી. તેમણે કરેલાં ઝીણાં અવલોકન અને નોંધો પરથી નાનાં બાળકોની સ્વાભાવિક પ્રવૃત્તિઓ અને રસવૃત્તિઓ વિષે તેમને સૂક્ષ્મ જ્ઞાન થયું, અને તેમણે જે પ્રયોગો કર્યા હતા તે ઉપરથી બાળકોની કઇ કઇ પ્રવૃત્તિઓ તેમની શારીરિક વૃદ્ધિની સાથે નિકટ સંબંધ ધરાવતી હોવાથી ઘણીજ ઉપયોગી છે અને કઇ કઇ ક્ષણિક અને બહુ ઓછી અગત્યની છે તે તેમણે નક્કી કર્યું. શરીરની પ્રવૃત્તિઓની પેઠે મનની અને આત્માની પ્રવૃત્તિઓ પણ વડીલોની સમજવગરની હાડછેડથી અથવા તો નિરૂપયોગી રમકડાંથી તેમના સ્વાભાવિક પ્રવાહમાર્ગમાંથી આડે માર્ગે લઇ જવાતી હતી, અસ્તવ્યસ્ત કરી નખાતી હતી અને નિરર્થક બનાવી મૂકાતી હતી; અને એથી ઉલટું, બાળકોની સમક્ષ કેળવણી મળે એવાં રમકડાં મૂકવાથી અને સમજપૂર્વક જોઇતી મદદ આપવાથી બાળકની તેની તેજ પ્રવૃત્તિઓ વધારે ઉપયોગી નીવડી શકે છે તે તેમણે જોયું, વળી તેમણે એ પણ જોયું કે કેળવણીની કેટલીક જુની રીત એવી હતી કે તેથી બાળકની ઉપર ઉપરની પ્રવૃત્તિઓને કાર્યપ્રસંગ મળતો પણ જીવનનાં ઉંડાં ઝરણાંને બહાર નીકળવાને અવકાશ મળી શકતો નહિ. આખરે ડૉ. મૉન્ટેસોરીએ બાળકની મનની

અને આત્માની ભૂખ મટાડે તેમજ તેમને વધારે બળવાન અને પ્રવૃત્તિમય બનાવે એવો માનસિક અને આધ્યાત્મિક ખોરાક શોધી કાઢ્યો, અને આ પ્રમાણે ૨૦–૩૦ વર્ષ પર્યન્ત ધીરજથી કામ કર્યા પછી તેઓ બાળકોની હાજતો બરોબર સમજી તે પુરી પાડવાનાં સાધનો યોજી શક્યાં. 'મૉન્ટેસોરી પદ્ધતિ' સર્વને જાણીતી છે; તેથી તે પદ્ધતિના સિદ્ધાંતોની ચર્ચા કરવાનું આ સ્થાન નથી. ટુંકામાં તે વિદુષી બાઈના કાર્યથી કેળવણીના પ્રદેશમાં એક અપૂર્વ ઉત્સાહની રેલ રેલાઇ, અને એ રેલથી પ્રોત્સાહન પામીને અને પ્રેરિત થઇને ઘણા શિક્ષકોએ બાળવર્ગોનું શિક્ષણ સુધારવાના કાર્યનો આરંભ કર્યો, અને આ પ્રમાણે આમ તેમ થએલા પ્રયોગો હવે દેશની ઘણીખરી પ્રાથમિક શાળાઓમાં પ્રસરી ગયા છે. માનસશાસ્ત્રની શોધોથી આ અજમાયશ અને અખ્તરાઓને માર્ગ સૂચન થયું અને પુષ્ટિ અને સહાયતા મળી.

અલબત્ત આ અખ્તરાઓ કરનાર શિક્ષકોની સમજશક્તિ અને નિપુણતાના પ્રમાણમાં તે સફળ થાય છે તોપણ એટલું તો સંતોષકારક છે કે આટલા બધા શિક્ષકો હવે બાળશિક્ષણની પોતાની જુની રીતીઓ પરત્વે શંકા ધરાવતા થયા છે, અને તે વિષયમાં તેમણે ઘણુંજ કીમતી કામ કર્યું છે, અને તેઓ હજુ કર્યા જાય છે.

ફિશર એક્ટની રૂએ "નર્સરી સ્કૂલો" અર્થાત્ શાળામાં ભણવા જવા માટેની યોગ્ય ઉમર કરતાં ઓછી ઉમરનાં બાળકોની શાળાઓ ખોલવાની પરવાનગી આપવામાં આવી તેથી બાળકેળવણીના આ ઉત્સાહ ભર્યા કાર્યને વિશેષ પુષ્ટિ મળી. આ કાયદાથી જાણે બાળકેળવણીની જરૂરીઆતની પીછાન રાજ્ય તરફથી કરવામાં આવી ને તેને ટેકો મળ્યો એમ સમજાયું અને તેથી આખા કેળવણી મંડળમાં આનંદ ફેલાઈ રહ્યો. બાળકનાં પહેલાં ૭ વર્ષ કેળવણીની દૃષ્ટિએ સૌથી અગત્યનો અને ઉંડા સંસ્કાર મેળવવાનો સૌથી સારો સમય છે, કારણ કે એ સમયમાંજ બાળકની શારીરિક તથા માનસિક ટેવો પહેલવહેલી બંધાય છે, તેમના ચારિત્ર્યનો પાયો નખાય છે, અને તેમનું જીવન પ્રત્યેનું વલણ નક્કી થાય છે. આ માન્યતા ખરી છે એ માનસશાસ્ત્રમાં નવી થએલી શોધોએ સાબીત કર્યું છે. "બાળક સાત વર્ષનું થાય ત્યાં સુધી તેને અમનેજ સોંપી દો" એવું જેસ્યુટ પાદરીઓ કહેતા હતા તે વ્યાજબી અને ડહાપણ ભરેલું હતું. આવી "નર્સરી" શાળાઓ સરકારી ગ્રાંટની મદદથી ઉઘડી ત્યારથી બાળકના જીવનના સૌથી વધારે કટોકટીના સમય દરમિઆન તેમની સંભાળ લેવાવા

લાગી. બાળકોના આ સૌથી વધારે અગત્યના કાળમાં તેમની યોગ્ય સંભાળ લેવાનું કાર્ય ખાસ તાલીમ લીધેલી સ્ત્રીશિક્ષકોજ બહુ અચ્છી રીતે ઉપાડી લે તેમ છે એવું સમજાયું કે તેની સાથેજ "નર્સરી" શાળાના શિક્ષકોને તાલીમ આપવાની સંસ્થાઓ પણ સ્થપાઇ. આ "નર્સરી" શાળાઓ નવીન શોધોની ઉત્તમ ભૂમિકાઓ બની રહી અને તેમાં ઘણું સારું કામ થયું તેથી તેની અસર બાળશાળાની વ્યવસ્થા, કાર્યક્રમ, શિક્ષણશૈલી વગેરે બાબતો પર ઘણી સારી થઇ, અને તેથી બાળશિક્ષણમાં ઘણો સુધારો થવા પામ્યો છે.

---

## મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજની ગઇ વાર્ષિક પરીક્ષાના કામ સંબંધી પરીક્ષકોની ટીકા તથા સૂચના.

---

શિક્ષણ શાસ્ત્ર—૧ લું વર્ષ.

શુદ્ધ અને અશુદ્ધ પ્રશ્નોનાં દૃષ્ટાંત આપી પ્રશ્નના પ્રકાર સમજાવવા જોઇએ. શિક્ષકને અમુક ગુણો શામાટે આવશ્યક છે તેનું સવિસ્તર વર્ણન આપવું જોઇએ. મકાન અને સામાન સંબંધી વધુ વિવેચન નહિ કરતાં શાળાની સંખ્યા વધારવાના ઉપાય,દરેક વિષયનું રસિક શિક્ષણ, શિક્ષણરસિક કરવા માટે સાધનો અને બાળકોનાં માબાપ સાથે ગાઢ સંબંધમાં કેવી રીતે આવીને શાળાનું જીવન વધારે આકર્ષક થઇ શકે તે સંબંધી વિવેચન કર્યું હોત તો વધારે સારૂં. વાર્તાપર સારાં ચિત્ર દોરી પ્રકાશ પાડી શક્યાં નહિ. સવાલના જવાબ ક્રમવાર ગોઠવવા જોઇએ.

૨ જું વર્ષ.

સિદ્ધાન્તોના વ્યાવહારિક સ્વરૂપ પર વધારે લક્ષ આપવાની જરૂર છે જેથી કરીને સ્વતંત્ર શિક્ષક તરીકે તે વધારે ઉપયોગી થઇ પડે.

ગુજરાતી. ૧ લું વર્ષ.

સવાલ બરાબર સમજી જવાબ આપવાનું શરૂ કરવું જોઇએ. વ્યાકરણનું જ્ઞાન બહુજ નબળું હતું. કેટલાકે એક પાનાપર બે સવાલના જવાબ લખ્યા તે ઇચ્છવા જેવું નથી.

૨ જુ' વર્ષ.

પૂર્વાપર સંબંધ આપી સમજાવવાને બદલે તે સવાલ સમજુતી રૂપે ગણવામાં આવ્યો હતો એવા પ્રશ્નના જવાબમાં કોણે, ક્યારે, કયા સંબંધ અને સ્થિતિમાં તે વાક્ય વાપર્યું છે તે સવિસ્તર સમજાવવું જોઇએ. પૃથક્કરણના વિશેષ મહાવરાની જરૂર છે. નિબંધમાં પરિચ્છેદ પાડી વર્ણન કરવું જોઇએ. સારા અક્ષર તથા સ્વચ્છતા પર ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

ત્રીજુ' વર્ષ.

નિબંધમાં વિષયથી બહાર જઇ નકામું વર્ણન કરવાની ટેવ, પુનરૂક્તિ તથા અશુદ્ધ જોડણી રૂપી દોષો કેટલેક સ્થળે માલુમ પડયા. મુખપાઠ. વિવરણ, પદચ્છેદ તથા પૃથક્કરણ સંતોષકારક નહોતાં. પ્રશ્નપત્ર બરાબર અનુક્રમે જવાબો આપવાનું શરૂ કરવાની ટેવ પાડવાની ખાસ જરૂર છે.

અંકગણિત. ૧ લુ' વર્ષ.

અપૂર્ણાંકના હિસાબ ટુકડે ટુકડે ગણવાની ટેવ નિર્મૂળ કરવાની જરૂર છે. એવા હિસાબ પગથીએ અને બરાબરનું ચિહ્ન મૂકી ગણવાની ટેવ પાડવી જોઇએ. ત્રિરાશિનાં પ્રમાણ મૂકવામાં ઘણી ભૂલો હતી. ટકાના રૂ૦ આના પાઈ કેટલાકે કાઢયા તે મૂળતત્ત્વનું અજ્ઞાન બતાવે છે. ચક્રવૃદ્ધિ વ્યાજના હિસાબ દશાંશની રીતેજ કરવા જોઇએ.

૨ જુ' વર્ષ.

દેશીનામા પર વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. જમા અને ઉધારનાં મૂળ તત્ત્વો કેટલાંક સમજતાં હોય એમ જણાયું નહિ. પ્રમાણમાં ચોથી રકમ માટે કૌંસમાં પ્રશ્નનું ચિહ્ન મૂકવું જોઇએ.

૩ જુ' વર્ષ.

અપૂર્ણાંકને આકૃતિદ્વારા સમજાવવાના સવાલનો જવાબ આપવાનો કેટલાંકે તો પ્રયત્નજ ન કર્યો અને બાકીનાં જેમણે પ્રયત્ન આદર્યો તે પુરતી રીતે સંતોષકારક નહોતો. દેશીનામા પર વધારે ધ્યાન આપવાની જરૂર છે.

ઇતિહાસ—બીજુ' વર્ષ.

શરૂ કરતાં પહેલાં પ્રશ્ન બરાબર સમજવા જોઇએ. કેટલાંકે એક પાના પર બે પ્રશ્નના જવાબ આપ્યા હતા અને કેટલાકે જવાબનાં પાનાં ક્રમવાર ગોઠવ્યાં નહોતાં. તેથી કરીને પરિણામે પરીક્ષકને વધારે શ્રમ પડે તેમજ કંટાળો ઉપજે તે સ્વાભાવિક છે.

ઇતિહાસ ત્રીજું વર્ષ.

કાર્યકારણ ભાવ શોધવાની વિશેષ ટેવ હોવી જોઇએ. રાજકીય ભાગ પર સાથે સાથે ધ્યાન અપાય તો વધારે સારૂં.

ભૂગોળ—૨ જું વર્ષ.

પ્રશ્ન બરાબર સમજવામાં આવ્યા હોય તેમ લાગ્યું નહિ. બ્રિટિશ સામ્રાજ્ય તેમજ ઇલાકાની રાજ્યપદ્ધતિ સંબંધીના જવાબ સંતોષકારક નહોતા નકશા દોરવાના વિશેષ મહાવરાની જરૂર છે.

૩ જું વર્ષ.

પ્રશ્ન પત્ર સંભાળપૂર્વક સમજી જવાબનું કામ આરંભવું જોઇએ.

સૃષ્ટિજ્ઞાન—પહેલું વર્ષ.

જડ અને ચેતન પદાર્થોના તફાવત વિષે પુરતું જ્ઞાન હોય એમ માલુમ પડયું નહિ. એકદળ અને દ્વિદળ વનસ્પતિનાં પત્રની રચના સમજાવવાને બદલે તેની નસો અને રોપાઓનાં નામ આપ્યાં હતાં. તે વિષયનું અજ્ઞાન તેમજ નિષ્કાળજી બતાવે છે. મૂળ, તેના પ્રકાર અને તેનો ઝાડને ઉપયોગ સંબધી પાકની નોંધ સંતોષકારક નહોતી.

બીજું વર્ષ.

વરસાદની માપણીના સવાલનો જવાબ સંતોષકારક નહોતો.

ત્રીજું વર્ષ.

જમીનની બનાવટ અને જુદા જુદા પાકને માફક આવતી જમીન સંબંધી એકંદર અજ્ઞાન માલુમ પડયું. જુદી જુદી ઋતુમાં ઉમેદવારોને બહાર ખેતરોમાં લઇ જવાં જોઇએ અને ત્યાં તેમને તે સંબંધી, વ્યાવહારિક જ્ઞાન આપવું જોઇએ.

ચિત્રકામ—૧ લું વર્ષ.

પદાર્થચિત્ર અને રંગકામ સંતોષકારક નહોતું. મુંબઇના વનિતા વિશ્રામનાં પહેલા વર્ષનાં સ્કોલરોએ પેન્ટલ કામ માટે સફેદ કાગળ વાપર્યા હતા; તેમ નહિ કરતાં બદામી કે ઝાંખા કાગળ વાપરવામાં આવે તો કામ વધારે સારૂં દેખાય.

૨ જું વર્ષ.

એકંદર કામ સારૂં હતું.

૩ જું વર્ષ.

વાત.ને લગતાં ચિત્રકામ સંબંધી ખાસ સૂચના કરવાની એ છે કે ઉમેદવારોએ પ્રમાણ પર વિશેષ ધ્યાન આપવું જોઇએ.

# મુંબઈ યુનિવર્સિટિની બી. ટી. (બૅચેલર ઑવ્ ટીચિંગ) ની ડિગ્રી માટેની છેલ્લી પરીક્ષામાં પુછાએલા કેટલાક પ્રશ્નો.

———:*:———

( અનુસંધાન ગુ. શાળાપત્ર પુ. ૬૪ મું અંક ૯ મો–માહે સપ્ટેમ્બર, ૧૯૨૫. પૃષ્ઠ ૨૭૩ થી. )

૪૧. ૨૫૬ અને ૬૮ એ બે સંખ્યાનો સરવાળો, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર શીખવવાની રીત સમજાવો.

૪૨. આપણી શાળાઓમાં "ઇતિહાસ" ના શિક્ષણની, અને તેમાં આપણા પ્રાન્તનો, દેશનો અને બ્રિટિશ સામ્રાજ્યનો ઇતિહાસ શીખવાડવાની જરુરિઆત સમજાવો.

૪૩. નીચેના વિષયો પૈકી ગમે તે એક વિષયના પાઠની નોંધ લખો—

(૧) અકબર;

(૨) મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા;

(૩) હિન્દુસ્તાનનો બળવો.

૪૪. તમારા ઇતિહાસના વિષયના શિક્ષણના પાઠ રસિક કરવા માટે તમે કયા ઇલાજો લેશો? પ્રશ્ન નં. ૪૩ નો જવાબ લખવો હોય તો તે પાઠ તમે કેવી રીતે રસિક કરશો તે સમજાવો.

૪૫. નાનાં છોકરાને ભૂગોળ શીખવવાથી શા લાભ થાય છે તે ગણાવો.

૪૬. માધ્યમિક શાળાના અભ્યાસનાં જુદાં જુદાં ધોરણોમાં નાનાં બાળકોને દેશની તેમજ પરદેશની ભૂગોળનું જ્ઞાન તમે કઈ રીતે આપશો તેનું સામાન્ય વિવેચન કરો.

૪૭. ભૂગોળના શિક્ષણમાં પ્રાયોગિક કામની અગત્ય સમજાવો. માધ્યમિક શાળાનાં નીચલાં ધોરણોમાં અને પ્રાથમિક શાળાનાં સઘળાં ધોરણોમાં પ્રાયોગિક કામની તમે કેવી ઘટના કરશો તે સમજાવો.

૪૮. ચિત્રો અને રિલીફ઼મૅપ કે ભૂમિરચનાસૂચક મોડેલની ભૂગોળના શિક્ષકને કેટલી જરૂર છે તે સમજાવો. તમારા ભૂગોળ શિક્ષણના ઓરડામાં તમે કયાં ચિત્રો ટાંગેલાં રાખશો?

૪૯. નીચેના વિષયો પૈકી ગમે તે એક વિષયના પાઠની પદ્ધતિનું સ્વરૂપ આલેખો:—

(अ) હવામાનનાં તત્ત્વો.

(ब) અક્ષાંશ અને રેખાંશ.

(क) આફ્રિકાના કુદરતી ભાગો.

ઉપરના પાઠોમાંથી તમે જે પાઠ પસંદ કરો તે આપતી વખતે બાળકની ઉંમર અને પૂર્વજ્ઞાન પણ લખી જણાવવાં.

૫૦. "વિદ્યાના કે વિજ્ઞાનશાસ્ત્રના શિક્ષણનો હેતુ બાળકોને શાસ્ત્રીય પદ્ધતિની કેળવણી આપવી એ છે"

આ ઉક્તિનું રહસ્ય સમજાવો.

૫૧. વિદ્યાના શિક્ષણમાં નોંધપોથીની આવશ્યકતા સમજાવો.

એ નોંધપોથીઓ સુધારવાની સરલ પણ ચોકસાઈ જળવાઈ રહે અથવા ભૂલ રહી ન જાય એવી કોઈ એક રીત દર્શાવો.

૫૨. નીચેના વિષયોમાંથી ગમે તે એક વિષયના પાઠની નોંધ તૈયાર કરો:-

(अ) આર્કિમિડિઝનો સિદ્ધાંત.

(ब) પાણીના ઉકાળબિન્દુ પર દબાણની અસર.

(क) વિપુલદર્શક કાચનો સિદ્ધાંત.

(ड) વનસ્પતિની શ્વાસોચ્છ્વાસની ક્રિયા.

૫૩. "ભૂતકાળની કેળવણી તત્ત્વજ્ઞાન અને ન્યાયશાસ્ત્રના સિદ્ધાંતોને અનુસરતી હોવાથી તેમાંથી આવશ્યકતાના તત્ત્વવાળી પદ્ધતિઓ ઉદ્‌ભવી અને આજે અર્થાત્ વર્તમાન યુગમાં, મનુષ્યની ઉત્ક્રાન્તિની અવસ્થાને વિષે વૈજ્ઞાનિક સ્વરૂપની વૃદ્ધિ પામેલી, તેમજ અધિક અધિક વૃદ્ધિ પામતી રસવૃત્તિ, અને મનુષ્યની ખરી પ્રકૃતિનું સંશોધન, એ બે બાબતોએ શિક્ષણની પદ્ધતિમાં આવશ્યકતાના તત્ત્વને બદલીને સ્વાતંત્ર્યના તત્ત્વને સ્થાન આપ્યું છે."

શિક્ષણને લગતા ઉપર કહેલા આદર્શથી શાળાની શિક્ષણપદ્ધતિમાં અને વ્યવસ્થામાં શો ફેરફાર થયો છે તે સમજાવો.

૫૪. "ધંધાદારી શિક્ષણ" નો અર્થ સમજાવો. હિન્દુસ્તાનમાં એવી તરેહનું શિક્ષણ આપવાની એક યોજનાની રૂપરેખા તૈયાર કરો, અને તેવા શિક્ષણ માટેની તે યોજનાને ત્વરાથી અમલમાં મૂકવા માટે તમે કયા પગલાં લેશો તેનું વિવેચન કરો.

૫૫. તમારી શાળાને એક નાનકડી કોમ કે સમાજના કેન્દ્રરૂપ બનાવવા માટે તમે શા પગલાં લેશો ?

૫૬. ધોરણ ૧ થી ૩ સુધી શીખવતી ઍંગ્લો-વર્નાક્યુલર સ્કૂલનું વખત-પત્રક બનાવો.

૫૭. વર્ગવ્યવસ્થા, શિક્ષણપદ્ધતિ, અને શાળાના સામાન્ય જીવનમાં એકરાજકતા (એક-શાસનતા) ને બદલે બહુરાજકતા ( સમષ્ટિ-અન્તર્ગત સત્તા ) ને કેટલે અંશે તમે સ્થાન આપી શકશો તે વિષે તમારા વિચારો જણાવો.

૫૮. ઘેરથી વાંચી ( તૈયાર કરી ) કે લખી લાવવાના અથવા પાઠોના હેતુ અને અગત્ય સમજાવો; અને શાળાના જુદા જુદા વર્ગોમાં તેમનાં સ્વરૂપ અને પ્રમાણ કેવાં અને કેટલાં પ્રમાણમાં રાખવાં જોઈએ તે ચર્ચો.

૫૯. "બાલકલ્યાણ" યાને "ચાઇલ્ડ વેલ્ફેર" ("child-welfare")-નો અર્થ સંપૂર્ણ રીતે સમજાવો; અને તે સાધવાના માર્ગોનું વર્ણન કરો.

૬૦. "આપણા પાઠોનો આરંભ પદાર્થદ્વારા શિક્ષણથી કરવો અને અંત ભાવનામય શિક્ષણથી કરવો." ( હર્બર્ટ સ્પેન્સર )

પૂર્વોક્ત સૂત્રનું સ્પષ્ટીકરણ આપો અને પાઠમાં એ સૂત્રની મદદ કેવી રીતે લેવાય છે તે તમે એક દૃષ્ટાંતથી સમજાવો.

૬૧ "બાળકોમાં આનન્દવૃત્તિનો જુસ્સો ન ઉત્પન્ન કરે એવી સુધારણાની કે કેળવણીની કોઈ પણ યુક્તિનો સર્વદા ત્યાગ કરવો." (હર્બર્ટ સ્પેન્સર)

પ્રાથમિક કે માધ્યમિક શાળાના અભ્યાસક્રમમાંથી ભાષા, ઇતિહાસ, ભૂગોળ અને ગણિત એ વિષયોના શિક્ષણમાં કયાં તત્ત્વો તમે પૂર્વોક્ત વાક્યના આધારે છોડી દેશો તે લખો.

૬૨. પાઠમાં સમજુતી અને દૃષ્ટાંત સ્પષ્ટ કરવા માટે જે સાધનો તથા યુક્તિઓની સહાય લેવામાં આવેલી તમે જોઈ હોય તેનું ટુંકામાં વર્ણન કરો અને તે સર્વમાંથી તમે કોને સૌથી વધારે અગત્યની કે કિમતી ગણો છો તે કારણો આપી સમજાવો.

૬૩. નીચેના વિષયો પૈકી ગમે તે એક વિષયના એક પાઠની અથવા એકથી વધુ ક્રમિક પાઠની નોંધ લખોઃ—

(अ) પ્રમાણ અને પરિમાણ.

(ब) ગોળાકારનું ઘનફળ.

(क) ક્ષ$^2$—૩ક્ષ+૨=૦ (આકૃતિદ્વારા સમજુતી આપવી.)

(ड) ખૂણાની સમજુતી અને તેનું માપ.

(इ) ત્રિકોણમિતિનો પહેલો પાઠ.

૬૪ "જુવાન વયના માણસોને" "જગતના ઇતિહાસ"ની માત્ર રૂપરેખા શીખવવી અને તેમના દેશની–વતનની ભૂમિના ઇતિહાસનું શિક્ષણ તેમની શાળાના આખા અભ્યાસક્રમમાં ચાલુ રાખવું, અને જગતના ઇતિહાસના એ ભાગ તરફ તેમનું લક્ષ્ય મુખ્યત્વે કરીને રોકાએલું રાખવું." —

પ્રાથમિક શાળાના વિષયોના અભ્યાસને ઉદ્દેશીને કહેવાએલું આ વાક્ય યથાર્થ રીતે સમજાવો.

૬૫ ઇતિહાસના પાઠમાં કાળ, સ્થળ અને કાર્યકારણભાવ એ ત્રણેના અન્યોન્ય સંબંધની એકરૂપતા જેથી જળવાઈ શકે તેવી હકીકતોની યોજના ઇતિહાસના તે પાઠમાં કેવી રીતે કરશો તેની ચર્ચા કરો.

૬૬ મુંબઈ ઇલાકાના વિદ્યાના શિક્ષણની હાલમાં શી સ્થિતિ છે તે (માધ્યમિક શાળાના શિક્ષણને ઉદ્દેશીને) વર્ણવો. તેમાં કયા સુધારાને અવકાશ રહે છે?

૬૭ "માધ્યમિક શાળાના વિદ્યાર્થીને વિજ્ઞાનના શિક્ષણની સંપૂર્ણતાની પ્રાપ્તિની અપેક્ષા નથી હોતી પણ તેમાં વ્યાવહારિક નિપુણતા મેળવવાને તે વધારે ઉત્કંઠ છે."

પૂર્વોક્ત કથનની યથાર્થતા સ્વીકારીને તમે મુંબઈ અથવા અમદાવાદ જેવા શહેરની કોઈ પણ માધ્યમિક શાળામાં "ગરમી" અથવા "વિદ્યુત" ના શિક્ષણપાઠોની એક યોજના તૈયાર કરી આપો.

# બાગકામનો વર્ષનો કાર્યક્રમ.

## બાગકામનો વર્ષનો કાર્યક્રમ.

ઋતુ પ્રમાણે છોડ ઉછેરવાનો કાર્યક્રમ ઘણાખરા જે જિલ્લાઓને વરસાદ નૈઋત્ય દિશામાંથી વર્ષાનિલ મારફતે મળે છે તેમને પણ લાગુ પડે છે.

### એપ્રિલ.

શાક તરકારીના અને ફૂલ ઝાડના ક્યારા ખોદવા. માટી તળે ઉપર કરવી અને તડકાની અને હવાની અસર થાય તેવી રીતે ખુલ્લી રાખવી. જો કોઈ શાક તરકારીના છોડ ઉભા હોય તો તેને બરાબર પાણી પાવું.

### મે.

ચોમાસા માટે જમીન તૈયાર કરી ખાતર નાખવું

### જુન.

ખોદેલા ક્યારાની માટી તળે ઉપર કરવી અને માટી સાથે ખાતર મેળવવું. રીંગણી મરચી અને ટમાટાનાં બી બોના ક્યારામાં રોપવાં. જુનમાં વાવવાનાં ફૂલ ઝાડનાં બી પણ રોપવાં. ડેહલીઆ અને બીજા કાંદાવાળા છોડ આ મહિનાના છેલ્લા અઠવાડીઆમાં રોપી શકાય. ફ્લોક્સ, પીંક, એન્ટીહ્રીનમ, હજારી અને ઝીનીઆ એ ફૂલ-ઝાડનાં બી હવે રોપવાં જોઈએ.

### જુલાઈ.

શાક તરકારી, ફૂલ ઝાડ અને ફળ ઝાડ વાવવા માટે આ વર્ષની સૌથી સારી ઋતુ છે. ઘણી શાક તરકારી દાખલા તરીકે વાલ, વટાણા, મૂળા, ગાજર અને દેશી શાક આ મહિનાની શરૂઆતમાં વાવી શકાય. ધરૂ તૈયાર થયાં હોય તે બીજા પખવાડીઆમાં ક્યારામાં રોપી શકાય.

### ઑગસ્ટ.

જુલાઈ અને ઑગસ્ટ મહિનાની હવામાં નજીવો તફાવત હોવાથી જુલાઈની બધી વાવણી હવે કરી શકાય. ફળ ઝાડના ધરૂ ક્યારામાં રોપી શકાય. નીંદામણનું કામ શરૂ કરવું જોઈએ. છોડ તથા વેલાની કલમ રોપવાની આ સૌથી સારી ઋતુ છે.

### સપ્ટેમ્બર.

છોડની આસપાસની જમીન વારંવાર આઘી પાછી કરવી જોઈએ

અને પોચી રાખવી જોઈએ. ફૂલ ઝાડના કયારામાંથી નીંદામણ સાફ કરવું જોઈએ. ઠંડી ઋતુના છોડ વાવવા માટે આ સૌથી સારી ઋતુ છે. કોબીજ, નોલકોલ, બીટ, રીંગણી અને ભીંડા વરસાદ ગયા પછી રોપી શકાય. જે શાક તરકારી અને ફૂલ ઝાડની મોસમ પૂરી થઈ હોય તેનાં બી એકઠાં કરવાં જોઈએ અને કયારા ખોદી કાઢવા જોઈએ.

### ઑક્ટોબર

સપ્ટેમ્બરમાં વાવવા ધારેલાં શાક તરકારી કે ફૂલ ઝાડનાં બી વાવ્યાં ન હોય તો હવે વાવવાં જોઈએ. જે ધરૂ ઝાલી શકાય તેવાં હોય તે રોપવાં જોઈએ.

### નવેમ્બર.

આ ઠંડી ઋતુની શરૂઆત છે. કોબીજ અને મૂળા આ વખતે વાવવા જોઈએ. ડુંગળીના કાંદા આ વખતે વાવવા જોઈએ. ધરૂ હવે પછી રોપી શકાશે નહિ માટે હમણાં રોપવાં જોઈએ. નીંદામણનું કામ શરૂ કરવું જોઈએ.

### ડિસેમ્બર.

આ મહિનામાં ઘણી ટાઢ પડે છે. છોડને પાણી પાવાનું કામ સવારમાં કરવું જોઈએ. કોબીજ, મૂળા, જીરૂ, મેથી, બટાકા અને રાઈ હવે વાવી શકાય. જે કલમને મૂળ લાગ્યાં હોય તેમને બાગમાંના તેમના કાયમના સ્થાનમાં રોપી શકાય.

### જાન્યુઆરિ.

આ પણ ઘણો ઠંડો મહિનો છે. છોડને પહેલા કરતાં વધારે પાણી જોઈએ છે. વાલ, વટાણા, મૂળા અને રાઈની છેલ્લી રોપણી હવે કરી શકાય. જો બટાકા વાવવામાં આવ્યા હોય તો તેના ઉપર માટી ચઢાવી શકાય.

### ફેબ્રુઆરિ.

દિવસ ગરમ થવા માંડે છે અને છોડને વધારે પાણી જોઈએ છે. જે છોડને બી આવ્યાં હોય તેનાં ફૂલ ઝાડનાં બી એકઠાં કરવા માંડવાં જોઈએ.

### માર્ચ.

આ મહિનામાં ઉનાળો બેસે છે અને હવા ઘણી ગરમ હોય છે. બાગમાં જે છોડ હોય છે તેમને ઘણું પાણી જોઈએ છે. જે ફૂલ ઝાડની મોસમ પૂરી થઈ હોય તેને ખેંચી કાઢો અને કયારા ખોદો.

# બી વાવવા સંબંધી સૂચના

| છોડનુ નામ. | વાવવાનો વખત. | કેવી રીતે વાવવુ. | અંતર. | | ટીકા. |
|---|---|---|---|---|---|
| | | | હાર વચ્ચે. | છોડ વચ્ચે. | |
| | | શાક તરકારી. | | | |
| ફ્રેંચ વાલ, નીચા | જુનથી ઑક્ટોબર(૪૦" થી વધારે વરસાદ પડતો હોય તેવી જગાએ વરસાદ પછી). | હારમાં એક ઇંચ ઉંડાઇએ વવવા. | ૧૫ ઇંચ ... | ૯ ઇંચથી ૧ ફૂટ | જ્યારે છોડ એક ફૂટ ઉંચો થાય ત્યારે ટેકાની જરૂર પડે છે. |
| વાલ .. | ,, | ,, | ,, | ,, | ,, |
| વટાણા .. | ,, | ,, | ૧૮ઇંચથી ૨ ફૂટ. | ૧ ઇંચ ... | મૂળ જમીનમાં ઉંડાં જાય છે તેથી ઉંડા ખેડાણની જરૂર છે. વટાણા ચોમાસામાં વાવવા. |
| ભીંડી ... | ,, | ,, | ૨ ફૂટ ... | ૨ ફૂટ .. | ,, |
| રીંગણી ... | જુલાઈથી ઑક્ટોબર... | બીના ક્યારામાં વાવો અને ધરૂ ૪ કે ૫ ઇંચ થાય ત્યારે બદલીને રોપો. | ૧૮ ઇંચથી ૨ ફૂટ. | ૧૮ ઇંચથી ૨ ફૂટ. | ઉનાળો બરાબર જામશે ત્યાં સુધી ફળ આપશે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| મરચી ... | બધી ઋતુમાં ... | ” | ” | ” | વણછામાં સારી ઊગે છે. |
| ટમાટા ... | જુલાઇ થી ઑક્ટોબર (૪૦”થી વધારે વરસાદ પડતો હોય તેવી જગ્યાએ વરસાદ પછી). | ” | ” | ” | ઝાડને ટેકાની જરૂર છે. |
| બટાકા .. | બે રોપણી:— (૧) જુનમાં, (૨) ઑક્ટોબરથી નવેમ્બર. | સારા પાકેલા બટાકા આકાર કાપી આંખ ઉપર રહે તેવી રીતે કકડા ચાર ઇંચ ઉંડા વાવવા. | ૨ ફુટ ... | ૧૫ ઈંચ ... | રેતાળ ભાઠાની જમીનને માટે વધારે લાયક. છોડ આઠ ઇંચ ઉંચા થાય ત્યારે થડનીઆસપાસ માટી ચઢાવવી. |
| શકરીઆં ... | જુલાઈ ... | કંદનો ઉપરનો ભાગ અથવા ૧૮ ઇંચ લાંબા કકડા બેવડા કરી વચલો ભાગ પાંચ ઈંચ ઉંડો ખોસો. | ૧૮ ઇંચ ... | ૧૮ ઈંચ .. | ... |
| રાઈ ... | ડિસેમ્બરથી જાન્યુઆરિ | પહેલાં બી વધારે વાવવાં અને પછી ધરુ આછાં કરવાં. | ૨ ફુટ .. | ૧ ફૂટથી ૧૮ઇંચ | ... |
| નોલકોલ ... | ” | ” | ૧ ફુટથી ૧૮ઈંચ. | ૨ ફુટ ... | ... |
| કોબીજ ... | સપ્ટેમ્બરથી ડિસેંબરના અંત સુધી. | વણુગ વાળી જગ્યાએ છ ઇંચને અંતરે રોપો અને એક મહિનાની બાદ પછી ધરૂ ક્યારામાં રોપો. | ૨ થી ૨ ½ ફુટ. | ૨ થી ૨ ½ ફુટ. | ખાતર વધારે જોઈએ છે. જો ધરૂ રોપવાના ક્યારામાં નાંખવું જોઈએ. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| મૂળા ... | જુનથી જાન્યુઆરિ | ક્યારામાં ૧/૪" ઊંડા રોપો. | ૧ ફૂટ ... | ૬ ઇંચ ... | મૂળ જમીનમાં ઊંડાં જાય છે માટે ઊંડી ખેતીની જરૂર છે |
| ટરનીપ ... | " | ક્યારામાં હારમાં રોપો અને ધરૂ આછા કરો. | ૧ ફૂટ ... | ૧ફૂટથી ૧૫ઇંચ. | .. |
| ગાજર ... | (ઑક્ટોબર પછી સારાં ઊગે છે). | " | " | ૬ ઇંચ ... | ઊંડી ખેતીની જરૂર છે. |
| બીટ ... | જુનથી જાન્યુઆરિ | ક્યારામાં હારમાં રોપો અને ધરૂ આછા કરો. | ૧ ફૂટ ... | ૧ ફૂટ ... | ઘણું પાણી જોઈએ છે. |
| મકાઈ ... | જુનથી જુલાઈ ... | ક્યારામાં વાવો અને ધરૂ આછા કરો. | ૨ થી ૩ ફૂટ ... | ૧ ફૂટથી ૧ ½ ફૂટ. | ... |
| ડુંગળી ... | ઑગસ્ટથી નવેમ્બર ... | મીના ક્યારામાં રોપો અને ધરૂ ૫" ઊંચા થાય ત્યારે બદલો. | ૧ ફૂટ ... | ૬ ઇંચ .. | જમીન ઊંડી ખેડવાની જરૂર છે. બહુ પાણી જોઇએ છે. |
| કાકડી ... | જુલાઈથી નવેમ્બર ... | બી છૂટાં છવાયાં વાવવાં ... | ... | ... | કોરી ઋતુમાં ઘણું પાણી જોઈએ છે. |
| આદુ .. | જુન | ... કંદના કકડા કરી આંખ ઉપર | ૧ ફૂટ ... | ૧ ફૂટ ... | જેમ છોડ વધે તેમ માટી |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | રહે તેવી રીતે આ ત્રણ ઇંચ ઉડા વાવા | | | ચઢાવો. એને ઘણું પાણી જોઈએ છે. |
| ાણા ... | બધી ઋતુમાં ... | છૂટે હાથે ક્યારામા વાવો .. | ૬ ઇંચ ... | ૩ ઇંચ .. | ઉનાળામાં છાયાવાળી જગાએ વાવવાના. |
| | | બીજા પાક. | | | |
| મગફળી ... | જુલાઈ અને ફેબ્રુઆરિ | ની હારમાં ૧ ઇંચ ઉડા વાવવાં. | ૧૫ ઇંચ ... | ૯ ઇંચ .. | એક તે ખેતરનો પાક છે તોપણ તેને માટે એક ક્યારો રાખવો. થોડા ચુનાવાળી રેતાળજમીન સોથી વધારે યોગ્ય છે. |
| પાસ ... | ઑગસ્ટથી ઑક્ટોબર | „ | ૧૮ ઇંચ ... | ૧ ફૂટ ... | કેટલાક વિદ્યાર્થીના ક્યારામા તેને માટે નક્કી કરેલી જગ્યામાં ઉગાડવા. |

| | | | | |
|---|---|---|---|---|
| | | **ફૂલ ઝાડનાં બી.** | | |
| તનમનીયાં. | જુનથી જુલાઈ ... | બાગના ક્યારામાં અથવા ધરૂના ક્યારામાં વાવો ત્રણ ઇંચ ઉંચા થાય ત્યારે બદલો. | ૧ ફૂટ ... | |
| હોલી હોક ( વિલાયતી ભીંડો ). | જુલાઈથી ઑક્ટોબર | બાગના ક્યારામાં વાવો. | ૧ ફૂટ થી ૧ ૧/૨ ફૂટ ... | કેટલીક વખત ૪ થી ૫ ફૂટ ઉંચા |
| સૂર્ય મુખી. | જુનથી ડિસેમ્બર ... | દરેક ખાણામાં બે ત્રણ બી વાવો. | ૩ ફૂટ ... | કેટલીક જાત ૭ કે ૮ ફૂટ ઉંચી ઉગે છે. કિનારી માટે લાયક. |
| કોસ મોસ, ઝીનીઆ. | ,, | ક્યારામાં છૂટે હાથે વાવો અથવા ધરૂના ક્યારામાં રોપો અને પછી ધરૂ બદલો. | ૧ ફૂટ ... | કિનારી માટે લાયક. |
| હજારી ... | ઑગસ્ટથી ઑક્ટોબર | ,, | ,, | |

| | | | | |
|---|---|---|---|---|
| ગેઈલાર્ડીઆ. | ” | ” | ” | ગોળ અથવા બીજા આકારના ક્યારા માટે લાયક. |
| ગુન ડાવકી ઓગ્ઝેક | ” | ” | ૧ ફુટથી દોઢ ફુટ ... | ફૂલ ઉતર્યા પછી કાંદા કાઢી લઈ નવા ક્યારામાં રોપવા જોઈએ. |
| કેલ્સીઆ ... | જુનથી જુલાઈ ... | કાંદા વાવો ... | ૨ ફુટ ... | ક્યારા તેમજ કિનારી માટે લાયક. ટેકાની જરૂર છે. કુંડાઆરિમાં પાણી પાતુ બમ કરી અને જુનમાં વાપરવા માટે કાંદા એકઠા કરો. |
| કેના ... | ” | ” | ... | કિનારી માટે લાયક બાગમાં એક વખત વાવ્યા પછી હમેશાં કાંદા મળશે. |
| કાર્નેશન, ગુલામી. | જુલાઈથી ડિસેમ્બર (જ્યાં વરસાદ ૪૦”થી વધારે હોય ત્યાં વરસાદ પછી). | ધરૂના ક્યારામાં રોપો અને જ્યારે ધરૂ ઝાલી શકાય એવા થાય ત્યારે બદલો. | ૧ ફુટ ... | ક્યારા માટે લાયક. |
| ફ્લોકસ ... | ” | ક્યારામાં કે ધરૂના ક્યારામાં છૂટે હાથે રોપો અને પછી બદલો. | ૮ ઇંચથી ૧ ફુટ .. | |

| | | | | |
|---|---|---|---|---|
| ખસખસ (પોપી). | સપ્ટેમ્બરથી ઑક્ટોબર. | ક્યારામાં છૂટે હાથે વાવો. સરખાં વહેંચવા માટે બી સાથે રેતી ભેળવો. | ૧ ફૂટ | ... કિનારી માટે લાયક. બદલી શકાતા નથી. |
| પેટૂનીઆ ... | ” | ધરુના ક્યારામાં વાવો અને ધરુ બદલો. | ૧૨ થી ૧૮ ઇંચ | ફૂલ આવતા પહેલાં ઘણું પાણી જોઈએ છે. |
| નાસ્ટુરશમ. | જુનથી જુલાઈ(ઑક્ટોબરથી નવેમ્બર) જ્યાં વરસાદ વધારે હોય ત્યાં પછીની ઋતુમાં). | ક્યારામાં વાવો ... | વેલ ૧૮ ઇંચ અંતરે, નીચો ૯ ઇંચ અંતરે. | ઘણું પાણી જોઈએ છે. |
| ઍન્ટિર્હિનમ | સપ્ટેમ્બરથી ઑક્ટોબર. | ” | ૧૨ ઇંચ .. | ફૂલનો આકાર વિચિત્ર. |
| ગુલાબ, બસંતી, જાઈ, કરણ, ટેબરનીમાન્ટેના. | વરસાદની ઋતુમાં કલમ કરીને વવાય છે. | ... | ... | ખુણામાં અને બાજુએ છૂટા છવાયા છોડ નિશાળના બગીચામાં હોઈ શકે. |

જો નિશાળના બગીચામાં જગા હોય તો મીરછેલીઓ, ચપો અને પપૈઓ વાવી શકાય. આ બન્ને ઝાડ ચોમાસામાં વાવેલાં બીમાંથી ઊગે છે.

( ઉ. ભાગના એ. ઈ. સા. ના તા. ૨૭ સપ્ટેમ્બર ૧૯૨૫ ના હુકમ નં. ૬૬૭૦ ના આધારે. )

# સહેલા આંક અથવા કોઠા.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૦। | ૦॥ | ૦॥। | ૧। | ૧॥ | ૧॥। | ૨। | ૨॥ | ૩॥ | ૪॥ | ૦ |
| ૧ | ૦। | ૦॥ | ૦॥। | ૧। | ૧॥ | ૧॥। | ૨। | ૨॥ | ૩॥ | ૪॥ | ૦ |
| ૨ | ૦॥ | ૧ | ૧॥ | ૨॥ | ૩ | ૩॥ | ૪॥ | ૫ | ૭ | ૯ | ૦ |
| ૩ | ૦॥। | ૧॥ | ૨। | ૩॥। | ૪॥ | ૫। | ૬॥। | ૭॥ | ૧૦॥ | ૧૩॥ | ૦ |

સવાબેઆ

પાયા — પોણાબેઆ

અર્ધા — પોણા — સવાયા

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૦ |
| ૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૦ |
| ૨ | ૨ | ૪ | ૬ | ૮ | ૧૦ | ૧૨ | ૧૪ | ૧૬ | ૧૮ | ૨૦ | ૦ |
| ૩ | ૩ | ૬ | ૯ | ૧૨ | ૧૫ | ૧૮ | ૨૧ | ૨૪ | ૨૭ | ૩૦ | ૦ |
| ૪ | ૪ | ૮ | ૧૨ | ૧૬ | ૨૦ | ૨૪ | ૨૮ | ૩૨ | ૩૬ | ૪૦ | ૦ |
| ૫ | ૫ | ૧૦ | ૧૫ | ૨૦ | ૨૫ | ૩૦ | ૩૫ | ૪૦ | ૪૫ | ૫૦ | |
| ૬ | ૬ | ૧૨ | ૧૮ | ૨૪ | ૩૦ | ૩૬ | ૪૨ | ૪૮ | ૫૪ | ૬૦ | |
| ૭ | ૭ | ૧૪ | ૨૧ | ૨૮ | ૩૫ | ૪૨ | ૪૯ | ૫૬ | ૬૩ | ૭૦ | |
| ૮ | ૮ | ૧૬ | ૨૪ | ૩૨ | ૪૦ | ૪૮ | ૫૬ | ૬૪ | ૭૨ | ૮૦ | |
| ૯ | ૯ | ૧૮ | ૨૭ | ૩૬ | ૪૫ | ૫૪ | ૬૩ | ૭૨ | ૮૧ | ૯૦ | |
| ૧૦ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૬૦ | ૭૦ | ૮૦ | ૯૦ | ૧૦૦ | |
| ૧૧ | ૧૧ | ૨૨ | ૩૩ | ૪૪ | ૫૫ | ૬૬ | ૭૭ | ૮૮ | ૯૯ | ૧૧૦ | |
| ૧૨ | ૧૨ | ૨૪ | ૩૬ | ૪૮ | ૬૦ | ૭૨ | ૮૪ | ૯૬ | ૧૦૮ | ૧૨૦ | |
| ૧૩ | ૧૩ | ૨૬ | ૩૯ | ૫૨ | ૬૫ | ૭૮ | ૯૧ | ૧૦૪ | ૧૧૭ | ૧૩૦ | |
| ૧૪ | ૧૪ | ૨૮ | ૪૨ | ૫૬ | ૭૦ | ૮૪ | ૯૮ | ૧૧૨ | ૧૨૬ | ૧૪૦ | |
| ૧૫ | ૧૫ | ૩૦ | ૪૫ | ૬૦ | ૭૫ | ૯૦ | ૧૦૫ | ૧૨૦ | ૧૩૫ | ૧૫૦ | |

દોઢા

અઢિઆ

નિલ

સાડાચાર

| | સવાબેઆ (૪–૯) | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પાયા (૧–૪) | | | | પોણાબેઆ (૪–૭) | | | | | |
| | અધા (૧–૨) | | પોણા (૩–૪) | સવાયા (૪–૫) | | | | | | |
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૬ | ૧૬ | ૩૨ | ૪૮ | ૬૪ | ૮૦ | ૯૬ | ૧૧૨ | ૧૨૮ | ૧૪૪ | ૧૬૦ |
| ૧૭ | ૧૭ | ૩૪ | ૫૧ | ૬૮ | ૮૫ | ૧૦૨ | ૧૧૯ | ૧૩૬ | ૧૫૩ | ૧૭૦ |
| ૧૮ | ૧૮ | ૩૬ | ૫૪ | ૭૨ | ૯૦ | ૧૦૮ | ૧૨૬ | ૧૪૪ | ૧૬૨ | ૧૮૦ |
| ૧૯ | ૧૯ | ૩૮ | ૫૭ | ૭૬ | ૯૫ | ૧૧૪ | ૧૩૩ | ૧૫૨ | ૧૭૧ | ૧૯૦ |
| ૨૦ | ૨૦ | ૪૦ | ૬૦ | ૮૦ | ૧૦૦ | ૧૨૦ | ૧૪૦ | ૧૬૦ | ૧૮૦ | ૨૦૦ |
| ૨૧ | ૨૧ | ૪૨ | ૬૩ | ૮૪ | ૧૦૫ | ૧૨૬ | ૧૪૭ | ૧ ૮ | ૧૮૯ | ૨૧૦ |
| ૨૨ | ૨૨ | ૪૪ | ૬૬ | ૮૮ | ૧૧૦ | ૧૩૨ | ૧૫૪ | ૧૭૬ | ૧૯૮ | ૨૨૦ |
| ૨૩ | ૨૩ | ૪૬ | ૬૯ | ૯૨ | ૧૧૫ | ૧૩૮ | ૧૬૧ | ૧૮૪ | ૨૦૭ | ૨૩૦ |
| ૨૪ | ૨૪ | ૪૮ | ૭૨ | ૯૬ | ૧૨૦ | ૧૪૪ | ૧૬૮ | ૧૯૨ | ૨૧૬ | ૨૪૦ |
| ૨૫ | ૨૫ | ૫૦ | ૭૫ | ૧૦૦ | ૧૨૫ | ૧૫૦ | ૧૭૫ | ૨૦૦ | ૨૨૫ | ૨૫૦ |
| ૨૬ | ૨૬ | ૫૨ | ૭૮ | ૧૦૪ | ૧૩૦ | ૧૫૬ | ૧૮૨ | ૨૦૮ | ૨૩૪ | ૨૬૦ |
| ૨૭ | ૨૭ | ૫૪ | ૮૧ | ૧૦૮ | ૧૦૫ | ૧૬૨ | ૧૮૯ | ૨૧૬ | ૨૪૩ | ૨૭૦ |
| ૨૮ | ૨૮ | ૫૬ | ૮૪ | ૧૧૨ | ૧૪૦ | ૧૬૮ | ૧૯૬ | ૨૨૪ | ૨૫૨ | ૨૮૦ |
| ૨૯ | ૨૯ | ૫૮ | ૮૭ | ૧૧૬ | ૧૪૫ | ૧૭૪ | ૨૦૩ | ૨૩૨ | ૨૬૧ | ૨૯૦ |
| ૩૦ | ૩૦ | ૬૦ | ૯૦ | ૧૨૦ | ૧૫૦ | ૧૮૦ | ૨૧૦ | ૨૪૦ | ૨૭૦ | ૩૦૦ |
| | દોઢા (૧–૩) | | | | | | | | | |
| | અઢીઆ (૧–૫) | | | | | | | | | |
| | ઊઠા (૧–૭) | | | | | | | | | |
| | સાડાચાર (૧–૯) | | | | | | | | | |

| | | | |
|---|---|---|---|
| ૦I | ચોગથી ઉલટા | | |
| ૦II | દુઆથી ઉલટા | | |
| ૦III | ૦I થી ૩ ગણા | ૧II | ૦II થી ૩ ગણા |
| ૧I | ,, ૫ ગણા | ૨II | ,, ૫ ગણા |
| ૧III | ,, ૭ ગણા | ૩II | ,, ૭ ગણા |
| ૨I | ,, ૯ ગણા | ૪II | ,, ૯ ગણા છે |

લખમીદાસ માણેકલાલ મહેતા
૩૬, દાદી શેઠની અગીઆરી લેન.
પોસ્ટ ન ૨
મુંબઈ

# મોંબાસાની એક નિશાળનો ટુંક અહેવાલ

દાહોદ ભીલ હાઇસ્કૂલના મહેતાજી સોમેશ્વર બહેચરભાઇ જોષી મોમ્બાસા ગયા છે ત્યાંથી ત્યાંની નિશાળને લગતી હકીકત મોકલી આપી છે તે શિક્ષકોને જાણવા લાયક હોવાથી અત્રે છાપી છે. શાળાનો ટાઇમ બારે માસ ; સવારના ૮ થી ૧૨ નો છે. દર ત્રણ ત્રણ માસે એક એક માસનું વેકેશન પડે છે. કેમ્બ્રીજ યુનિવર્સિટી સાથે શાળાના અભ્યાસક્રમને પરીક્ષાનો સંબંધ છે. ગુજરાતી બીજા ધોરણથીજ ડાયરેક્ટ મેથડથી અંગ્રેજી ભાષા શીખવાય છે. બાળવર્ગમાં પણ કિન્ડરગાર્ટન પદ્ધતિથી અંગ્રેજી મણકાસર બનાવરાવવામાં આવે છે. આખા કેનિયામાં બે જ હાઇસ્કૂલો છે એક નૈરોબીમાં અને બીજી મોમ્બાસામા. સરકારી વડા અમલદારોની ઓફિસ ત્યાં જેમ પૂનામાં તેમ અહીં નૈરોબીમાં છે. સબબ ત્યાંના હવા પાણી ઘણુંજ ઉત્તમ છે. કેનિયા પર્વતના ઉંચાણમાં તે શહેર છે. એજ્યુ. ઇ. કે ડે. એ. ઇ. ની જગો અહીં નથી. માત્ર ડાયરેક્ટર જ છે.

આ શાળામાં ૨૫૦) નંબર છે. દસ શિક્ષકો છે. તેમાં બે ગ્રેજ્યુએટ, ૪ મેટ્રીક્યુલેટ, ૧ વડોદરા કૉલેજના થર્ડયિર, ૧ હું (પી. આર. ટ્રે. કૉ. નો થર્ડયિર ), ૧ મેટ્રીક ફેઇલ અને ૧ વ. ફા. પાસ છે. હેડમાસ્તર મી૰ ઓલીવર દેસાઈ ૧૯૧૭ માં ભરૂચ હાઇસ્કૂલમાંથી આવેલા છે. ધર્મે ઇન્ડીઅન ક્રિશ્ચિઅન છે. સ્વભાવે સારા છે. તેમના પત્ની 'દૈનિક સમાચાર' પત્ર કાઢે છે.

મોંઘવારી મુંબઈ કરતાં વધારે નથી, સ્કૂલ અને ગામની નજીક ૪૦ શિલિંગના માસિક ભાડાથી મકાન રાખ્યું છે. મિ. જેતલી પણ મારી સાથેનાજ મકાનમાં રહે છે. અહીંના હવામાન ઉનાળામાં ગરમ રહે છે એમ કહેવાય છે. ૭ માસ ચોમાસું ને ૭ માસ ઉનાળાની મોસમ છે.

---

# સરકારી જાહેરખબરો

## જાહેરખબર

### ( ૧ )

ઉત્તર ભાગમાં છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

તા. ૨૪ મો જુન સને ૧૯૧૫ ના મુંબઈ ગવર્ન્મેન્ટ ગેઝેટના ભાગ ૧લા નાં પૃ૪ ૧૬૨૧–૧૬૨૪ મે છાપેલા કેળવણીખાતાની તા.૧૪મી જુન સને ૧૯૧૫ ની સરકારી નોટિફિકેશન નં.૧૭૩૮–એમાં જણાવેલા નિયમાનુસાર તેમજ તે નોટિફિકેશનના સંબંધમા થએલા સુધારા જે નોટિફિકેશન નં. ૩૪૩૮, ૩૧૦૭ અને ૨૨૮૮ જે તા.૨૧ મી ડિસેમ્બર સને ૧૯૧૮, તા.૧૬ મી જુન સને ૧૯૨૧, અને તા. ૨૭ મી જાન્યુઆરિ સને ૧૯૨૫ ની છે, અને જે અનુક્રમે તા. ૨૬ મી ડિસેમ્બર સને ૧૯૧૮, તા. ૩૦ મી જુન, સને ૧૯૨૧ અને તા. ૧૯ મી ફેબ્રુઆરિ સને ૧૯૨૫ ના મુંબઈ ગવર્ન્મેન્ટ ગેઝેટના ભાગ ૧–લાનાં પૃ૪ ૨૪૬૪,૧૬૦૨ અને ૪૯૩–૪૯૬ મે અનુક્રમે પ્રકટ કરવામાં આવેલ છે તેહ મુજબ સને ૧૯૨૬ ના એપ્રિલ માસમાં લેવામાં આવનારી છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નીચે જણાવેલાં પાઠ્ય પુસ્તકો પસંદ કરવામાં આવ્યાં છે—

---

### છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા.

#### ઉત્તર ભાગ

તા. ૨૨ મી મે સને ૧૯૨૫. સરકારી નોટિફિકેશન નં. ૨૭૧૬.

સને ૧૯૨૬ ના એપ્રિલ માસમાં થવાની છોકરાઓ માટેની વ. ફા. પરીક્ષા માટે નીચે પ્રમાણે પુસ્તકો નક્કી કરવામાં આવ્યાં છેઃ—

#### ગુજરાતી.

પહેલો વિષય—

ભાગ ૧—કેળવણીખાતાની સાતમી ચોપડી ( છઠ્ઠી આવૃત્તિ) ગદ્ય-પદ્યના સઘળા પાઠો.

* ગુ. શા. પુ ૬૩ અંક ૨. પ્રા. ૯.

મુખપાઠ–૭, ૧૧, ૧૫, ૨૪, ૨૮, ૩૨ ૪૦, ૪૪ અને ૫૮ એ પાઠોની કવિતાઓમાંથી ૩૦૦ લીટીઓ

ઉર્દૂ—વર્નાક્યુલર

ઉર્દૂ

પહેલો વિષય—

(અ) ઉર્દૂ મિડલકોર્સ, ભાગ ૨, પંજાબસીરીઝ પાના ૮૫ થી ૧૮૭ સુધી

(બ) મુસદ્દાસ–ઇ–હાલી, ૫૦ બન્દ અથવા છઠ્ઠા બન્દથી શરૂ કરી ૩૦૦ લીટીઓ (હેમિસ્ટિક્સ).

વર્નાક્યુલર—ગુજરાતી

( ગુજરાતી સાતમી ચોપડી )

છઠ્ઠો વિષય—

( છેલ્લી આવૃત્તિ ) પાઠો—૧, ૨, ૪, ૫, ૬, ૮, ૧૦, ૧૨, ૧૩ ૧૬, ૧૭ ૧૮, ૨૧ ૨૨, ૨૬, ૩૦ ૩૪, ૩૫ ૪૧, ૪૫, ૪૬, ૪૭, ૪૯, ૫૦, ૫૨, ૫૪, ૫૬, ૫૭ ૫૯, ૬૧ અને ૬૨ ( બધા મળી ૩૦ પાઠો )

વર્નાક્યુલર—ઉર્દૂ

ગુજરાતી

પહેલો વિષય—

(અ) ગુજરાતી સાતમી ચોપડી ( છેલ્લી આવૃત્તિ ), પાઠો—૧, ૨ ૪, ૫, ૬, ૮, ૧૦ ૧૨, ૧૩, ૧૪, ૧૬, ૧૭, ૧૮, ૨૧, ૨૨, ૨૬, ૨૭, ૩૦, ૩૪, ૩૫ ૪૧, ૪૫, ૪૬, ૪૭, ૪૯, ૫૦, ૫૨ ૫૪, ૫૬, ૫૭, ૫૯, ૬૧ ૬૨, ૬૪, અને ૬૫ (બધા મળી ૩૫ પાઠો)

(બ) કવિતા–ગુજરાતી સાતમી ચોપડીમાંથી ૧૫, ૧૯ ૨૮, ૩૨ અને ૪૪મા પાઠમાંની બધી મળી પાંચ કવિતાઓ

ઉર્દુ

છઠ્ઠો વિષય—

(અ) ઉર્દુ મિડલ કોર્સ, ભાગ ૨, પંજાબ સીરીઝ, પાનાં ૯૨ થી ૧૭૦ સુધી.

(બ) મુસદ્દાસ-ઇ-હાલી, ૩૩ બન્દ અથવા છઠ્ઠા બન્દ શરૂ કરી ૧૯૮ લીટીઓ

ભૂમિતિ

ત્રીજો વિષય—

કેળવણી ખાતાની 'નવી ભૂમિતિ' ભાગ ૧, વિભાગ ૧ સંપૂર્ણ, અને વિભાગ ૨ અને ૩ માંના સઘળાં પ્રમેયો અને કૃત્યો અને તેમાંથી નીકળતા સહેલા પ્રશ્નો.

ઉ. ભા. ના. એ. ઇ. ની ઑફિસ. (સહી) કે. એસ. વકીલ.
અમદાવાદ. ૨૨ મી મે-૧૯૨૫. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર

ઉ. ભા ના એ. ઇ. ના તા. ૨ જી જુન ૧૯૨૫ ના હુકમ નં. ૨૬૫૯ ના આધારે.)

---

જાહેરખબર.

---

(૨)

છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા

ઉત્તર ભાગ.

સરકારી નોટિફિકેશન નં. ૩૨૩૭.

તા. ૨૮ મી મે સને ૧૯૨૫ ના ગવર્નમેન્ટ ગેઝેટ ભાગ ૨ જાના પૃ. ૯૯૪ એ પ્રકટ થએલી તા. ૨૨ મી મે સને ૧૯૨૫ ની સરકારી નોટિફિકેશન નં. ૨૩૧૬ મા પ્રકટ થએલી બાબતમાં* નીચે મુજબનો સુધારો કરવામાં આવેલો છે:—

* વાંચોઃ આ પત્રના આ અંકમાં ઉપરની જાહેર ખબર નં. (૧) પૃ ૩૧૨ મે)

## ઉર્દુ વર્નાક્યુલર.

### ઉર્દુ.

પહેલો વિષય:—

(અ) ઉર્દુ મિડલ કોર્સ, ભાગ ૨ જો. પંજાબ સીરીઝ (આવૃત્તિ) પાનાં ૧ થી ૧૦૫ સુધી.

(બ) મુસદ્દાસ-ઈ-હાલી ૫૦ બન્દ અથવા ૫૬ મા બન્દથી શરૂ કરીને ૨૦૦ લીટીઓ

## વર્નાક્યુલર ઉર્દુ.

### ઉર્દુ.

છઠ્ઠો વિષય:—

(અ) ઉર્દુ મિડલ કોર્સ. ભાગ ૨ જો. પંજાબ સિરિઝ (આવૃત્તિ) પાનાં ૧ થી, ૭૨ સુધી

(બ) મુસદ્દાસ-ઈ-હાલી ૩૩ બન્દ અથવા ૫૬ મા બન્દથી શરૂ કરી ૧૯૮ લીટીઓ.

એજ્યુ ઇન્સ્પેક્ટરની ઑફિસ, અમદાવાદ. તા. ૧૯ મી જૂન ૧૯૨૫ } કે. એસ વકીલ. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ઉ. ભાગ.

(ઉ. ભાગના એ. ઇ. સા ના, ૧ લી જુલાઈ ૧૯૨૫ ના હુકમ નં. ૩૬૯૭ ના આધારે.)

## જાહેરખબર

(૧૩)

અધ્યાહણ વર્ગની પછાત કોમોને મળતા કેળવણીના ખાસ લાભ મળી શકે એ માટે આ માથે નીચે જણાવેલી ગુજરાતની કોમોને, નામદાર સરકારના કેળવણી ખાતાના ઠરાવ નં ૨૫૬૧ તા ૨૫ મી જૂન સને ૧૯૨૫ની રૂએ મધ્યમ વર્ગમા મૂકવામા આવેલી છે.

૨ ગુજરાતના કળગરોને મધ્યમ વર્ગના ન ગણતા પછાત કોમના ગણવા.

વર્ગ રજામાં એટલે મધ્યમ વર્ગના ગણવા લાયક
ગુજરાતની કોમોની યાદી.

| નં. | કોમનું નામ. | નં. | કોમનું નામ. |
|---|---|---|---|
| ૧ | આહીર | ૨૧ | ખારવા |
| ૨ | ભાડભુંજા | ૨૨ | ખત્રી (ખાત્રી). |
| ૩ | ભંડારી | ૨૩ | કોળી |
| ૪ | ભંડારા | ૨૪ | કુંભાર |
| ૫ | ભરવાડ | ૨૫ | લોધા |
| ૬ | ભાવસાર (સુરત જીલ્લા સિવાયના) | ૨૬ | લુહાર |
| ૭ | ભોઈ | ૨૭ | માછી |
| ૮ | છીપા | ૨૮ | માળી |
| ૯ | દરજી | ૨૯ | મગારા |
| ૧૦ | ધોબી | ૩૦ | પગી |
| ૧૧ | ગરાસીયા | ૩૧ | પચોળી |
| ૧૨ | ગાવલી | ૩૨ | પાટણવાડીયા (ધારાળા |
| ૧૩ | ગોલા | ૩૩ | પટેલીયા |
| ૧૪ | હજામ | ૩૪ | પિંજારા |
| ૧૫ | કાછીયા | ૩૫ | રબારી |
| ૧૬ | કડીયા | ૩૬ | રજપુત |
| ૧૭ | કલાલ | ૩૭ | શરવણ |
| ૧૮ | કામડી | ૩૮ | સુથાર |
| ૧૯ | કંસારા | ૩૯ | તંબોળી |
| ૨૦ | ખરાદી | | |

અમદાવાદ.
તા. ૨૭ જુલાઈ ૧૯૨૫.

(સહી) કે. એસ. વકીલ.
એ. ઈ. ઉ. ભાગ. અમદાવાદ.

( ઉ. ભા એ. ઇ. ના તા. ૪ થી જુલાઈ સને ૧૯૨૫ ના
હુકમ નં. ૩૮૩૮ ના આધારે )

જાહેરખબર

( ૪ )

ઉત્તર ભાગમાં આવેલા ખેતીવાડીના ઐચ્છિક વર્ગોની લીધેલી વાર્ષિક પરીક્ષાનું પરિણામ.

સને ૧૯૨૫

| જિલ્લો | લોકલબોર્ડ સ્કૂલનું નામ | ધોરણ | વર્ગમાં અભ્યાસ કરતા છોકરાઓની સંખ્યા | પરીક્ષા વખતે હાજર રહેલાની સંખ્યા | પાસ થએલા વિદ્યાર્થીની સંખ્યા | ટકા | રિમાર્ક |
|---|---|---|---|---|---|---|---|
| અમદાવાદ | કનુભા | ૫ | ૨૧ | ૧૬ | ૧૧ | ૬૮.૭ | |
| | | ૬ | ૧૩ | ૧૨ | ૬ | ૫૦ | |
| | | ૭ | ૧૬ | ૧૦ | ૬ | ૬૦ | |
| ખેડા | ઉત્તરસંડા | ૫ | ૧૨ | ૧૧ | ૮ | ૭૨.૭ | |
| | | ૬ | ૨૮ | ૨૪ | ૨૧ | ૮૭.૫ | |
| પંચમહાલ | નદીમર | ૫ | ૮ | ૭ | ૫ | ૭૧.૪ | |
| | | ૬ | ૩ | ૩ | ૧ | ૩૩.૩ | |
| | | ૭ | ૨ | ૨ | ૨ | ૧૦૦ | |
| ભરુચ | શુકલતીર્થ | ૫ | ૪ | ૪ | ૪ | ૧૦૦. | |
| | | ૬ | ૪ | ૩ | ૩ | ૧૦૦. | |
| | | ૭ | ૩ | ૩ | ૩ | ૧૦૦. | |
| સુરત | વાઘછીપા | ૫ | ૯ | ૮ | ૭ | ૮૭.૫ | |
| | | ૬ | ૩ | ૧ | ૧ | ૧૦૦. | |
| | | ૭ | ૮ | ૭ | ૬ | ૮૫. | |

(સહી) જી. આઈ. રમણ

કૉર. ઓ. ઇ. અમદાવાદ.

( ઉ. ભાગના એ. ઇ.ના તા. ૬ ઠ્ઠી જુલાઈ સને ૧૯૨૫ ના હુકમ નં. ૨૯૬૭ ના આધારે )

જાહેરખબર

(૫)

તા. ૩૦ મી જૂન, સને ૧૯૨૫ ના દિવસે પુરા થતા ત્રિમાસિક દરમિઆન મે. ડિરેકટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન અને ઉ. ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર—એમણે પાઠય પુસ્તક તરીકે તેમજ ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર કરેલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રન્થકર્તાનું નામ | પ્રસિદ્ધકર્તાનું નામ અને ઠેકાણું | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુર કરવામા આવ્યુ | રિમાર્ક. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ભૌતિકશાસ્ત્ર અને આરોગ્ય વિજ્ઞાન (ત્રીજી આવૃત્તિ) | મિ. બી. એન. મહેતા | મિ એમ. સી કોઠારી. વડોદરા | ૧—૦—૦ | પાઠય પુસ્તક, ઇનામ અને લાઇબ્રેરી | પ્રાથમિક અને માધ્યમિક શાળા માટે |
| ૨ | સાહિત્ય વાચનમાળા ભા ૧ લો. (પહેલી આવૃત્તિ) | મિ. પી. ની. દેસાઈ. | મિ. પોપટલાલ એમ. ગજરાવાલા. રિચીરોડ, અમદાવાદ. | ૦—૭—૦ | પાઠય પુસ્તક | માધ્યમિકશાળા અને ટ્રેનિંગ કૉલેજ માટે |
| ૩ | એજન ભા. ૨ જો (પહેલી આવૃત્તિ) | એજન | એજન | ૦—૮—૦ | એજન | એજન |
| ૪ | કન્યા ગણિત ભા. ૨ જો (પહેલી આવૃત્તિ) | મેસર્સ ડી. ટી. ભોજાણી. અને આર. પી. અનડા. | મેસર્સ. ડી. ટી. ભોજાણી અને આર. પી. અનડા; મોચીપોળ મદનગોપાળની હવેલી, અમદાવાદ. | ૦—૧૦—૦ | એજન | કન્યાઓ માટેની પ્રાથમિક શાળા માટે |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૫ | સુભદ્રા (પહેલી આવૃત્તિ) | શ્રી વર્દ્ધકાન્ત ભાષાન્તર કર્તા—મિ. જે. ડી. મોદી. | મિ. જે. એ. મહેતા. પીરમશા રોડ, અમદાવાદ. | ૦—૧૨—૦ | પાઠ્ય પુસ્તક | કન્યાઓ માટેની માધ્યમિક શાળા માટે અને સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ કોલેજો માટે. |
| ૬ | વ્યારત્નમાળ ભા ૧લો. (ત્રીજી આવૃત્તિ) | મિ. બી. બી. કંથારીયા. | મિ. ભોળાનાથ બી. કંથારિયા. રઘનાથ બખની પોળ, અમદાવાદ. | ૦—૮—૦ | ઇનામ અને લાઇબ્રેરી<br>ઇનામ અને લાઇબ્રેરી | કન્યાઓ માટેની મધ્યળી-શાળાઓ માટે<br>પ્રાથમિક અને માધ્યમિક શાળા માટે |
| ૭ | કૃષ્ણ તરીકાત. (ઇ.સ. ૧૯૨૪ની આવૃત્તિ) | પ્રેમયોગી. | મિ. એ. એમ. ઠાકોર. નર્મદા ઇંગ્લિશ સ્કૂલ શુક્લતીર્થ. | ૦—૮—૦ | ઇનામ અને લાઇબ્રેરી | પ્રાથમિક શાળાઓ માટે |
| ૮ | સચિત્ર પશુપક્ષી વર્ણન | મિ. એસ. એન. જોશી. | મેનેજર, ચિત્રશાળા સ્ટીમ પ્રેસ, પુના. | ૦—૧૨—૦ પાતળું પુઠું<br>૧—૦—૦ જાડું પુઠું | એજન<br>એજન | એજન |
| ૯ | અમારી વાર્તાઓ, (ઇ.સ. ૧૯૨૫ની આવૃત્તિ) | મેસર્સ એમ. એન. પટેલ અને એન. આઈ. પટેલ. | બાલજીવન કાર્યાલય, મુંબઇ. | ૦—૪—૦ | ઇનામે | એજન |

(સહી) K. S. Vakil.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ. ભાગ

(ઉ. ભાગના એ.ઇ.ના તા. ૨૭મી જુલાઈ સને ૧૯૨૫ ના ઠરાવ નં ૪૫૨૯ના આધારે)

## જાહેરખબર

### (૬)

### તા. ૧૧ મી નવેમ્બર ૧૯૨૪ નો મુંબઈ સરકારના કેળવણી ખાતાનો ઠરાવ નં. ૨૯૫

નામદાર મુંબઈ સરકારે એવો ઠરાવ કર્યો છે કે મુસલમાનો માટેની પ્રાથમિક શાળાઓમાં જ્યાં ઉર્દુદ્વારા શિક્ષણ અપાય છે અને સ્થાનિક ભાષાનું શિક્ષણ ફરજીઆત બીજી ભાષા તરીકે અપાય છે તેવી ( ઉર્દુ—ગુજરાતી ) શાળાઓમાં સ્થાનિક ભાષાનું શિક્ષણ હવે પછી ઐચ્છિક રાખવું. માટે હવેથી ઉર્દુ—ગુજરાતી શાળાઓમાં સ્થાનિક ભાષા એટલે ગુજરાતી ફરજીઆત રાખવી કે ઐચ્છિક રાખવી તેનો નિર્ણય સ્થાનિક મુસલમાનોએ કરવાનો છે. ગુજરાતી—ઉર્દુ શાળાઓમાં તો હાલની માફકજ ગુજરાતીદ્વારા શિક્ષણ અપાશે, અને ઉર્દુ ફરજીઆત બીજી ભાષા તરીકે શીખવાશે માટે મુસલમાન છોકરાઓ માટેની શાળાઓના મુન્શીઓને ખબર આપવામાં આવે છે કે ઉપરના ઠરાવથી વાકેફ થઈ ઉર્દુ—ગુજરાતી ધોરણોમાં સ્થાનિક ભાષાનું શિક્ષણ ઐચ્છિક અથવા ફરજીઆત રાખવું કે કેમ તે શાળામાં આવતા છોકરાઓનાં માબાપો અગર વાલીઓને પૂછી તેમના આવેલા અભિપ્રાયો જીલ્લાના મહેરબાન ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબને છેવટના નિર્ણય માટે મોકલી આપવા.

અમદાવાદ,
તા. ૭-૭-૨૫

N. A. Khalique.
ડે. એ. ઇ. ઉર્દુ સ્કૂલસ. ઉ. ભાગ.

( ઉ. ભાગના મે. એ. ઇ. સાહેબના તા. ૧૩ મી ઑગસ્ટ ૧૯૨૫ ના હુકમના આધારે )

---

### શુદ્ધિપત્રક.

અંક ૯ પૃષ્ઠ ૨૫૮ લીટી ૨૧ મી પછી ૩૦૦) થી ઉપર રૂ. ૨૫ એમ ઉમેરીને વાંચવુ.

,, પૃષ્ઠ ૨૭૨ પ્રશ્ન ૨૯ મી લીટી પછી ઉપરના વાક્યનું સ્પષ્ટીકરણ કરો એમ ઉમેરીને વાંચવું.


શાળોપયોગી ભૂગોળમાળા' મણકો-૨ જો
મુંબઇ ઈલાકો.
અને
હિંદુસ્તાન ( સામાન્ય )
કર્તા,
પ્રિતમરાય વ્રજરાય દેસાઈ
રંગીન તથા સાદા પુષ્કળ નકશા સહીત.
કી ૦-૫-૦

Registered No. B. 43

પુસ્તક ૬૩ મું ]                [ અંક ૧૧-૧૨

# Gujarat School Paper

# गुजरात शाळापत्र

## નવેમ્બર-ડિસેમ્બર, સને ૧૯૨૪

કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (જાન્યુઆરિ ૧૯૨૪ થી)

કૃષ્ણલાલ સુરજરામ વકીલ, M. Ed., I. E.S.

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ, અમદાવાદ



સૂર્યપ્રકાશ પ્રિં૦ પ્રેસમાં, મુળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું—

ઠેકાણું—કાળુપુર ટંકશાળ—અમદાવાદ

-મરના વિદ્યાર્થીઓએ બાળકોના ઉપ-

...ામ:

ાવણીની ઉમરની એટલે પાંચ વરસની અંદરનાં

# નવેમ્બર-ડિસેમ્બર—સને ૧૯૨૪



## જાહેર ખબર.

ઉ. ભા. ના. એ. ઇ. ના હુકમ નં ૧૦૦૮૬, ૧૦૦૮૮ તા. ૨-૧૨-૨૪ના આધારે

રા. નરભેશંકર ઉમિઆશંકરના તા. ૨૩ મી નવેમ્બર, સને ૧૯૨૪ ના કાગળના જવાબમાં જણાવવાનું કે "અંકગણિતનાં મૂળતત્ત્વ (૪૧ મી આવૃત્તિ)" ની કિંમત ૦-૯-૬ થી ઘટાડી ૦-૭-૦ રાખવાની પરવાનગી આપવામાં આવે છે.

## જાહેર ખબર.

નિતિના પાઠો શિખવવા' માટેની પરીક્ષા આ કોલેજમાં તા. ૨૧-૭-૨૪ ન. રોજ લેવાઇ હતી. અને તેમાં સૌથી સારા નંબરે રામી ભાઇ-છોટાલાલ આવ્યાં હતાં જેથી તેમને તા. ૨૨-૧૧-૨૪ ના રોજ આ કોલેજના વિદ્યાર્થીઓ તથા શિક્ષકોની સમક્ષ મુંબઈ અને ઉત્તરભાગના

નહિ લખ્યો હોય તેમને રૂપાનો ચાંદ તથા ચોપડીઓ મળી. રૂ. ૨૦ની

ધણી લખશે તે રસ્તે તેના ખ-

પણ નાણાં ભરી પાવતી લઇ જાઓ,

**સસ્તું સાહિત્ય વર્ધક**

તા. કા. જે પત્રમાં જા. ખ. વાંચીને

એફ. એલ. સ્ટોકબ્રિજ,
ઇન્સ્પેકટ્રેસ ઓફ ગર્લ્સ સ્કૂલ્સ
મુંબઇ અને ઉત્તરભાગ.
ઇન.—લેડી સુપ્રીટેન્ડન્ટ.




# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૬૩મું, નવેમ્બર-ડિસેમ્બર સને ૧૯૨૪, અંક ૧૧-૧૨ મો

## છેલ્લી સામ્રાજ્ય કેળવણી કોન્ફરન્સ વખતે લંડનની 'બોર્ડ ઓવ એજ્યુકેશન' તરફથી ભરાએલું કેળવણી પ્રદર્શન

—— o ——

આ પ્રદર્શનમા નાના બાળકોની શાળાઓ (ઇન્ફન્ટ સ્કૂલ) તરફથી વાચન, ભાષા, આંક, સાહિત્ય, સગીત, રમતગમત, સૃષ્ટિજ્ઞાન, હસ્તકામ અને ચિત્રકામ એ ચાલુ અભ્યાસક્રમના વિષયો સબધી શિક્ષકોએ તથા બાળકોએ કરેલા કામના નમુના મૂકવામા આવ્યા હતા એ નમુનાઓ પરથી એ શાળાઓના ખાસ લક્ષણ માલમ પડી આવતા હતા એ નમુનાઓ નીચે પ્રમાણે હતા —

( ૧ ) જુદી જુદી શાળાઓના કામની યોજનાઓ અને તેના વખતપત્રકો

( ૨ શિક્ષકોએ અને મોટી ઉંમરના વિદ્યાર્થીઓએ બાળકોના ઉપયોગને માટે બનાવેલા સાધનો,

( ૩ ) બાળકોએ કરેલુ કામ,

( ૪ ) ફરજીઆત કેળવણીની ઉંમરની એટલે પાચ વરસની અંદરના

બાળકોને માટેની નિશાળો ( નર્સરી સ્કૂલ ) માં વપરાતાં સાધન તથા સાહિત્ય અને રમકડાં.

( ૧ ) કામની યોજનાઓમાં કેટલીક શાળાનાં સર્વ પ્રકારનાં કામકાજને લગતી હતી અને કેટલીક અમુક અમુક વિષય (જેવા કે સૃષ્ટિજ્ઞાન)ને લગતી હતી.

વખતપત્રકામાં કેટલાંક વિગતવાર-દરરોજ અમુક અમુક વખતે કર્યું કર્યું કામ કરવું તે બતાવનારાં હતાં, ત્યારે કેટલાંક અમુક સમયમાં આશરે કેટલું કામ કરવું એટલુંજ બતાવી શિક્ષકને તે પોતાની સવડ પ્રમાણે અને બાળકની અભિરુચિ પ્રમાણે કરવાની છૂટ આપનારાં હતાં.

( ૨ ) આ વિભાગમાં નાનાં બાળકોને એકત્ર કરી વર્ગશિક્ષણ આપવાની પદ્ધતિને બદલે તેમને છુટાં છુટાં પોતાની મેળે કામ કરવા દઈ વાચન તથા સંખ્યા શિખવવાની જે નવી પદ્ધતિ દાખલ થવા માંડી છે તેને લગતાં બાળકોના ઉપયોગને માટે શિક્ષકોએ તથા મોટી ઉમરના વિદ્યાર્થીએ બનાવેલાં સાધનો મૂકવામાં આવ્યાં હતાં. વાચન અને સંખ્યાના વિષયમાં પોતાના ગજા પ્રમાણે કામ કરવાની, પોતાની મેળે આગળ પડીને સ્વતંત્રપણે કામ કરવાની શક્તિ ખીલવવાની, અને પોતાને જરૂર પડે જોઈતી મદદ મેળવવાની તક બાળકોને કેવી રીતે આપવામાં આવે છે તે આ સાધનો પરથી જણાઈ આવતું હતું.

( ૩ ) આ વિભાગમાં બાળકોએ પોતેજ કરેલાં કામના નમુનાઓ હતા, જેવા કે સ્મૃતિથી અથવા કલ્પનાથી અથવા કુદરતી કે બનાવટી પદાર્થોનાં તાત્કાલિક કરેલાં અવલોકન પરથી પાડેલાં ચિત્રો; અનેક પ્રકારનાં સાધનોથી બાળકોએ સાથે મળીને તેમજ છુટાં છુટાં રહીને કરેલું હસ્તકામ; બાળકોના અક્ષરના નમુનાઓ વગેરે.

૨. આ ખંડમાં ઇગ્લંડની જાહેર પ્રાથમિક શાળાનું તેમજ મધ્યસ્થ શાળાનું કામ ગોઠવવામાં આવ્યું હતું. પ્રાથમિક શાળામાં સાધારણ રીતે ૧૪ વરસ ઉપરની ઉમરનાં બાળકોને રાખવામાં આવતાં નથી, અને તેમાંથી પણ ૧૧-૧૨ વરસની ઉમરનાં ઘણાંખરાં હોશિયાર બાળકોને સ્કોલરશિપો આપી આગળ અભ્યાસ માટે ઉંચા વર્ગની શાળાઓમાં મોકલી આપવામાં આવે છે. મધ્યસ્થ શાળામાં પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓની લેવાતી હરિફાઈની પરીક્ષામાં ઉપર આવેલાં ૧૧-૧૨ વરસની ઉમરનાં

